"તણખા" માસિકની પ્રથમ ભેટ

# આત્માનાં તેજ

[ ક્રાંતિકારી સામાજિક નવલકથા ]

●

—: લેખક :—

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

મણિનગર

"તણખા" કાર્યાલય

●

૨૭૭૯; રાયપુર :: લાંબાપાડાની પોળ

**અમદાવાદ**

## ∴ ∴ ∴ ∴ ∴ ∴ નિવેદન

આજના સમાજનો હુબહુ ચિતાર રજુ કરતી આ સામાજિક ક્રાંતિકારી નવલકથા 'તણખા' ના વાચક બંધુઓ સમક્ષ રજુ કરતાં અમને આનંદ થાય છે.

આ આખીયે નવલકથા હેતુલક્ષી છે, ધ્યેયલક્ષી છે. આ નવલકથાના વિદ્વાન લેખક શ્રીયુત, ધનશંકરભાઈ ત્રિપાઠીએ તેમની સિદ્ધહસ્ત કલમે નવલકથાના પાને પાને સમાજનું સચોટ દર્શન કરાવ્યું છે. તેમના પાત્રોમાં ક્રાંતિની સંપૂર્ણ ધગશ છે તેમ છતાં અસંસ્કાર કે સ્વચ્છંદતા નથી. આજે આપણા સમાજમાં અનંત જેવા ક્રાંતિકારીઓની જરૂર છે જ. આ નવલકથા વાંચી સમાજના યુવાનોને પ્રેરણા મળે અને તેઓ 'સેવામંત્ર'નો શંખનાદ ફૂંકે એમ અમે ઇચ્છીએ છીએ.

આ પુસ્તકની એક વિશિષ્ટતા તરફ અમારે વાચક મિત્રોનું ધ્યાન ખેંચવું જોઈએ. આજની કહેવાતી રસિક નવલકથાઓથી આ નવલકથા પર છે. આપણા ઘરમાં, આપણા સમાજમાં, આબાલ-વૃદ્ધ સ્ત્રી પુરૂષો સમક્ષ ધરવામાં આવતા સાહિત્યના સંસ્કાર કે સુરુચિનો ભંગ કરે તેવાં વેવલાં–પ્રેમલાં પ્રેમલીના સાહિત્યની આજે સમાજને જરૂર નથી એમ અમારૂં માનવું છે. એ ધ્યેયને લેખકશ્રીએ આખી નવલકથામાં સરસ રીતે સાચવ્યું છે. તેમ છતાં કોઈ સ્થળે વાર્તામાં રસક્ષતિ થવા પામતી નથી. આ પુસ્તકના લેખક શ્રી. ધનશંકરભાઈએ અમારૂં દૃષ્ટિબિંદુ સમજીને આવું સુંદર પુસ્તક સમયસર લખી આપ્યું તે માટે અમે તેઓના આભારી છીએ.

આ પુસ્તકના ટાઈટલનું કલાત્મક છાપકામ મુરબ્બી શ્રી. ગોવિંદ-લાલ મોહનલાલ જાની અને શ્રી. હીરાલાલ જાનીએ પોતાના પ્રેસમાં અમને કરી આપ્યું છે તે માટે તેઓના અમે ખાસ આભારી છીએ.

આ સાથે અમારા પંથના માર્ગદર્શક શ્રી. રમણલાલ આણંદલાલ બની, શ્રી. લીલાધર લક્ષ્મીરામ ઠાકર, શ્રી. ચંદુલાલ ચુનીલાલ વ્યાસ અને શ્રી. હિરાલાલ મોતીલાલ મ્હેતાનાપણ અમે આભારી છીએ.

છેવટમાં અમારા મુરબ્બીઓ, શુભેચ્છકો, મિત્રો અને જાહેર ખબર આપનાર તમામ ગૃહસ્થોના સહકાર માટે અમે ઋણી છીએ.

૨૭૭૯, રાયપુર
'ઠાકર ભવન'
લાંબાપાડાની પોળ
અમદાવાદ

લિ. સેવકો
શાંતિલાલ લીલાધર ઠાકર
લક્ષ્મીપ્રસાદ જમનાલાલ આચાર્ય
દશરથલાલ લીલાધર ઠાકર

# પ્રાસ્તાવિક

સમાજ સુધારણાનું મંથન જોશભેરથી ચાલી રહ્યું હોય તો તે આ યુગમાં જ છે. સ્વાતંત્ર્યના રાષ્ટ્રીય વિચારોમાં વિચરી રહેલા હિંદમાં સમાજ સુધારાના વિચારોને આજ ઘણો વેગ મળી ચૂક્યો છે. સામાજિક ક્રાંતિનો નાદ આજ ચોમેરથી પડી રહ્યો છે. સામાજિક ગુલામીના પાશ છેદી નાખવાની અને પટેલશાહી કે વડીલશાહીની જોહુકમીને મિટાવી દેવાની તમન્ના આજના યુવકહૃદયમાં ઉત્પન્ન થઇ છે; એ સામે સિદ્ધાંતને ખાતર મરી ફીટવા, અન્યાયનો વિરોધ કરવા તથા અધર્મની આહૂતિ દેવા તેને ધગશ ઉત્પન્ન થઇ છે; વ્યક્તિસ્વાતંત્ર્ય, આત્મનિર્ણય, અંતરાત્માનો અવાજ, એ હક્કની આડે આવનારાઓ સામે તે સખ્ત વિરોધ દર્શાવી રહ્યો છે.

વડીલો વડીલ તરીકે વહેલા જન્મ્યા માટે સંતાનોને દાબી શકે એ યુગ આજ વહી ગયો છે વડીલની પણ ભૂલ થતી હોય તો તે બતાવવાનો પોતાનો ધર્મ યુવકો સમજતા થયા છે. વડીલ માને નહીં તો તેની સામે ક્રાંતિ જગાવવાનો પોતાનો હક જતો કરવા યુવકો આજે રાજી નથી.

આવા આ ચેતનયુગમાં આ કથા પોતાનો શક્ય ફાળો આપવા કોશિષ કરી રહી છે. અનેક અન્યાયોનાં દૃષ્ટાંત રજુ કરીને તે મિટાવવા માટે—સમાજ સુધારો કરવા માટે યુવકો શું કરી શકે તેનું પ્રતિપાદન કરેલું છે.

આજે સમાજ રૂપ કિલ્લા ઉપર રૂઢિરાક્ષસી એવી તો જામી પડી છે કે એને ખસેડ્યા વિના સ્વતંત્રતા રૂપ નન્દનવનમાં જઇ શકાય તેમ નથી. એ પરિસ્થિતિ વિદાર્યાં વિના નહીં ચાલે, સત્ય અને ન્યાયના સિદ્ધાંતવાળાં આત્મતેજ જો ચોતરફ ફેંકાઇ રહે અને

રૂઢિવશતાની ગુલામીની બેડીઓ તોડી નાંખવાની પ્રબળ ઇચ્છા પ્રત્યેક વ્યક્તિમાં પ્રકટે તો જ એ દિન સમિપ આવે.

૨૩ કરોડની હિંદુ જાતિ આજ સંક્રાતિકાળમાંથી પસાર થાય છે. તેની જ્ઞાતિઓમાંની કુરૂઢિઓ જોઈને યુવકોનાં મગજ ફરી જાય છે. એ જડ ઘાલી બેઠેલી કુરૂઢિઓ ફગાવી દેવા માટે એક બાજુ જ્યારે યુવકહૃદય તલસી રહેલ છે ત્યારે જુનો જડવાદી કિલ્લો મક્કમ રહેલ છે. ઇંગ્લાંડના નોર્મન કાળમાં જેમ એક એક અંગ્રેજ અમીર પોતાના કિલ્લામાં પોતાનો રાજા થઇ બેઠો હતો તેમ આજે તેમાંની વસ્તુસ્થિતિ છે.

બીજાનું બગડતું હોય તો 'અમારે શું?' આવી બેદરકારીનું સામ્રાજ્ય તેઓમાં છવાઈ ગયેલું છે. સત્ય કહી દેવા જુનવાણી સમાજ અચકાય છે અને પરિણામ એ આવે છે કે—અન્યાયોના થરના થર જામતા જાય છે. 'જૂઠા પૂજન છોડ પૂજારી, જૂઠા પૂજન છોડ' એ મંત્રની અહાલેક જગવવાની હવે જરૂર છે. ઇ. સ ૧૨૧૫ માં જેમ ઇંગ્લાંડની પ્રજાએ સંપી જઇને રાજા જહોન પાસે 'મેગ્ના કાર્ટા' લખાવ્યો હતો તેમ યુવકોએ સમાજના જુનવાણીઓની સામાજિક સ્વેચ્છાવાદી સત્તાનો અંત લાવવો રહ્યો.

આજની કેળવણીએ વ્યક્તિસ્વાતંત્ર્યની નવી આંખ યુવકોને આપી છે. આત્માના અવાજને અને આત્મનિર્ણયને એણે પ્રાધાન્ય આપ્યું છે. એનો લાભ યુવકોએ ઉઠાવવો રહ્યો. એ સિદ્ધાંતો જોર શોરથી પ્રતિપાદન કરવા રહ્યા અને એ માટે પ્રત્યેક યુવક જાગે—પોતાનો સમૂહ વધારે—પ્રતિજ્ઞાઓ લે અને એ પ્રતિજ્ઞાઓ પાર પાડવા આકાશ—પાતાળ એક કરે—"સચ્ચે નહીં ડરતે હૈ જમાને મેં કિસિસે" એ સૂત્ર ધ્યાનમાં રાખી તેઓ 'આગે કદમ' કરે.

શત માતાઓ દુધ માગું
શત યુવાન અર્પણ માગું

જે ઝૂઝે રૂઢિ—સંગ્રામે
જય વર્યાં વિના ન વિરામે.

આ કથાનો મૂખ્યસૂર આ છે. એમાં ચીંધેલા ઉદ્દેશનાં કાર્યોની સફળતા અહિંસાના સિદ્ધાંત વિના પાર નહીં ઉતરે; કેમકે જો હિંસાના સિદ્ધાંતને અપનાવ્યો તો મારામારી કાપાકાપી અને અંધાધુંધી સિવાય બીજું કાંઈજ પ્રાપ્ત નહીં થાય. યુવકહૃદયનાં દિલમાં પુન્યપ્રકોપ જાગે ત્યારે તેની જ્વાલાઓ ભભુકી ઉઠે એ કુદરતી છે. પણ તેને અહિંસાના સિદ્ધાંતરૂપી સંયમથી કાબુમાં રાખીને કાર્ય કરે તો યુવકના ઝુઝવામાં સચ્ચાઇની સબળતા સોહી રહે અને ઇષ્ટસિદ્ધિ માટે ઈશ્વરી આશિર્વાદ પણ એને મળે.

એક જ્ઞાતિના કટિબદ્ધ સો યુવાનોના આવા જથ્થાની પેઠે જ સો માતાઓની જાગૃતિની ઘણી જરૂર છે. શિવાજી મહારાજની માતા જીજીબાઈ જેવી માતાઓ આપણને જોઇએ છે કે જેઓ પોતાના સંસ્કારથી દેશને અનેક શિવાજી સમર્પે. નેપોલીઅને માતાઓને જ્ઞાન દેવાની ચાવી વડે જ હરકોઈ દેશના ઉદ્ધારનો માર્ગ ચીંધ્યો હતો. અન્યાય જુએ અને માતા પડકાર કરી ઉઠે કેઃ "દીકરાઓ, દીકરીઓ, જાગો અને જાઓ એ અન્યાય દૂર કરવા." રાજપૂત કાળમાં રજપૂતાણીઓ પોતાનાં સંતાનને રણક્ષેત્રમાં મોકલતી; હતાશ થયેલાઓને ઉત્સાહી બનાવીને યુદ્ધમાં પ્રેરતી. સામાજીકક્રાંતિ માટે આવી સો માતાઓ બસ છે કે જે અનેકમાં પ્રાણ પૂરે—માટીમાંથી મર્દ સર્જે અને ક્રાન્તિની અહાલેક જગવી અન્યાયોનો વિરોધ કરે અને કરાવે.

આ કથાનો પાયો આ મુદ્દાઓમાં નાંખેલો છે. એમાં પાત્રો સ્થળો અને ઘટનાઓ કલ્પિત મૂક્યાં છે. કોઈ પણ એક જ્ઞાતિને તે લાગુ પડતાં નથી કોઈ જીવંત વ્યક્તિને ખ્યાલમાં રાખીને તેના ઉપરથી આ કથાનિરૂપણ નથી કર્યું. હિંદુસમાજની ચોગરદમની

દુર્દશા નિહાળીને અને સર્વસામાન્ય વસ્તુસ્થિતિ અવલોકીને સુસ્થિતિ –પ્રાપ્તિની ચાવીઓ બતાવવા આ કથામાં કોશિષ કરવામાં આવી છે.

'તણખા' માસિકની આ ભેટ છે કે જે માસિકનો ઉદ્દેશ બ્રહ્મસંતાનોને પૂર્વકાલિન વર્ણોની પેઠે વર્ણશિરોમણીપદે સ્થાપવાનો છે. એ ઉદ્દેશની સાધનામાં બ્રાહ્મણવર્ગને વિચારો સમર્પવામાં આ કથા કંઇક અંશે માર્ગદર્શક થશે તો તેની રચના સાર્થક થશે.

આત્મઉદ્ધાર માટે જે કોઇ તત્પર થાય છે તેણે આત્મઅવલોકન કરવું રહ્યું; આત્મ શુદ્ધિ માટે આત્મદોષો નિવારવા રહ્યા. એક ગુમડું થયું હોય તો ફક્ત ગમપલાસ લગાવ્યે પતતું નથી. તે થોડોક વખત મટે છે પણ તે પછી એક મટે છે તો બીજુ થાય છે અને એમ જ્યારે એ ગુમડાં વધી જાય છે ત્યારે રક્તશુદ્ધિની જરૂર વૈદ્યો સૂચવે છે–ડાક્ટરો ઇંજેકશનસ આપે છે. તેમ હરકોઇ જ્ઞાતિએ પોતાનાં અંગમાંનો સડો સાફ કરવા યત્નો કરવા જોઇએ. જેમ શરીરનો સડો સાફ થતાં સુવર્ણસમી કાન્તિમતી દેહલતા પ્રાપ્ત થાય છે તેમ આત્માવલોકન વડે આત્મદોષ નિવાર્યાથી આત્મશુદ્ધિ થઇ આત્માનાં તેજ ઝળહળાવી શકાય છે માટે

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

શરદપૂર્ણિમા
સંવત ૧૯૯૫
મણિનગર.

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | છેલ્લી | નાંખ્યા અને | નાંખ્યા હોત પણ સયંમ રાખ્યો અને |
| ૩૦ | ૧૫ | જે. સા. મહેતા | જે. એસ મહેતા |
| ,, | ૨૧ | ,, | ,, |
| ૫૪ | ૧ | શોભારામને | શોભારામ |
| ૮૩ | ૨ | નહીં | નથી |
| ૧૦૮ | છેલ્લી | અવિદ્માનો | અવિદ્યાનો |
| ૧૧૫ | ૧૦ | થશે | થશે |
| ૧૧૯ | ૧૧ | પ્રકરણ ૧૯ | પ્રકરણ ૨૦ |
| ૧૩૧ | ૧૦ | સહિત | અહિત |
| ૧૪૦ | ૯ | અટકાશું | અટકાવીશું |
| ૧૪૮ | ૭ | તેમ | તમે |
| ૧૮૫ | ૩ | તેઓને કહી | તેઓને |
| ,, | ૪ | સંરક્ષક માગીએ | સંરક્ષક લાગીએ |
| ૧૮૯ | ૫ | સુતા ત્યાં | ત્યાં સુતા |
| ૨૨૨ | મથાળું | કુલનશાઈ | કુલીનશાઈ |

# શ્રીયુત અમથાલાલ જીવનરામ વ્યાસ

## [ સંક્ષિપ્ત રેખાચિત્ર ]

परिवर्तिनि संसारे, मृतः कोऽवा न जायते
स जातो येन जातेन याति: वंशः समुन्नतिम् ॥

આ પરિવર્તનશીલ સંસારમાં અનેક મનુષ્યો જન્મે છે અને મરણ પામે છે. પરંતુ જે મનુષ્યના પ્રયાસથી કીંવા જેની સહાતાથી તેનો વંશ: કીંવા તેની જ્ઞાતિ કે સમાજ ઉન્નતિને પ્રાપ્ત થાય છે; તેજ મનુષ્ય ખરેખર જન્મેલો કહેવાય છે. એવા જાતિ ઉદ્ધારક કીંવા કુલોદ્ધારક પુરૂષપુંગવો સંસારમાં ન હોય છતાં ચિરંજીવી લેખાય છે એક અંગ્રેજ લેખક જણાવે છે કે—

"No one asks who or what they have been,
More than he asks what waves,
In the Moonlight Solitudes mild
Of the Ocean have last see,
From form for a moment and gone."

અર્થાત: સમુદ્રના કોઇ એકાન્ત પ્રદેશમાં ઝાંખા ચાંદરણામાં પ્રતિપળે કેટલાય મોજાં ઉછળી, એક બીજામાં અથડાઈ બીજી જ પળે પાછાં સાગરમાં લય પામી જાય છે; તે જાણવાની કોઇ દરકાર રાખતું નથી પણ—

यस्मिन्जिवति जीवन्ति वहवः

જેમના જીવવા વડે ઘણાઓને જીવનનો આધાર મળે છે તથા—જેના જીવવાથી ગરીબ માણસે, મિત્રો સ્નેહી, સબંધી, બન્ધુજનો અને કુટુમ્બીઓને આશ્રય મળે છે તેમનું જીવવું સફળ છે.

×

જુદા જુદા મહાપુરૂષોના જીવન ચરિત્રો વાંચતા આપણને જણાય છે કે જેઓ પુરુષાર્થી હોય છે તેઓ જ પોતાની મહત્ત્વાકાંક્ષાઓને પરિપૂર્ણ કરી માનવજીવન સફળ કરી જાય છે.

**શ્રી.** અમથાલાલ ભાઇનો જન્મ દંઢાવ્ય ક્ષેત્રનાં રૂપાલ ગામમાં વ્યાસ કુટુમ્બના જાણીતા અને ગર્ભશ્રીમંત સ્વ. શ્રી જીવતરામ ભાઇને ત્યાં સવંત ૧૯૪૫ માં આસોવદી પાંચમે થયેલ. શરૂઆતમાં ગુજરાતી ભાષાનું સામાન્ય જ્ઞાન મેળવી લીધા બાદ શ્રી. અમથાલાલ ભાઇએ તેમની જીવનની શરૂઆત સામાન્ય નોકરીથી કરી હતી. જે વ્યક્તિની દૃષ્ટિ હુન્નર ઉદ્યોગ તરફ હોય તે નોકરી કેટલા દિવસ કરી શકે? બે ત્રણ ધંધામાં જુદી જુદી નોકરીઓ કરવા છતાં શ્રી. અમથાલાલ ભાઇને રૂચ્યું નહિ. તેઓ અમદાવાદ આવ્યા. આ વખતે ઉમરે ન્હાના હતા તેમ છતાં એક સામાન્ય રંગના વેપારી તરિકે તેમણે ધંધાની શરૂઆત કરી. ભાગ્યદેવીની પરમ કૃપાથી અને પોતાની કુશાગ્ર બુદ્ધિથી ધંધામાં ધીમે ધીમે સફળતા મળવા માંડી. થોડા વખતમાં જ સ્વાશ્રયથી તેઓ રંગના એક સારા વેપારી તરિકે ખ્યાતિમાં આવ્યા. આજે તેઓએ રંગના ધંધામાં ઘણી સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

શ્રી. અમથાલાલ ભાઇનો સ્વભાવ જે કાર્ય હાથમાં લે તેમાં તન્મય થઈ જવાનો છે. જ્યારે જોઇએ ત્યારે તેઓ તેમના ધંધાના કામમાં પ્રવૃત્ત જ હોય. ભાગ્યે જ આપણે તેઓશ્રીને ફુરસદ લેતા જોઈ શકીએ.

શ્રી. અમથાલાલભાઇ જ્ઞાતિ સંસ્થાઓમાં ઘણો રસ લે છે. જ્ઞાતિકલ્યાણની ભાવના સદા તેમના હૈયે રમતી જ હોય છે. તેઓ આજે શ્રી. દંઢાવ્ય ઔદિચ્ય આશ્રમના પ્રમુખ છે. આ આશ્રમ આજ ઘણી સારી પ્રગતિ કરી રહ્યો છે.

તેમનો સ્વભાવ ઘણો માયાળુ છે. દીલના ઉદાર છે. અને તેમનું આખું જીવન ધાર્મિક વૃત્તિથી ઓતપ્રોત થયેલું છે. ગુપ્તદાન સારાં કરે છે જાહેરમાં કોઇને કહેતા નથી. માત્ર દંઢાવ્યની જ નહિ પરંતુ સમસ્ત ઔદિચ્ય જ્ઞાતિના આ જ્ઞાતિભૂષણ છે. તેમના જીવનમાં ઐશ્વર્ય, આયુ અને કીર્તિ મેળવી ચિરાયુ હો એમ ઇચ્છીશું.

## જેઓને આ પુસ્તક સમર્પણ કરવામાં આવ્યું છે.



શ્રીમાન અમથાલાલ જીવનરામ વ્યાસ

[illegible]

સ્વર્ગવાસી: રૂપાલ — મૂળ નિવાસ: **અમદાવાદ.**

જન્મ તારિખ: અષાડ સુદ પાંચમ ને સંવત ૧૯[illegible]

# અર્પણ પત્રિકા

## શ્રીયુત્ અમથાલાલ જીવતરામ વ્યાસ

રહેવાસી **રૂપાલ** (દંઢાવ્યક્ષેત્ર) શુભનિવાસ, **અમદાવાદ**

**આ**પ સંસારની અનેક વિટંબણાઓ વચ્ચે સ્વાશ્રયથી આગળ વધ્યા છો અને આજે રંગના ઉદ્યોગમા કીર્તિ મેળવી છે. આપને મળેલી લક્ષ્મીનો ઉપયોગ આજે જ્ઞાતિ કલ્યાણ, ભજ કલ્યાણ અને રાષ્ટ્રબંધુઓના લાભ માટે વિનાસંકોચે કરો છો.

આપના અંતઃકરણની કોમળતા દયાવૃત્તિ, ધર્મવૃત્તિ ઉદારતા, જ્ઞાતિ સેવા-સમાજ સેવાની ધગસ લક્ષ્મીદેવીનો સુયોગ પ્રાપ્ત છતા નિરાભિમાનપણું આ દૈવી ગુણો ખરેખર અભિનંદનને પાત્ર છે.

'તણખા' પ્રત્યે અને મારા પ્રત્યે આપ એક મુરબ્બી તરિકેની સ્નેહભરી લાગણી દર્શાવો છો; આપના ઉચ્ચ ગુણો અને 'તણખા' માસિક પ્રત્યેના સ્નેહભાવથી આકર્ષાઇ આ ક્રાંતિકારી સામાજિક નવલકથા આપને સપ્રેમ અર્પણ કરૂં છું.

લિ. આપનો નમ્ર

**અમદાવાદ**

તા. ૩૧-૧૦-૩૯

**શાંતિલાલ ઠાકરના**

સપ્રેમ નમસ્કાર

# આત્માનાં તેજ

## પ્રકરણ ૧ "ધીખતો જ્વાળામુખી"

વિહંગપુર એક લાખ માણસોની વસ્તીનું શહેર છે. એમાં અનેક વર્ણો વસે છે. એ વર્ણોમાં યે અનેકવિધ જ્ઞાતિઓ, એમાં યે વિસ્તૃત પેટાજ્ઞાતિઓ, તેમાં યે તડતેણડાં અને ગોળ.

એ શહેરમાં અનંત એક અનોખો યુવાન છે. જ્ઞાતિએ બ્રાહ્મણ છે પણ એની તેજરેખા પૂર્વકાલિન ક્ષત્રિયોનું સંસ્મરણ કરાવે એવી છે. એને સાચનો સિપાહી કહી શકાય. પણ એનું નામ એના મિત્રોએ 'ધીખતો જ્વાળામુખી' રાખ્યું છે.

એ નામસંસ્કરણનો અનેરો વિધિ એક વેળા એવી રીતે બન્યો કે—ઇંગ્લીશ હાઇસ્કુલના વિદ્યાર્થીઓના વસતિગૃહમાં તે વસતો હતો ત્યારે એના બે મિત્રો અશોક અને કાન્ત તેની ઓરડીમાં હાંફળાફાંફળા દાખલ થયા.

અશોક એક પાવરધો ચિત્રકાર હતો. કાન્ત એક કવિ હતો. ત્રણેની દોસ્તી 'જ્વાલામુખી મંડળ' ની સ્થાપનાથી બંધાઈ હતી. એ મંડળના અનેક ઉદ્દેશોમાં એક એ પણ હતો કે—"વિદ્યાર્થી-જીવનમાં યુવકોએ લગ્ન કરવાં નહિ."

અક્ષયે ઓરડીમાં પ્રવેશ કરતાં જ કહ્યું: "અનંત, આપણા મંડળના એક યુવકે નિયમનો ભંગ કર્યો છે."

"કિયો નિયમ? એ કોણ છે?"

"અક્ષયે લગ્ન કરવા ઠરાવ્યું છે."

"શું કહે છે?! નિયમ તોડવા પહેલાં એને રાજીનામું આપવા કહી દે."

"એ જ પંચાત છે ને?" કાન્ત બોલ્યો: "તે તો રાજીનામું આપવા ના પાડે છે!"

"કારણ?"

"તે હઠ લઈ બેઠો છે કે—લગ્ન વ્યક્તિગત વિષય છે. એમાં કોઈ મંડળની જોહુકમી ન જોઈએ. જ્વાળામુખી મંડળે એ નિયમ રદ કરવો."

"એ હઠ નહિ ચાલે. જો સભ્ય તરીકે રહે તો અક્ષયે શિસ્ત જાળવવી જોઈએ."

"અનંત તું શું જાણે?" અશોકે કહ્યું: "એને તો શિસ્તની યે પરવા નથી; મંડળની યે નથી; અને બસ લગ્ન જ કરીશ, એમ બેપરવાઈથી કહી રહ્યો છે."

અનંત એકદમ પોતાની ઓરડીમાંથી બહાર દોડ્યો. અક્ષયની ઓરડીમાં જઈને તેને કાંઈ પણ કહ્યા વિના તેણે એક તમાચો લગાવી દીધો.

અક્ષય સ્હામો તમાચો લગાવવા જતો હતો પણ સશક્ત બાંધાના અનંતે તેના બન્ને હાથ પકડી રાખ્યા.

અક્ષયે ફાવે તેમ બોલવા માંડ્યું. એની ઓરડીનો સાથી વસતિગૃહના સુપરિન્ટેન્ડેન્ટને બોલાવવા દોડ્યો. અક્ષય બૂમ બરાડા પાડીને અનંતની સામે બોલતો રહ્યો. વિદ્યાર્થીઓનું ટોળું ત્યાં જામ્યું સુપરિન્ટેન્ડેન્ટ આવી પહોંચ્યો.

સુપરિન્ટેન્ડેન્ટે અક્ષયના બે હાથ પકડીને ઉભા રહેલા અનંતને કહ્યું: "છોડી દે એના હાથ. વસતિગૃહમાં આવું ધાંધલ કરીને શિસ્તભંગ કરવા બદલ તને સજા થવી જોઈએ."

અનંતે અક્ષયના હાથ મૂકી દેતાં તેને કહ્યું: "સાંભળ, મેં તને તમાચો માર્યો, એ શિસ્તભંગ હતો. મને તે માટે સજા કરવામાં આવનાર છે."

સુપરિન્ટેન્ડેન્ટને જોઈને અક્ષયમાં હિંમત આવી. તે બોલ્યો: "બેશક, તને તો ચોગાનમાં દોરડે બાંધીને ફટકામારની સજા કરવી જોઇએ." સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું: "હાથ ઉગામવાનો જમાનો વહી ગયો છે પણ બીજી સખ્ત સજા થશે."

અનંતે સુપરિન્ટેન્ડેન્ટને પૂછ્યું: "શિસ્ત શાળાના વસતિગૃહમાં જ જળવાવી જોઇએ કે દરેક સંસ્થામાં?"

"શિસ્તપાલન દરેક સંસ્થામાં થવું જોઈએ. તે નહિ જાળવનારને શિક્ષા જ થાય."

"સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ, અમારા મંડળની શિસ્ત અક્ષયે તોડવા માગી તેથી મેં તેને તમાચો મારીને શિક્ષા કરી. દલિલોથી કામ સરે એમ હતું જ નહિ."

"મને ચર્ચા નહિ જોઇએ. તારા શિસ્તભંગ બદલ હું તને વસતિગૃહમાંથી કાઢી મૂકું છું."

"સાંભળી લેજે અક્ષય, શિસ્તભંગ માટે સજા જ થાય છે. એ સજા શિરપર ચઢાવીને હું જાહેર કરું છું કે તારાં લગ્ન પણ અટકાવવાની હું તને સજા કરીશ."

અનંતને બે કલાકની અંદર વસતિગૃહ છોડી જવા સુપરિન્ટે-ન્ડેન્ટે જણાવ્યું અને અનંત ત્યાંથી જવા તૈયારી કરવા લાગ્યો. વિદ્યાર્થીઓમાંના કેટલાકે સુપરિન્ટેન્ડેન્ટને વિનતિ કરી કે, એના જેવા

યુવકને ગુમાવવો અમને ઠીક લાગતો નથી; માટે આપે સજામાં ઘટાડો કરવો. સુપરિન્ટેન્ડેન્ટે વિચાર કરી જોઇને અનંતને કહેવરાવ્યું કે, "માફી માગીશ તો છાત્રાલયમાં રહેવા દઇશ."

અનંતે હસીને ના પાડી. "માફી તો કદાપિ ન માગું. છાત્રાલય બહાર રહેવાની બહુ યે ઓરડીઓ છે. જમવાની બહુ યે વીશીઓ છે."

વિદ્યાર્થીઓએ એને બહુ બહુ સમજાવ્યો પણ એ 'એકનો બે' ન થયો. છાત્રાલયમાંથી જ્યારે તે ગયો ત્યારે તેના સાથીદારોને દુઃખ થયું. પાંચ–છ દિવસ બાદ શાળામાં લાંબી રજાઓ પડી. છાત્રાલયના સૌ વિદ્યાર્થીઓ પોતપોતાને વતન ગયા. અક્ષય પણ એને વતન ગયો.

વિજયપુરમાં લગ્નનો માંડવડો નંખાયો છે. જીવરામ દવેની દીકરી કાંતા પરણવાની છે. જાન વિહંગપુરથી આવી છે. એ જાન કયા વરની છે? અક્ષયની.

લગ્નનો સમય સાંજના છનો છે. બે કલાક આગાઉ મેજી-સ્ટ્રેટની રૂબરૂ એક યુવક અરજી સાથે જઇ પહોંચ્યો. ચાલતા કામે તેણે ધા નાંખી: "મેજીસ્ટ્રેટ સાહેબ, એક અગત્યની બાબતમાં કાયદાનો મનાઈ હુકમ આપવા કૃપા કરશો?"

નવલોહ્યા જુવાન તરફ અને એની સંસ્કારી વાણી તરફ મેજીસ્ટ્રેટનું ધ્યાન ગયું. મેજીસ્ટ્રેટ અરજી વાંચીને ચોંકયા.

"તમારૂં નામ અનંત શ્રીવદન?"

"હા, સાહેબ."

"તમે અરજીમાં જણાવો છો કે, વરની ઉંમર ૧૮ વર્ષ કરતાં નાની છે. તમારી પાસે તેના પુરાવા છે?"

"હા, સાહેબ."

"ક્યાં છે તે ?"

અનંતે પોતાના ખિસ્સામાંથી શાળાના મુખ્ય અધ્યાપકની સહીનું પ્રમાણપત્ર બહાર કાઢીને મેજીસ્ટ્રેટને આપ્યું. એમાં શાળાના સિક્કા સાથે સત્તાવાર રીતે હેડમાસ્તરે દફતરમાંથી સાચી નોંધ પૂરી પાડી હતી. તે મુજબ ગણત્રી કરતાં અક્ષયની ઉમ્મર અત્યારે ૧૭ વર્ષ અને ૫ મહિના થતી હતી !

તરત જ અક્ષયનાં માબાપ અને ગોર મહારાજ ઉપર વારંટ કાઢવામાં આવ્યાં. માંડવડામાં હથેવાળો મેળવવાની તો હજી વાર હતી. કાળી ડગલીવાળાઓને જોઈને અક્ષયનાં માબાપ ગભરાયાં. પણ સાથે ગયા વિના કાંઈ છૂટકો હતો ?

મેજીસ્ટ્રેટ સમક્ષ તેઓને હાજર કરતાં મેજીસ્ટ્રેટે પ્રશ્ન કર્યો : "શાળાના દફતરની નોંધ મુજબ, ૧૮થી ઓછી ઉંમરના વરને પરણાવીને તમો શા માટે બાળલગ્ન–પ્રતિબંધક કાયદો તોડો છો ?"

"અમને કાયદાની ખબર નહોતી, સરકાર," જીવરામે કહ્યું.

"છોકરો ૧૮ વર્ષથી ઉપરનો છે, એવું તમે પુરવાર કરી શકો છો ?"

એવા પુરાવા ગેરહાજર હતા. પણ ગોર મહારાજે ફણગું મૂક્યું: "જન્માક્ષર મુજબ તો સાચું માનશો ને સાહેબ ?"

મેજીસ્ટ્રેટે જન્માક્ષર મંગાવ્યા. તાજુબી ! શાળામાં તો એક વર્ષ વધુ લખાવવામાં આવ્યું હતું ! જન્માક્ષર પ્રમાણે અક્ષય ૧૬ વર્ષ અને ૫ માસની ઉમ્મરનો હતો !

"તમો ત્રણે જણ સજાપાત્ર ઠરો છો. તમારે કાંઈ કહેવું છે ?" મેજીસ્ટ્રેટે આરોપીઓને તક આપી. જવાબમાં ત્રણે જણ તરફથી મેજીસ્ટ્રેટની દયા માગવામાં આવી પણ તે ફોગટ નીવડી. માબાપને

રૂા. ૨૦૦ અને ગોરમહારાજનો રૂા. ૧૦૦ એમ મળીને એકંદરે ત્રણસો રૂપિયાનો દંડ આ કેસમાં ફરમાવી મેજીસ્ટ્રેટે લગ્ન અટકાવવાનો મનાઇ હુકમ આપ્યો. ઉપરાંત ચેતવણી આપી કે—બીજી વાર ગુન્હામાં આવશો તો સખ્ત સજા થશે.

લગ્નમાં વિઘ્ન આવ્યું. જાનૈયાઓ નિરાશ થઇને વિહંગપુર પાછા ફર્યાં.

અનંતનો વિજય થયો.

રજાઓ પછી અનંત છાત્રાલયમાં ગયો ત્યારે સુપરિન્ટેન્ડેન્ટ જેણે છાપામાં આ યુવકનાં વખાણની ખબર વાંચી હતી તેણે તેને કહ્યું: "શાબાશ અનંત, તેં તો ગૌરવ લેવા જેવું કામ કર્યું છે! તેં બાળલગ્ન અટકાવી આપણી સ્કુલનું અને આપણા છાત્રાલયનું નામ રાખ્યું!"

"મારા મંડળના નિયમોના પરિપાલન માટે જ મેં આ ફરજ બજાવી છે. એમાં હેડ માસ્તર સાહેબે દફતરની નોંધે પૂરા પાડીને અને ખાસ આભારી કર્યો છે."

"વારૂ; વારૂ; છાત્રાલયમાં દાખલ થવાની ફી તું લાવ્યો છે કે? જલ્દી ભરી દે—પછી મારે બહાર જવું છે."

અનંત ચોંકયો. સુપરિન્ટેન્ડેન્ટ તો તેને માફી વિના છાત્રાલયમાં રાખવા રાજી ન હતો! પણ અનંતના જનઉપકારક પગલાંએ સુપરિન્ટેન્ડેન્ટમાં ખેલદિલી ઉપજાવી હતી. અનંતે કાંઇ પણ બોલ્યા વિના ફી ભરી દીધી.

એ પછી એના મિત્રોએ એનું નામ પાડયું: "ધીખતો જ્વાલામુખી."

## પ્રકરણ ૨ — પિતા સામે બંડ!

જીવરામ જુના જમાનાનો માણુસ. શાસ્ત્રોના અધ્યયનને લીધે એના વિચારો શાસ્ત્રોની ધરેડમાં જ વહેતા. પણ પાંચ પુત્રીઓનો પિતા હોવાને લીધે અને દરિદ્રાવસ્થાને લીધે શાસ્ત્રને અનુસાર જ વર્તવાનું એનું જીગર ન હતું. ગરીબાઇ એને રીબાવી રહી હતી. કથાઓ કરીને જો કે તે થોડું ઘણું મેળવતો પણ એનાથી ફક્ત કુટુંબનું ભરણપોષણ જ ચાલતું.

જેમ જેમ તેની પુત્રીઓ મોટી થતી ગઇ તેમ તેમ તેમને પરણાવવાની ચિંતા જીવરામના દિલમાં વધવા લાગી.

જીવરામની ધર્મપત્ની કમળા આર્ય સંસારની એક ઘરરખુ સ્ત્રી હતી. પ્રથમ પુત્રી કાન્તા ૧૪ મું વર્ષ પુરૂં કરીને જ્યાં પંદરમા વર્ષમાં પ્રવેશ કરી ચુકી ત્યાં તેણે પતિને તેના લગ્ન માટે આગ્રહ કરવા માંડયો.

"જોઉં છું શોધું છું કોઇ સારો મુરતીઓ" જીવરામે કહ્યું અને પત્નીને પણ શોધમાં રહેવા સુચવ્યું.

થોડાક માસ વીત્યા અને અક્ષયની માતાનો અને કમળાનો એક દેવમંદિરે મેળાપ થયો. વાતમાંથી વાત કાઢીને કમળાએ પોતાની સાથે દેવદર્શને આવેલી પુત્રી કાન્તાને બતાવીને તેને માટે કોઇ વર હોય તો સુચવવા ભલામણ કરી. કાન્તાના રૂપમાં વીણામણુ ન હતું. સુશિલ અને શાંત હતી. અક્ષયની માતાનું દિલ લલચાયું. તરત તો 'હા' ન પાડી પણ થોડાક દિવસ વીત્યા અને અક્ષયનો પિતા અને માતા બન્ને જણુ કંઇક બ્હાનું કાઢીને કમળાને ત્યાં આવ્યાં અને ચોકઠું બેસી ગયું.

અક્ષયનાં લગ્ન લેવાયાં અને એને કાન્તાનો ફોટો મોકલવામાં આવ્યો. એ પછી લગ્ન પ્રસંગે અણુધારી ઘટનાઓ બનવાના અને

અનંતના પ્રતાપે એ લગ્નની જાન પાછી ફરવાના બનાવો આકસ્મિક જ બની ગયા.

જીવરામે થોડા દિન પછી અક્ષયના પિતા પાસે જઇને લગ્ન બે વર્ષ દૂર ઠેલવા અને વાગ્દાન કાયમ રાખવા વિનતિ કરી. પણ અક્ષયનો પિતા હઠ લઇ બેઠો કે "એ કન્યા તો ધર્મે યે ખપે નહીં! તમે હવે કોઇ બીજું ઘર જ શોધો." તે એટલું જ કહીને થોભ્યો નહીં. એક બીજે સ્થલે તેણે અક્ષયનું વાગ્દાન પણ કરી દીધું.

જીવરામ અને કમળા ગરીબાઇને લીધે પરવશ જેવું જીવન ગાળતાં હતાં. તેમાં આ બનાવે અને અક્ષયના પિતાના ઇન્કારે તો તેમને વધુ મુંઝવ્યાં. જીવરામે બે-ત્રણ ઠેકાણે કન્યાને વરાવી દેવા યત્નો કરી જોયા પણ 'છંડાયલી કન્યા,' 'એક ઘેરથી પાછી ફરેલી કન્યા' એ મ્હેણું કાન્તાને શિર ચઢી ગયું હોવાથી કોઇ વરનો પિતા, કાંતાને પુત્રવધૂ બનાવવા તૈયાર થયો નહિ. જીવરામને અકળામણ થઈ.

એનું વય ૪૫ વર્ષનું હતું. એને પાંચ વર્ષ ઉપર લકવો થયો હતો. ત્યાર પછી ઘણી ઘણી દવાઓ કરવાને અંગે પોણા ભાગનું અપંગપણું દૂર થયું હતું પણ ૦। ભાગનું બાકી રહેલું હતું એથી તે મહેનતનાં કામકાજ કરી શકતો નહિ. એવી રોગગ્રસ્ત સ્થિતિ, ગરીબી અને તેમાં છેલ્લા બનાવોથી થયેલી અપમાનિત દશામાં તેણે અનંતના પિતાને એક લાંબો પત્ર લખીને અનંતની ઉદ્ધતાઈ સંબંધી અને છોકરવાદ સંબંધી ફરિયાદ કરી.

શ્રીવદન કલકત્તે રહેતા હતા. એક શ્રીમંત વહેપારી હતા. પોતાના પુત્ર અનંત સંબંધી જીવરામનો કરૂણાજનક પત્ર તેમના ઉપર આવ્યો તેથી તેમને ઘણું જ દુઃખ થયું. શ્રીવદનના ક્રોધનો પારો ૧૦૫ ડીગ્રી ઉપર ગયો. અનંત ઉપર તેમણે સખ્ત પત્ર લખી નાખ્યો.

વસતિગૃહમાં ફરીથી દાખલ થવા બદલ લેશપણ આભારના શબ્દનો ઉચ્ચાર નહિ કરવા માટે રોજ ને રોજ અનંતને જુદા જુદા વિદ્યાર્થીઓ અભિનંદન આપતા હતા. ચાર પાંચ દિવસ થવા છતાંયે એ અભિનંદનો ચાલુ હતાં.

અનંત ૧૦॥ ને શુમારે છાત્રાલયમાંથી શાળામાં જવાની તૈયારી કરતો હતો ત્યારે પોસ્ટમેને તેના હાથમાં પત્ર મૂક્યો. એમાં નીચેનું લખાણ હતું:—

" ચી. અનંત,

એ જાણીને મને ઘણી જ દિલગીરી થઈ છે કે–તેં વગર લેવે દેવે આપણી જ્ઞાતિના જીવરામ દવેની પુત્રીનાં લગ્નમાં ફાંસ મારીને એ ગરીબ માણસના જીવનના પ્રથમ જ મંગલપ્રસંગને ધૂળમાં મેળવી નાંખ્યો ! આવી બધી પારકી પંચાતો કરવા હું તને ભણાવતો નથી. જો એવું શિક્ષણ તને અપાતું હોય કે–બસ ચાહે તેને તમાચા મારવા અને ચાડીચુગલીઓ કરીને કોઈની ઉંમર સંબંધમાં દોઢ ડહાપણ ડહોળવું, તો, એવું શિક્ષણ તને અપાતું બંધ કરીશ. ફક્ત બે શરતોએ હવે તારાથી ભણી શકાશે:—(૧) જીવરામને ત્યાં જઈને તારે તેમની માફી માગી આવવી. (૨) અને એની જે દીકરીનાં લગ્ન તેં અટકાવ્યાં છે તેની સાથે તારે પોતે લગ્ન કરવા તૈયાર થવું કન્યા ૧૫ વર્ષની છે અને તું ૧૯ વર્ષનો છે. જે કાયદાનો તેં આશ્રય લીધો હતો તેના બાધ તને તો હવે નડે તેમ નથી. કોઈની ઉમેદો ધૂળમાં મેળવીને તેના શ્રાપ મારા કુટુંબ ઉપર ઉતરે, એવાં પગલાંને મારી કદાપિ સંમતિ ન હોય: જીવરામને ત્યાં જઈને આશાનાં બીજ રોપી આવજે."

"છટ્ ! " અનંતે ગુસ્સાના આવેશમાં પત્રના ટુકડે ટુકડા કરી નાંખ્યા અને ધુંધવાયલી હાલતમાં શાળામાં ગયો.

## પ્રકરણ ૩ વારસામાંથી રદ્દ !

બે વાગ્યાની રજા પડી અને અનંત દોડયો પોસ્ટઓફીસે. તેણે પિતાને પત્ર લખી ટપાલમાં નાંખ્યો. પણ થોડીક જ લીંટીઓમાં:

" પૂજ્ય પિતાજી,

આપના પત્રના જવાબમાં લખું છું કે-(૧) માફી નહિ માગું (૨) લગ્ન નહીં કરૂં. હું તો જીંદગીભર કુંવારો રહેવા માગું છું.

લી. આપનો **અનંત** "

સાંજ પડી. ક્રિકેટના મેદાનમાં અનંત ગયો નહિ અને પોતાની રૂમમાં બારી આગળ બેસી રહ્યો. અશોક તેની રૂમમાં આવ્યો.

" કેમ ? આજે દીવેલ પીધું છે કે !"

" મારા પિતાએ પાવા માગેલું તેની દુર્ગંધથી જરા જીવ ડહોળાય છે !"

" તો ચાલ ખુલ્લી હવામાં. જીવ હેઠો બેસશે."

" ઊંહું. આજ તો દિલ ગોઠતું નથી." અનંતે આમ કહીને પોતાના મિત્રના હાથમાં પિતાનો પત્ર મૂક્યો. એટલામાં કાન્ત પણ ત્યાં આવી પહોંચ્યો.

" બેઉ જણ કિયું શહેર જીતવાના વિચાર કરો છો ?"

" દિલ્હી—

" તે તો હજી દૂર છે !"

" બેશક. બેશક."

અનંતના પિતાનો પત્ર અશોક વાંચતો હતો તેમાં કાન્તે પોતાનું ડોકું ઘાલ્યું. બન્ને જણે પત્ર વાંચી રહ્યા બાદ કાન્તે પ્રશ્ન

કર્યો: "હવે તો તારે એક ગાલમાં મારો અને બીજામાં અશોકનો એમ બે તમાચા ખાવા પડશે."

"ખાંડ ખા ખાંડ." અનંતે પગ પછાડીને જવાબ દીધો: "મેં તો એ યે બાબતની ના લખી દીધી."

"શાબાશ!" બેઉ એક સાથે બોલી ઉઠ્યા. અશોકે કહ્યું: "આપણા મંડળના નિયમોનું પાલન તો આપણે ત્રણે યે જરૂર કરવું જોઇએ. વિદ્યાર્થીજીવન છોડયા પછી ચાહે તો—"

"હું તો જીંદગીભર લગ્ન કરવાનો જ નથી." અનંતે જાહેર કર્યું.

"સ્ત્રીઓમાં મીરાંબાઈ જીવનભર કુંવારી રહી સાંભળી છે; પણ પુરુષોમાં એવું કોઇ નામ સાંભળ્યું નથી."

"અનેક કુંવારાઓ બિચારા જીવનપર્યંત એકલ અવતારની યાતનાઓ ભોગવીને મરણ પામેલા આપણે જોઇએ છીએ—"

"પણ, કોઇ નામાંકિત કુંવારો?"

"સેવક આજથી 'નામાંકિત કુંવારા'નું બિરૂદ ધારણ કરે છે." અનંતે કહ્યું.

ખડખડાટ હાસ્ય કરતા તેના બેઉ મિત્રો તેને ક્રિકેટ રમવા લઇ ગયા.

થોડાક દિવસ વીત્યા અને અનંત ઉપર શ્રીવદનનો બીજો પત્ર આવ્યો. એના પત્ર જેવો જ એ ટૂંકો હતો.

"છોકરા, મારી આજ્ઞાનું તું ઉલ્લંઘન કરે છે? એ કદાપિ નહિ નિભાવી લેવાય. જો તું માફી નહિ માગે, જો તું લગ્નની 'હા' નહિ પાડે, તો હું તને મારા વારસામાંથી રદ કરીશ. તારૂં ભણવાનું બંધ થશે. ઘેર ઘેર ઝોળી ભીખ માગીને તારૂં હોજરૂં ભરજે. મને નાફરમાન દીકરા નહિ જોઇએ."

'જ્વાલામુખી' ની જ્વાલાઓ તો હવે દિગન્તમાં ભભુકી ઉઠી. ફરીથી એણે જે પત્ર લખ્યો તેમાં જણાવ્યું:—

" પૂજ્ય પિતાજી,

આપનો વારસો મને નહિ જોઇએ. આપની પોતાની માફી હું દશવાર માગવા તૈયાર છું. બીજા કોઇની માફી નહિ માગું. કોઇ કન્યાની સાથે લગ્ન નહિ કરૂં. મારો નિર્ણય નહિ ફેરવવા માટે મને આપ નહિ ભણાવો તો આપની મરજી. મારી બુદ્ધિ મેં કાંઈ વેચી ખાધી નથી."

અનંતે આ પત્ર ટપાલમાં નાંખ્યા પછી આઠ દિવસ બાદ "સ્ટેટસમેન"ની એક નકલ તેના ઉપર આવી. તેમાં શ્રીવદને આપેલી જાહેર ખબર ઉપર લાલ લીંટીઓનું નિશાન કરેલું હતું. શ્રીવદને પોતાના પુત્ર અનંતને તેની નાફરમાનીને અંગે પોતાના વારસામાંથી રદ કર્યાની અને હવેથી પોતાના નામ પર કોઇએ તેને કાંઇ પણ નહિ ધીરવાની ચેતવણી એ જાહેર ખબરમાં આપી હતી. બીજે દિવસે એક રજીસ્ટર્ડ નોટિસ તેના ઉપર આવી. તેમાં લખેલું હતું: "અમારી આજ્ઞા નહિ પાળવાને લીધે તમોને અમારી સ્વોપાર્જિત મિલ્કતમાંથી એક પણ પાઇ નહિ આપવાનો અમે ઠરાવ કર્યો છે. હવેથી તમોએ અમારા નામે લેવડદેવડ કરવી નહિ." સાથેના એક બીજા ટૂંકા પત્રમાં પિતાએ લખેલું કે: "અનંત, હવેથી તું મારો પુત્ર નથી. તું કુળકલંકી નીવડયો છે. મારા નાફરમાન, પથ્થર જેવા દીકરા કરતાં આજ્ઞાકિત દીકરી જયાને હું સો દીકરા તુલ્ય ગણું છું."

અનંતે પત્રનો જવાબ લખ્યો: "પૂજ્યશ્રી, આપની આજ્ઞા માથે ચઢાવું છું. આર્થિક બાબતમાં આપને હવેથી કદાપિ કલંકિત નહિ કરૂં. મારા નામ પાછળ તમારૂં નામ પણ નહિ લખું. બાપકીર્તિ કરતાં આપકીર્તિની કિંમત વધારે છે, એ હું સારી રીતે સમજું છું. બ્હેન જયા સો વર્ષની થાવ અને સર્વ વાતે સુખી રહો."

## ભાવલીની બહેન

અનંત છાત્રાલયમાં પોતાની ઓરડીમાં વિચારદશામાં આમતેમ ફરી રહ્યો હતો. પિતાએ વારસામાંથી રદ બાતલ કર્યાથી આવતી પહેલી તારીખે તેમનો મનીઓર્ડર નહિ આવે. અર્થાત્ એને આર્થિક પરિસ્થિતિમાં મૂકાવું પડશે !

" શું એથી ગભરાઈ ગયે કામ ચાલશે? મને શિક્ષણ મેળવવામાં પિતાએ ઉભી કરેલી આ અડચણ એમને જ પશ્ચાત્તાપ કરાવનાર નીવડશે. હું કાંઈ કોઇની પાસે ભીખ માગવા જવાનો નથી. હું માફી-વિદ્યાર્થી તરીકે પણ ભણવાનો નથી. શિક્ષણ મનુષ્યને ઘણું લાભકારી છે પરન્તુ તે મેળવવા માટે આર્થિક સુસ્થિતિ ન હોય તો લાચાર હાલત બની જાય છે; આથી યુવકોને શિક્ષણ માટે માબાપ પર આધાર રાખવો પડે છે. મારો એ આધાર આજ તૂટ્યો ! ખેર, જે બન્યું તે ખરું !" આવા વિચારો કરીને એણે નિશ્ચય કર્યો કે, જે થોડાક પૈસા મારી પાસે રહેલા છે તેમાંથી છાત્રાલયનું ભોજનખર્ચનું બીલ ચૂકવી દઇને તે પછી શાળાને પહેલી તારીખથી 'નમસ્તે' કરવા.

" અને પછી ?" યુવાનના દિલમાં એકાએક વિચાર સ્ફુર્યો. એને ભાવિ અંધકારમય ભાસ્યું.

અનંત તે વખતે બારી નજદિક ઉભો હતો. દૂર એક ઝાડ ઉપર વાંદરાઓ કૂદાકૂદ કરીને તેનાં ફળ ખાતા હતા. " ઓહ્ ! હું કેમ ભૂલ્યો એ પૂર્વકાળનાં ઋષિમુનિઓનાં જીવન ? તેઓ તપોવનમાં મઢૂલી બાંધીને રહેતા, નદીઓ અને ઝરણાંનાં પાણી પીતા. એમણે જ કઠિન જીવન ગાળ્યાં હતાં એમ નથી પણ મોટા મોટા રાજામહારાજાઓએ પણ એવી દશા ભોગવેલી છે. છત્રપતિ

શિવાજી મહારાજ જ્યારે યુદ્ધે ચઢતા ત્યારે કેવળ ચણા ફાકીને રહેતા. મહારાણા પ્રતાપે ચિત્તોડગઢ પાછું મેળવવા માટે પ્રતિજ્ઞા લીધી હતી ત્યારે કેવળ ચટાઇ પર સુઇને અને ગરીબ લોકના જેવો ખોરાક લઇને જ જીવન વીતાવ્યું હતું. મારા આર્યાવર્તના મહાન પુરુષો દુઃખથી ડર્યા ન હતા તો શું હું ડરીશ? કદાપિ નહિ. હું પણ કઠીનમાં કઠીન અને સ્વતંત્ર જીવન વીતાવીશ."

એકાએક ટપાલમાં એક રજીસ્ટર્ડ પત્ર આવ્યો. અનંતે સહી કરીને તે લીધો. એમાંની વસ્તુઓ જોઇને તે આશ્ચર્યચકિત થઇ ગયો. સો રૂપીઆની દશદશની દશ નોટો મોકલીને તેની બહેન જયાએ પત્ર લખ્યો હતો:—

"વ્હાલા ભાઇ, પિતાજીએ બહુ જ ખોટું કર્યું છે. તારા સિદ્ધાંતોમાં હું સંમત છું. મને એના તમામ સંયોગોની ખબર પડી છે. હું તને ધન્યવાદ આપું છું. વજ્ર જેવી છાતી રાખીને તેં પિતાજીને જે પત્રો લખ્યા છે એમાં મેં એક એવા માડીજાયાનાં દર્શન દીઠાં છે, કે જે દેવોને યે મળવો દુર્લભ. હું જાણું છું કે, તું એકલપંથો બનવા તૈયાર છે. તું વિકટમાં વિકટ નદીઓ અને પહાડો ઉલંઘી જવાની હિંમત ધરાવે એવો છે પણ એક વાત ન વિસરીશ. તું જ્યાં હોઇશ ત્યાં તારી બહેનનો આત્મા તારી સાથે હશે જ. તું તલવાર છે તો તારી બહેન તેનું ખોળીઉ છે, એમ સમજ. ભાઇ—બહેનની પ્રીત તો જેણે અનુભવી હોય તે જ જાણે. રણાંગણમાં જતા વીરોને ક્ષાત્રકાળમાં માતાઓ આશિષ આપતી; સાથે થોડુંક ભાથું બાંધી આપતી. વીરા! આપણી માતા તો સ્વર્ગમાં છે; પણ મને ખાત્રી છે કે, તેનો આત્મા તને ત્યાંથી પણ મારી પેઠે ધન્યવાદ આપતો હશે. માતાને સ્થાને તું મને ગણજે. મારા તરફનું આ ભાથું પિતાજીથી છાનું મોકલ્યું છે—ચોરી કરીને નહિ! પણ મને હમેશાં તેઓ છુટક છુટક જે પૈસા મારા ખાનગી ઉપયોગ માટે આપતા અને મેં બચાવી રાખેલા હતા, તે જ આ છે.

"તું જીવનસંગ્રામમાં જાય છે—રખેને મારૂં આશીર્વાદ સાથેનું ભાથું પાછું વાળવાની ભૂલ કરતો. એમ કરવાથી જો પિતાને જાણ થઈ તો પાછી તારી બહેનને તારે પોતાની પીઠ પર ઉપાડવી પડે એવી મોટી પંચાત ઊભી થશે, એ ન ભૂલતો.

"જો આ ભાથું પાછું ફેરવું તો તને **આપણી મૃત માતાના સોગંદ છે.**

લિ. જયાના પ્રણામ."

"હું ઊંઘતો તો નથી ?" અનંત આ પત્ર વાંચીને બોલ્યો: "હું આ શું વાચું છું ? જે વખતે કુટુંબોમાં ઝેરવેર અને કલેશ–કલહની હોળીઓ સળગી રહી છે તે વખત આ બહેન મને આવો અદ્દભુત પત્ર લખી રહી છે ! પોતાના દિવ્ય સ્નેહનું તેજ દર્શાવી રહી છે ! આશ્ચર્ય ! પિતાની સર્વ સમૃદ્ધિ ભોગવવાનો એને માટે જ્યારે સમય આવ્યો છે, ત્યારે મારા જેવા દૂર ફેંકી દેવાયલા 'એક પત્થર' નો તે સાથ કરી રહી છે ! ધન્ય બહેન ! પણ પિતાથી "છાની મોકલેલી નોટો......"

એની ઓરડીનો સાથીદાર આ વખતે ત્યાં આવી પહોંચ્યો. અનંતે નોટો ખિસ્સામાં સેરવી દીધી. પત્ર ટેબલપર પોતાની એક ચોપડીમાં મૂકી દીધો.

"સાંભળ્યા કંઇ નવીન, મિ. અનંત ? મિ. અશોકને સુવર્ણચંદ્રક અને રૂા. ૭૫૧ નું ઇનામ મળ્યું !" તે બોલ્યો.

"એમ ? શું સાચું કહો છો મિ. ધીરજ ?"

"હા. હા. એમની ખોલીમાં તો એક ઈંચપુર જગ્યા ખાલી નથી. જાણે આખી હોસ્ટેલનું કીડીઆરૂં ત્યાં ઉભરાઇ નીકળ્યું છે. બિચારા ! હવા રૂંધાવાથી બિમાર ન પડી જાય તો ઠીક !"

"વાહ ! વાહ ! ઠીક કહ્યું."

અનંત કીડીઆરામાં એક વધુ જંતુ તરીકે પોતાનો વધારો કરવા અશોકની ખોલી તરફ જવા નીકળ્યો !

પંજાબમાં ભરવામાં આવેલા એક ચિત્રપ્રદર્શનમાં અશોકે પોતાનું એક ચિત્ર કેટલાક વખત પહેલાં મોકલ્યું હતું. આજ એનું પરિણામ જણાવતો પત્ર એના ઉપર આવ્યો હતો. એનું ચિત્ર સુવર્ણચંદ્રક લાયક ઠર્યું હતું અને એક પંજાબી કલારસિક ઇનામદારે તે રૂ. ૭૫૧ માં ખરીદી લીધું હતું.

અનેક જણને કહોણી મારતો અને 'મને માર્ગ આપો' એમ કહેતો અનંત ગીરદી ભેદીને અશોક પાસે ગયો અને એને ભેટી પડયો.

કવિ કાન્તે તરતજ કાવ્ય લલકાર્યું :–

આ વિધિખેલ જુઓ! સહુ સૂચક, સૂર્ય ને ચંદ્ર બે એક થયા !
ના દિન રાત હવેથી જુદાં, જગમાંહિ પ્રભાત પ્રભાત સદા !
છે રવિ રાહુગ્રસ્યો તદપિ નવ તેજ વધું જ હરાયું દિસે !
ઓછું થયું છે જેહ હવે ઉછિતું નિજ ચન્દ્ર જ આપી દિએ !

"વાહ ! કવિરાજ !" "શાબાશ !" "ઠીક કહ્યું !" ચોમેરથી વિદ્યાર્થીઓ બોલી ઉઠયા અને કેટલાકે તો કાન્તના એકવડા શરીર ઉપર સ્નેહના આવેશમાં ધબ્બાઓ લગાવીને એ નબળી તબિયત વાળાને હેરાનપરેશાન કરી મૂકયો.

"મિત્રો, સહુ બેસી જાઓ." અનંત બોલ્યો: "આજ મારા તરફથી તમને સૌને ચવેણું ને ચ્હા આપવામાં આવશે !"

"ચવેણું ને ચ્હા નહિ, બરફી ને પેંડા."

"ઠીક ભાઇઓ, તેમ તો તેમ પણ પહેલાં સૌ બેસી જાઓ."

"પણ છે કયાં બરફી પેંડા ?"

"આવે છે. ગડબડ કરી તો યાદ રાખજો—"

"શું તમાચા મારશો ?"

અનંત ખડખડાટ હસી પડયો. "દોસ્તો એમ બધાયને તમાચા મારી કરું તો સજાઓમાંથી મારો અંત જ ન આવે. ફોજદારી થાય તો દંડ કે જેલની સજાઓમાં જ મારું જીવન પૂરું થાય, એ હું જાણું છું. પણ એ વખતનો પ્રયોગ, એક જ વારનો અને તે પણ પાત્ર જોઇને થયેલો પ્રયોગ હતો. કહેવત છે કે, 'ઇતિહાસનું પુનરાવર્તન નથી થતું.' તેમ આ પ્રયોગ હવે હું બીજી વાર કોઇના પર અજમાવવા ઇચ્છતો નથી."

"શાબાશ છે, આ નિર્મળ હૃદયનાં વેણ માટે." એક યુવકે કહ્યું અને સૌ બેસી ગયા. અનંતે તુર્ત જ બે જણને બરફી પેંડા અને ચવેણું લાવવા મોકલ્યા અને પછી સૌ અશોકની ચિત્રકલાની ચર્ચામાં રોકાયા.

નાસ્તો આવ્યો. એને ઇન્સાફ અપાયો અને એ પછી જ્યારે અનંતે પોતાની ઓરડી તરફ જતાં જ્યાં ખિસ્સામાં અચાનક હાથ નાંખ્યો ત્યાં તે ચોંકયો!

ખિસ્સું કાતરી લેવાયું હતું! તેનાં આંગળાં અંદરથી સીધાં બહાર નીકળી ગયાં! એ જ ખિસ્સામાં એની બહેને મોકલેલી નોટો એણે મૂકી હતી! ખિસ્સું કાતરીને કોઇ વિદ્યાર્થીએ તે ચોરી લીધી હતી!

## પ્રકરણ ૫ — ચિત્રની પ્રેરણા

સામી સાંજે જ્યારે મિત્રત્રિપુટી એકઠી થઇ ત્યારે અનંત હૃદયમંથનમાં હતો. કિયા વિદ્યાર્થીએ ચોરી કરી? એ પ્રશ્નનો ઉકેલ કરવા તે ક્યારનો મથી રહ્યો હતો. નજદીક જેઓ બેઠેલા

તેઓ વિષે તે વ્યક્તિગત વિચાર કરી રહ્યો હતો. એ ચારપાંચ જણા-ઓનાં ચારિત્ર, એમની આર્થીક સ્થિતિ આદિથી તે માહિત હતો. મંથનને પરિણામે એને એની પોતાની જ ખોલીના સાથીદાર ધીરજ ઉપર શક ઉત્પન્ન થયો હતો. એનું હોસ્ટેલનું બીલ બે માસનું ચઢ્યું હતું. એ હંમેશાં નાણાંની તંગ હાલતમાં રહેતો. અવારનવાર અનંત પાસેથી એ નાણાં ઉછીનાં લેતો. એને જ્યારે ચોપડીઓ લાવવાની હતી ત્યારે અનંતે જ નાણાં આપ્યાં હતાં અને એમાંથી છુટક છુટક રકમો પાછી વાળતાં છ માસ થવા છતાંયે હજી એની પાસે અનંતની રૂા. ૧૩ ની રકમ બાકી હતી.

ધીરજ અશોકની મિજલસમાં રહેજ મોડો આવ્યો હતો. અનંતને ખબર કહેવા આવ્યો ત્યાર પછી ઓરડીમાં એકલો હતો. એણે અનંતની બહેનનો પત્ર પુસ્તકમાંથી વાંચી લીધો હોય અને અને રૂપીઆ આવ્યા છે એવું જાણીને એણે કાતર ચલાવી હોય એવો દરેક સંભવ હતો.

'એનું શું કરવું ? સુપરિન્ટેન્ડેન્ટને ખબર આપવી ? ચાર–પાંચ તમાચા મારીને બળજબરીથી એની ઝડતી લેવી ? ચોર તરીકે એને ફજેત કરવો ?'—આ બધા વિચારો અનંતના મનમાં નાયગરાના ધોધની પેઠે ધસી રહ્યા હતા. એવે વખતે અશોક અને કાન્ત આવી પહોંચ્યા.

"અનંત, કવિ કાન્તે તો તે વખતે મહાકવિની તોલે આવે એવું આબાદ કાવ્ય જોડી કાઢ્યું હતું, એમ તને નથી લાગતું ?' અશોકે પૂછ્યું.

"એમાં મને એક ક્ષતિ લાગી. સૂર્યને ચંદ્ર પોતાનું બધું તેજ સમર્પી દે તોપણ તે બિનપૂરતું છે. આત્મ–તેજ વિના બીજાં બધા તેજ નક્કામાં." અનંતે કાવ્યમાં દોષ કાઢ્યો.

કવિ બોલ્યો: "એક વસ્તુ સમજવા જેવી છે. જેની જેવી શક્તિ હોય તેવું તે રાજીખુશીથી આપી દે એ કાંઈ ઓછી મહત્તા નથી. એક મોટા રાષ્ટ્રફંડમાં એક લક્ષાધિપતિ લાખ રૂપીઆ આપે પણ એક ગરીબ પોતાની એક પાઇ તેમાં આપે, તો તે, લક્ષાધિપતિના લાખ રૂપીઆની બરોબર છે. સુદામાજીના તાંદુલની મહત્તા તો ભગવાન્ કૃષ્ણચંદ્ર જ પિછાણી શકયા હતા."

"વાહ, દોસ્ત! ઠીક કહ્યું" અશોક બોલ્યો: "હવે આપણે મુદ્દા ઉપર આવીએ. અનંત, મારૂં ઇનામ હું તને આપી દેવા માગું છું."

જાણે પગ પાસે વીજળી પડી હોય તેમ અનંત ચોંકયો. ઘડીભર એ બોલનાર તરફ જોઇ રહ્યો. સવારે એણે બ્હેનનું અનેરૂં હેત અનુભવ્યું હતું. સાંજે એક લાખેણા મિત્રહૃદયનો એને પરિચય થાય છે!

"ચૂપ કેમ રહ્યો, મિત્ર? તારો સ્નેહ અમે સ્વપ્નમાં પણ ગુમાવવા તૈયાર નથી. તારા પિતાએ તને વારસામાંથી રદ કર્યો છે. તને હવે તેમના મનીઓર્ડર્સ મળશે નહિ. શું તું શાળા-જીવન બંધ કરીશ? ભણ્યા વિના તો નહિ જ ચાલે. અમે તને ભણતર-વિહોણો જોવા મુદ્દલે રાજી નથી." અશોકે કહ્યું.

"અને તેથી જ મારી સલાહ લઇને અશોકે આ નિર્ણય કર્યો છે." કવિએ કહ્યું: "આપત્તિમાં મદદગાર ન થાય તે મિત્ર શાનો?"

"અશોક, દાન કે બક્ષિસ-સ્વીકાર મારા સિદ્ધાંત બહાર છે." અનંતે ગંભીર સ્વરે કહ્યું: "જો કે હું તારી સહૃદયતા માટે, તારા આત્મત્યાગ માટે અને તારી વફાદારીભરેલી દોસ્તી માટે આભારી છું, મગરૂર છું અને એ બદલ અંતઃકરણથી અભિનંદન આપું છું."

"મને ઘણું જ માઠું લાગે છે. તું મારાથી જુદાઇ રાખે છે. તને ખબર છે? ખૂબ મંથનને પરિણામે મેં કાન્તને મારો નિર્ણય કહ્યો ત્યારે એની આંખ આનન્દનાં આંસુથી છલ્લોછલ્લ ભરાઈ ગઈ હતી. તારે માટે ધબકતાં હૈયાંની એ પ્રતીતિ હતી. કવિએ હર્ષનાં આંસુ વહાવીને મને એક અનુપમ ચિત્ર દોરવાની પ્રેરણા આપી. પણ એ ચિત્ર અધૂરૂં છે. તું જ્યારે આ નાણાં લઈશ ત્યારે એ ચિત્ર પૂરૂં થશે. છ મહિના બાદ 'રૉયલ એકેડેમી'ના ચિત્રપ્રદર્શનમાં એ ચિત્ર મૂકીને, વળી, હું તો આનાથી યે વધુ રકમ અને કીર્તિ કમાઇશ, સમજ્યો? માટે દાન કે બક્ષિસનો ખ્યાલ છોડી દે અને આ રૂપિયા તું જ કમાયો છે એમ ગણીને ટ્રંકમાં મૂકી દે. ચાલ, આપણે ક્રિકેટ રમવા જઇએ."

"હું એ રકમ નહિ લઉં."

"પણ એમાં તારૂં સંગીન કારણ શું છે?"

"માની લે કે, કંઇજ નથી. છતાંયે હું તો નથી જ લેવાનો."

"તો અભ્યાસનું શું?"

"એનો જવાબ મારા પિતા પાસેથી મેળવજે."

"તું આ ઠીક નથી કરતો."

"મારો એમાં મતભેદ છે. મારા પિતાએ ઇચ્છયું કે—હું એમનો કુલકલંક હોવાથી મારો વિનાશ કરવો જોઈએ. એટલે મને એમણે વારસામાંથી રદ કર્યો. અભ્યાસ વિના અને ભૂખના દુઃખથી રઝળી રખડી હું રીબાતું જીવન વીતાવું એ જ એમને ઠીક લાગ્યું. તો આજ્ઞાંકિત પુત્ર તરીકે મારે એ શિક્ષા સ્વીકારવી જોઈએ ને?" અનંત અત્રે ફિક્કું હસ્યો.

"શા માટે તારા આત્માને કીચુપ લગાડી રહ્યો છે? તું તેજસ્વી તારલો છે. તને આ રૂદન ન છાજે. તું ભડવીર છે. આ

નામર્દાઈ તને ન શોભે. તારા પિતાજીને તારે બતાવી આપવાનું છે કે, વીરનો આત્મા કાંઇ બીજાઓના અન્યાયથી કુંઠિત થઈ જતો નથી પણ એ તો ઓર ઝળકી ઉઠે છે. ઉભો થા. જે હાલત તેં રાજીખુશીથી સ્વીકારી લીધી છે તેમાં હસતો ને હસતો ઉભો રહે. અમને પ્રેરણાઓ આપનાર તું 'ધીખતો જ્વાલામુખી', શું આજ ઠંડા જલાગાર જેવો બની જઈશ? નહિ ચાલે એ હાલત." સુકલ-લકડી જેવા શરીરવાળા કવિ કાન્તે આમ કહેતાં કહેતાં અનંતનું કાંડું પકડીને તેને ઉભો કરવા કોશિષ કરી. તેનાથી તેમ ન થઈ શક્યું એટલે અનંતની ગંભીરતા જતી રહી. તે ફિક્કું હસતોહસતો ઉભો થઇને બોલ્યોઃ "લે ઉભો થયો, હવે?"

"આ 'લોન' લે. જ્યારે તારી સારી હાલત થાય ત્યારે પાઇએ પાઇના ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે તેં નાણાં અશોકને પાછાં વાળજે. બસ? હવે તો મેં તારા સિદ્ધાંત બહારનો માર્ગ સૂચવ્યો નથી ને?" કાન્તે હસતાંહસતાં કહ્યું.

"બહુ જ સુંદર માર્ગ!" અશોક બોલ્યોઃ

"પણ હું 'લોન' તરીકે યે નાણાં નહિ લઉં."

"તો હું તમાચો મારીને લેવરાવીશ!" કવિએ કહ્યું.

અનંતથી હસી પડાયું. એ કવિને ભેટી પડયો.

અશોકે કહ્યુંઃ "મારા ચિત્રની પ્રેરણા પૂરેપૂરી મળી રહી. એ ચિત્રનું નામ 'આત્માનાં તેજ' હશે. જગતને એથી ખ્યાલ આવશે કે, આ કલિકાલમાં સાચા મિત્રો દુર્લભ હોય છે, એમ કહેનારાઓ જખ મારે છે. આ રહ્યા એ મિત્રોઃ અનંત, અશોક અને કાન્ત, જેઓ એકબીજાના દુઃખે દુઃખી અને સુખે સુખી બને છે."

આ મિત્રો વાતચીત કરતા હતા ત્યાં એકાએક જીવરામ ચોતાના પાડોશી સાથે અનંતની ઓરડીના ઉંબરામાં આમળ આવીને પૂછવા લાગ્યોઃ "અંદર આવું કે ભાઇસાહેબ?"

ત્રણે મિત્રો આશ્ચર્યચકિત થયા. અને મનમાં વિચારવા લાગ્યા કે, શા કારણે એનું આવવું થયું હશે ?

અનંતે તેમને અંદર આવવા હા પાડી.

## પ્રકરણ ૬ પાંચ પુત્રીનો ગરીબ પિતા !

લકવાની હજી થોડી થોડી અસર જીવરામને રહેલી હોવાથી તેઓ મહામહેનતે એક ભીંતને અઢેલીને બેઠા અને બોલ્યા : " ભાઈ અનંત, તમારા પિતાશ્રીને અને તમને વિચ્છેદ થયો તેથી મને ઘણું દુઃખ થયું છે. તમને તેમણે વારસામાંથી રદબાતલ કરવા જેટલી હદે સખ્ત પગલું લીધું એની મેં આશા રાખી ન હતી. મેં તો એમને સ્હેજ જ લખેલું કે, અનંતભાઇને ઠપકો આપજો કે, મારા જેવા પાંચ પાંચ પુત્રીના ગરીબ પિતાને આવો રંજાડ ન કરે. એવા સ્હેજ લખાણમાંથી આ બધો જે ઉત્પાત થઇ ગયો તેથી મારા આત્માને કકળાણ થયું. મારા જેવા ગરીબની દીકરીને કારણે તમને જે આ દુઃખ પડયું છે તેથી મને બહુ જ પશ્ચાત્તાપ થયો છે. હું તમને વિનતિ કરૂં છું કે–મારા પર રોષ ન રાખશો. મારી તો દયા ખાવા જેવી છે. નથી મારી પાસે મિલકત; નથી મારી પાસે કોઇ વગવસીલાવાળા મિત્રો; અને નથી કોઇ મારૂં બેલી, કે જે મારી પાંચ પાંચ પુત્રીઓને ઠેકાણે પાડી આપીને મારા આત્માની શાંતિ કરે. ભાઇ, તમે તો જુવાન છો. તમે કયાંથી જાણો કે, જ્ઞાતિમાં એક કન્યા ઠેકાણે પાડવી એ આ જમાનામાં કેટલી બધી મુશિબતની વાત છે; તો પાંચ પાંચ માટે મને કેટલી બધી મુશિબત પડશે ?"

જીવરામની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

અનંતે કહ્યું: "મારા પિતાના પગલાની મને કંઇ ચિંતા નથી. એમણે પોતે જે પૈસાનું ઉપાર્જન કર્યું તેનો ઉપયોગ પોતાને ચાહે તેમ કરવા તેઓ મુખ્ત્યાર છે. એટલે મને વારસામાંથી રદ કર્યો તે માટે કોઇએ દિલગીર થવું જોઇતું નથી.

"પણ ભાઇ, મારા કાગળથી તમારા આ હાલત થઇ છે, એ મારા આત્માનો ડંખ કેમ દૂર થાય?"

"એનો એક જ માર્ગ છે: એ બાબત ભૂલી જવી. તમે કાગળ લખ્યો તેથી આમ થયું એવું માની લેવાની તમારે જરૂર નથી. મને કાંઇ એ સંબંધી ડંખ નથી એટલે તમારે યે શા માટે ડંખ કાયમ રાખવો?"

"હું એ ભૂલી જાઉં પણ સાથેસાથે ભાઇ એક વિનતિ કરૂં?"

"કાકા, મારા જેવા ૧૯ વરસના બાળકને આપ 'વિનતિ' શબ્દથી શરમિંદો બનાવો છો."

"ગરીબ માણસથી દુનિયામાં માથાફરેલ ઉચ્ચાર સરખો યે થઇ શકતો નથી. તેમાં યે હું તો પાંચ પાંચ દીકરીનો બાપ છું. પારકે ઘેર સૌને મોકલવી છે. મારે તો નમ્યાં વેણ જ કહેવાનાં હોય ને? એટલે હું એ જ વિનતિ કરવા માગું છું કે—કૃપા કરીને આપણી જ્ઞાતિના કુંવારા છોકરાઓ પરનો તમારો અંકુશ ઉઠાવી લ્યો."

"અર્થાત્?"

"તમારા મંડળમાંથી જેમ અક્ષયકુમાર પરણવા તૈયાર થયા અને તમે તેમને મંડળના નિયમ અનુસાર અટકાવ્યા તેમ હવે બીજાને માટે ન કરો તો ઠીક."

"જે કોઇ ભણતો ન હોય એવા જુવાન સાથે તમારી દીકરીને પરણાવો. અમે એમાં વચ્ચે નહિ આવીએ, અને આ

દાખલામાં તો તમે જોયું ને કે, કન્યાનું વય બરાબર હતું પણ વરરાજા ૧૮ વર્ષથી ઓછી ઉંમરના હતા."

"તો હવે મેં એક ૨૨ વર્ષનો મુરતીઓ શોધ્યો છે. તેની બાબતમાં તમે વચ્ચે નહિ આવો ને?"

"તે ભણે છે?"

"ના. એક મીલમાં કારકુની કરે છે."

"તો ખુશીથી તેની સાથે તમારી કન્યાને પરણાવો. અમારૂં મંડળ તે સામે વાંધો નહિ ઉઠાવે."

"તમારો આભાર થયો, ભાઇસાહેબ. સિવાય, જો તમારા ધ્યાનમાં કોઇ એકાદ બીજો મુરતીઓ હોય તો કહેજો. મારી સુશિલાની ઉમર ૧૪ વર્ષની થઇ છે. એનેયે ભેગાભેગી પરણાવી દઉં."

"તમારી બીજી ત્રણ પુત્રીઓની ઉમ્મર કેટકેટલી છે?"

"હજી તો તેમને પરણાવવાની વાર છે. ત્રીજી ભાનુમતી ૧૨ વર્ષની છે. ચોથી સુધા ૧૦ વર્ષની છે અને પાંચમી અશ્રુ ૮ વર્ષની છે."

"તમને એક પુત્ર છે; ખરૂં ને?"

"હા હરકાન્ત ૨૩ વર્ષનો થયો છે પણ એ કોઈ જગ્યાએ નોકરીમાં ટકતો નથી. ચાર અંગ્રેજી ચોપડી ભણ્યા પછી નિશાળમાંથી ઉઠી ગયો તે પછી ભણવા ગયો જ નથી. હવે તો ભણવા જતાં શરમ આવે છે અને નોકરી ધંધામાં ભાઇ સાહેબનું ચિત્ત નથી. એ યે માથે પડયો છે. મહેરબાન! અને હું તો અપંગ હાલતનો છું એટલે નોકરી થઇ શકે તેમ નથી."

અને અશોકે કહ્યું: "તમે અનંતના પિતાશ્રીને ફરીથી પત્ર લખો અને તેમાં તમારી હાલત જણાવો. તેઓ તમને કાંઇ આર્થિક મદદ આપશે."

"આર્થિક મદદ ? શું બોલ્યા, મહેરબાન ? હું ગરીબીમાં ભલે મરી જાઉં અને મારી કન્યાઓનું થવાનું હોય તે થાય પણ કદાપિ હું કોઇની આગળ હાથ ધરવા ન જાઉં સમજ્યાને ? માત્ર આશા રાખું તમ જેવા જુવાનો પાસેથી—તે એટલી જ કે, કૃપા કરીને કોઇ એવો વર મારી દીકરી માટે બતાવી આપો કે, જે લગ્ન કરવા તૈયાર હોય. તમારામાંથી કોઇ—"

"અમારી તો આશા જ ન રાખશો, કાકા." અનંતે કહ્યું: "અમે વિદ્યાર્થીઓ છીએ. વિદ્યાભ્યાસમાં 'વહુ' રૂપી વિઘ્ન વહોરી લેવાય જ નહિ!!"

"ઠીક ભાઇ, પણ બીજા કોઇ માટે ધ્યાન રાખજો. લ્યો, હવે હું જઇશ."

"મુરબ્બી, ચ્હા નાસ્તો વગેરે લીધા પછી જ જાઓ."

"ના રે, ભાઇ, તમો બાળકોને ત્યાં હું કાંઇ લઉં એ અને ન શોભે."

## પ્રકરણ ૭ બાલ ગુન્હેગાર

જીવરામના ગયા પછી થોડીવારે એક તારવાળો 'અશોક વજેરામ પંડ્યા'ના નામની બૂમો મારતો આવી લાગ્યો. અશોકે તાર લીધો અને વાંચ્યો.

તારનો સંદેશો આ મુજબ હતો: "જલ્દી આવ. મોટી મુશ્કેલી ઉભી થઇ છે—ઇંદિરા"

અનંત કે કવિ કાન્ત અશોકના ઘર સંબંધી કશીજ માહિતી ધરાવતા ન હતા. એટલે આ સંદેશામાંની ઈંદિરા સંબંધી તેઓએ પૂછપરછ કરી. અશોકે કહ્યું: " એ મારી માતા છે. મારા પિતાએ તાર કેમ નથી કર્યો અને માતાએ જ કેમ કર્યો છે, એની મને સમજ પડતી નથી. ઘર જંજાળની બાબતમાં હું કશુ જાણતો નથી"

અનંતે પૂછ્યું: " તારા પિતાની આર્થિક સ્થિતિ કેવી છે ?"

" ઘણી સારી."

" તબિયત ? "

" તે પણ ઘણું ખરૂં સારી જ હોય છે. મારા કુટુંબમાં મારા સિવાય ફકત એક બહેન છે. મારાથી તે છ વર્ષ મોટી છે. એને ગઈ સાલ જ પરણાવી છે. મુશિબતનું ખાસ કારણ તો હું કલ્પી શકતો નથી "

" તારૂં વતન કિયું ? " અશોકના મિત્રોને તેની પણ ખબર ન હતી.

" શ્યામપુર. "

" તો ચાલ, હું તારી સાથે આવું છું. આપણે બેયે સાથે જઈએ. તારા ઈનામની રકમ બધીયે હાલમાં તારી પાસે રાખ. રખેને એ મારા ઉપયોગમાં આવવાની ન હોય એમ વિધિલિખિત હશે. "

બે કલાક પછી ટ્રેન જનાર હતી એટલે બન્ને જણ જવાની તૈયારી કરવા લાગ્યા. એવામાં ધીરજ કે જે ઠેઠ સમી સાંજે શાળા છુટયા પછી છાત્રાલયમાં આવ્યો જ ન હતો તે, ઓરડીમાં આવ્યો. અનંત એકલો જ તે વખતે પોતાના સામાનની વ્યવસ્થા કરતો ઓરડીમાં હતો. કવિ અને ચિત્રકાર પોતપોતાની ઓરડીઓમાં ગયા હતા.

ધીરજને જોતાં અનંતને પોતાની બહેનની નોટો યાદ આવી. કંઈક વિચાર કરીને તેણે ધીરજને પૂછ્યું : " દોસ્ત, એક કામ પડ્યું છે. મારે અત્યારે અશોકની સાથે તેને વતન જવાનું છે. મને પૈસાની ઘણી જરૂર છે. જો પેલી ચોપડીઓના બાકી રહેલા તેર રૂપીઆ આપે તો— "

"હં. હં. હમણાં જ મારા એક ઓળખીતાને ત્યાંથી મારા પિતાની આવેલી હુંડીના રૂપીઆ હું લઈ આવ્યો. પણ મારી પાસે છુટ્ટી રકમ નથી. દશ દશની બે નોટો છે. તું પરચુરણ વટાવી લાવીશ ?"

"ઓહ ! એમાં શો વાંધો હોય ? સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ પાસે કદાચ હશે, અથવા તો આપણી ભોજન-કલબના સેક્રેટરી પાસે હશે. લાવ, વટાવી લાવું."

ધીરજે ખિસ્સામાંથી પાકીટ કાઢીને નોટોના એક થોકડામાંથી બે દશની નોટો છુટી પાડીને અનંતને આપી. અનંત તે લઈને બહાર નીકળ્યો. "નોટોનો મોટો થોકડો !" તે મનમાં બબડ્યો : "ભાઈ સાહેબના માલદાર પિતાએ શું તે મોકલી છે ? કે પછી મારી બહેન વાળી ?"

તે સુપરિન્ટેન્ડેન્ટની ઓરડીમાં ગયો. પરવાનગી માગી અંદર દાખલ થઈને તેણે એક નોટનું પરચુરણ માગ્યું. સુપરિન્ટેન્ડેન્ટ પાસે તે હતું. અનંતના પિતાએ તેને વારસામાંથી રદ કર્યો હતો, એ હકીકત સુપરિન્ટેન્ડેન્ટના જાણવામાં આવી હતી. અનંત આ નોટ ક્યાંથી લાવ્યો, એવી સ્હેજ શંકાથી સુપરિન્ટેન્ડેન્ટે તે નોટ હાથમાં લઈને આમ તેમ ફેરવીને તપાસવા માંડી. એક બાજુએ "જે. એસ. મહેતા" એવી અંગ્રેજીમાં સહી કરેલી હતી. સુપરિન્ટેન્ડેન્ટે પૂછ્યું : "આ જે. એસ. મહેતા કોણ ?"

અચાનક જ અનંતના મનમાં એક નવી પ્રેરણા સ્ફુરી. "જયા શીવદન મહેતા. અર્થાત્ મારી બહેન તો નહિ?" તેણે તે નોટમાંની સહીના અક્ષરો પરખવા માટે ફરીથી પોતાના હાથમાં લીધી અને કહ્યું: "આ તો મારી બહેનના જ અક્ષર છે! સબુર, સાહેબ, આ ચોરીનો એક મુદ્દા માલ છે. આપની પાસે આ બીજી નોટ પણ જાળવી રાખો. હમણાં હું ચોરને આપની પાસે લાવું છું અને બધી હકીકત કહું છું."

બેઉ નોટ સુપરિન્ટેન્ડેન્ટના હાથમાં રહી અને અનંત પોતાની ખોલીમાં આવ્યો. ધીરજ કાંઈક હિસાબ કરવામાં રોકાયો હતો. તેનું કાંડું ઝાલીને અનંતે કહ્યું: "ચાલ, સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ તને હમણાં ને હમણાં બોલાવે છે."

"શા માટે?"

"તારા વાળી નોટ ખોટી છે."

"હું? મને આપનાર શરાફે શું મને ફંદામાં નાંખ્યો?"

"પણ એમાં બીવા જેવું શું છે? ખુલાસો કરીને પાછી લઈ લેજે. પણ ચાલ, જલ્દી. પછી મારે બહારગામ જવાનું છે, એ તું જાણે છે."

બેઉ જણ સુપરિન્ટેન્ડેન્ટની ઓરડીમાં ગયા. આજે સહવારે પોતાની બહેનનો આવેલો રજીસ્ટર્ડ પત્ર અને તેની સાથે આવેલી દશ દશ રૂપીઆની નોટોની હકીકત અનંતે સુપરિન્ટેન્ડેન્ટને કહી. બાદ અશોકને મુબારકબાદી આપવા પોતે ગયો ત્યાં શું બનેલું તે કહ્યું અને પછી અરજ કરી કે: "એ નોટો ધીરજે મારા ખિસ્સામાંથી કાતરી લીધી હોય એવો મને પાકકો વહેમ હતો. તેથી મેં કુતૂહલની ખાતર તેની પાસેથી મારા ઉછીના રૂપીઆ માગ્યા અને ભાઈ સાહેબે એજ ચોરાયેલી નોટો આપી! સદ્ભાગ્યે, એમાં મારી

બ્હેનની સહીનો પુરાવો મળી રહ્યો. હવે બીજી નોટો ધીરજભાઈ પાસેથી નીકળે એવો દરેક સંભવ છે."

ધીરજ પ્રથમ તો આ સાંભળીને બ્હેબાકળો બની ગયો પણ સુપરિન્ટેન્ડેન્ટે તેની પાસેની બીજી નોટો માગી એટલે તેણે બચાવ કર્યો: "પણ સાહેબ, એ તો મને મારા પિતાની હુંડીનાં મળેલાં નાણાં છે. અનંત મારા ઉપર જુઠું આળ મૂકે છે."

"તેની ચિંતા ન કરશો, 'જે. એસ. મહેતા' નામ જે નોટો ઉપર હશે તે સિવાયની બીજી નોટો વિષે મારે પંચાત કરવાની રહેશે નહિ. તમારી પાસે જેટલી નોટો હોય તે મારે હવાલે કરો. અનંત જુઠી વાત કરતો હશે તો હું તેને સખ્ત સજા કરીશ."

ધીરજને પોતાનું પાકીટ આપવું પડયું. એમાં દશ દશની બીજી સાત નોટો, પાંચની નોટ અને બાકીનું રોકડ હતું, જેમાં ત્રણ રૂપીઆ અને બે આના હતા. સુપરિન્ટેન્ડેન્ટે જોયું કે-દરેક નોટ ઉપર 'જે. એસ. મહેતા'ની સહી હતી.

તેને ખાત્રી થઈ ચૂકી કે-કુલ જે નવ નોટો આ સહીવાળી છે તે અનંત ઉપર આવેલા રજીસ્ટર્ડ માંની છે. એક દશમી નોટ ધીરજે વટાવી હોવી જોઈએ. એમાંથી રૂા. ૫ ની નોટ અને રોકડ રૂા. ૩-૨-૦ વધ્યા છે. બાકીના પૈસા બાઈ સાહેબે લ્હેર મારવામાં વાપરી નાંખ્યા છે!

"આ નોટો તમે કોઇ શરાફને ત્યાંથી લાવ્યા છો એમ કહો છો ને?"

"હા, સાહેબ."

"તે શરાફનું નામ ઠામ આપશો?"

ધીરજ ચૂપ રહ્યો. સુપરિન્ટેન્ડેન્ટે બીજો પ્રશ્ન પૂછ્યો:

"વારૂ, તમારા પિતાએ તમારા ઉપર હુંડી સાથે કાંઇ પત્ર બીડયો હશે ને? એ પત્ર બતાવશો?"

ધીરજ બબુચકની માફક સુપરિન્ટેન્ડેન્ટ તરફ જોઈ રહ્યો. ધીરજને ત્રીજો સવાલ પૂછાયો: "તમે તમારી રૂમમાં કેટલા વાગે આવ્યા?"

"હમણાં જ આવ્યો."

"તે પહેલાં કયાં હતા?"

"સિનેમા જોવા ગયો હતો."

"કિયું સિનેમા?"

"સંત તુલસીદાસ."

"વાહ! સંતોના બોલપટ જુઓ છો પણ તમારા પોતાના ચારિત્ર ઉપર તેની કંઈ જ અસર નથી એ આશ્ચર્યની વાત છે!"

સુપરિન્ટેન્ડેન્ટે સંત તુલસીદાસ ફીલ્મ જે બોલપટગૃહમાં ચાલતી હતી તેના સંચાલક ઉપર ટેલીફોન કર્યો અને પૂછ્યું: "તમારી પાસે આવેલી નોટો તપાસીને તેમાંથી એક નોટ 'જે. સી. મહેતા'ની સહી વાળી નીકળે તો તે અલગ કાઢી શકશો?"

"કેમ?" સામેથી પ્રશ્ન થયો.

"એ તકરારી નોટ છે. એને બદલે તમને બીજી નોટ મોકલાવવામાં આવશે."

"વારૂ. તપાસ કરીને ખબર આપીએ છીએ."

આશરે ૨૦ મિનિટ બાદ ટેલીફોન આવ્યો: "જે. સી. મહેતાનાંની સહીવાળી એક નોટ અમારી પાસે આવી છે. બદલવાની હોય તો જલ્દી બદલાવ જાવ."

"અનંત, જા નોટ બદલી આવ." સુપરીન્ટેન્ડેન્ટે પોતાની પાસેથી એક નોટ આપી, જે લઈને 'ચીખતો જ્વાલામુખી' તો ઘોડાવેગે ત્યાંથી દોડી ગયો.

અનંતની ગેરહાજરીમાં ધીરજને સુપરિન્ટેન્ડેન્ટે સમજાવ્યો —પટાવ્યો અને એની પાસેથી ખરી હકીકત મેળવી.

કમનસિબ ધીરજ! એણે જ એ ચોરી કરી હતી. એમાંથી એ સિનેમા જોવા ગયો હતો. હુંડી અને શરાફની વાત જુઠ્ઠી હતી. જે પરચુરણ આવ્યું હતું તે ચોરીના માલમાંથી વટાવેલી એક નોટનું હતું!

"નાલાયક છોકરા!" સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું: "હું બહુ જ દિલગીર છું કે, મારે તને સખ્ત સજા કરાવવી પડશે. છોકરાઓની ભરેલી મિજલસમાંથી તું એક ચાલાક ખિસ્સા કાતરૂની માફક સફાઈથી તારા એક સાથીદાર વિદ્યાર્થીનું જ ખિસ્સું કાતરે છે; મરજીમાં આવે તેમ તું ચોરેલી રકમમાંથી નાણાં વાપરી નાખે છે; અને પૂછપરછ કરતાં બનાવટી વાતો કહીને સત્ય છાવરે છે! તને બાલ–ગુન્હેગારોના શિસ્ત–ગૃહમાં મોકલ્યા સિવાય છૂટકો નથી!"

ધીરજ રડી પડયો. પણ એનું રડવું નકામું હતું. સુપરિન્ટેન્ડેન્ટે આ બાબતમાં લગીરે દયા નહીં ખાવાનો મક્કમ નિરધાર કર્યો.

અનંત નોટ લઈને ઉત્સાહભર્યો આવી પહોંચ્યો ત્યારે પેલી નવ નોટો ભેગી આ દશમી નોટ મૂકીને સુપરિન્ટેન્ડેન્ટે તે પોતાને હસ્તક લીધી અને અનંતને કહ્યું: "હું તને આના બદલામાં બીજી નોટો આપું છું. ધીરજનો કેસ પૂરો પતી જતાં સુધી મારે તે પુરાવા તરીકે રાખવી જોઈશે."

અનંતે જવાબ દીધો: “ મને બીજી નોટો નહીં જોઈએ. આ નોટો આપની પાસે આપ રાખો છો એથી મને ભારે આશ્વાસન મળે છે. હું મારી બહેનની સ્વાર્થત્યાગની નોટો કદાપિ વાપરવાનો નથી. જીવનભરની એ પવિત્ર યાદી છે.”

“ ખચિત જ તારા વિચારો ઉમદા છે.” સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું અને અનંતને તેમણે વિદાય થવા રજા આપી.

‘ ધીખતા જ્વાલામુખી ’ના હૃદયમાં અત્યારે આનંદની છોળો ઉછળતી હતી. બદમાશ ધીરજને પોતે પકડાવી શક્યો અને બહેનની નોટો સલામત રહી, એ જાણે ‘ કાળા વાદળમાં રૂપેરી વીજળીના ચમકાર’ રૂપ ન હોય એમ એને લાગતું હતું.

## પ્રકરણ ૮

### ત્યક્તા !

બાલાને વજેરામ પંડ્યાએ એક વર્ષ ઉપર એક કુળવાન, ખાનદાન અને ધનવાન ગણાતા શોભારામ નામના એક ગૃહસ્થના ૩૦ વર્ષના પુત્ર કમળાશંકર સાથે પરણાવી હતી. પણ પરણ્યા પછી ત્રણ માસ સાસરે રહી આવ્યા પછી તે પિયરમાં પાછી ફરી, ત્યારની સાસરે જ જઈ શકી ન હતી. કારણ એ હતું કે, તેને સાસરેથી બોલાવવા માટે કોઈ જ આવતું ન્હોતું. નવ નવ માસનાં વ્હાણાં વાયાં હતાં. વજેરામે બહુ વખત શોભારામને ત્યાં કહેણ મોકલ્યાં કે બાલાને તેડાવો. પણ એનો ઉત્તર જ મળતો ન હતો. ચાર દિવસ ઉપર શોભારામને ત્યાં વજેરામે પોતાના એક ખાસ મિત્રને તપાસ કરવા માટે મોકલ્યો ત્યારે તેનું ત્યાં કશુંએ સન્માન કરવામાં આવ્યું નહિ. એ સહન કરીને પણ તેણે શોભારામ સાથે

બાલાને સાસરે બોલાવવા સંબંધમાં વાત કરી ત્યારે જાણે તે બાલાને ઓળખતા જ ન હોય તેમ પ્રશ્નો કરવા લાગ્યા. બહુ સીધા પ્રશ્નો થતાં તેમણે ઉડાઉ જવાબો આપ્યા પણ એમ સ્પષ્ટ ન કહ્યું કે—બેશક, એને મોકલજો.

કમળાશંકરને મળીને એ મિત્રે જ્યારે વાત કરી ત્યારે એણે તો વિચિત્ર જ પ્રશ્ન કર્યો: "તમે અમારા ઘરની નોકરડી સંબંધી પૂછો છો કે રસોયણ સંબંધી?"

"હું તમારી પત્ની બાલા સંબંધી પૂછું છું" તે મિત્રે કહ્યું: "તમે તેને પિયરથી શા માટે બોલાવતા નથી?"

"તે પિયર ચાલી ગયેલી છે? હું તો કાંઈ જાણતો જ નથી. નોકરો અને રસોઈ કરનારાંઓની બાબતમાં હું વચ્ચે પડતો જ નથી."

મિત્રને કમળાશંકર એક નાલાયક બેપરવા 'પતિ' લાગ્યો. તે શોભારામની માતા પાસે ગયો. ત્યારે તેણે કહી દીધું: "અમારે એનું કામ નથી."

"પણ એ તમારી પુત્રવધૂ છે. એનું કામ નથી એવું કહો તે ચાલે?"

"ન ચાલે શું? બધુંએ ચાલે. મારા કમળને તો એ ખાસડા બરોબર છે."

"તમારા ખાનદાન કુળને છાજે એવા આ બોલ નથી."

"એમાં ખાનદાનીને લગીરે સંબંધ નથી! તમો લોકોએ એક કાળી હબસણ અમારા માથે મારી છે. મારો કમળ તો એનો પડછાયો સુદ્ધાં જોવા તૈયાર નથી. એને એ ગમતી નથી. અમારે એનું મન જોવાનું."

"બાલા કાળી છે તેમાં કમળાશંકરને ગમતી નથી પણ કમળાશંકર પોતે કાંઇ ઉજળેવાન નથી."

"એ તમારે જોવાનું નથી. વહુ રૂપાળી હોવી જોઇએ. અહીં એ રહી ત્યારે જ અમે જાણ્યું કે– અમારા કમળને લાયક એ નથી."

"પણ એ કાંઈ કુંભારના ઘરનું હાંલ્લું નથી કે, બદલાવાય."

"હાંલ્લું કાણું આવે છે તો માળીઆ ઉપર કે અભરાઇ ઉપર ચઢાવી દઇએ છીએ ને?"

"હં ત્યારે તેથી તમે બાલાને બોલાવતાં નથી, એમજને?

"અમારે એનું કંઈ કામ નથી."

ખલાસ. વજેરામના મિત્રને ઘણું જ માઠું લાગ્યું. શોભરામને ત્યાંથી ત્રણે જણાઓએ તેને ઘણી જ અપમાનકારક વાતો કહી હતી. આદરમાન તો અપાયાં જ ન હતાં!

"હા! આ અમારા આર્યસંતાન?!" ટ્રેનમાં બેસતાં તે મનોગત બોલ્યો: "જે ગૃહોમાં પૂર્વે કુળવધૂઓને પ્રસન્ન રાખવામાં આવતી હતી, જ્યાં તેઓ તરફ અમી દૃષ્ટિથી જોવામાં આવતું હતું ત્યાં આજ અપમાન અને અનાદરની પરિસ્થિતિ! સ્મૃતિકારોએ કહેલી વાણીને આજ કોણ દાદ દે છે? જ્યાં સ્ત્રીઓનાં સન્માન થાય છે ત્યાં દેવો રમે છે એ કથનને સાચું પાડવાની કોઇનેયે દરકાર નથી! ખાસ કરીને શ્રીમંત કુટુંબોમાં તો તેઓને 'ખાસડાં' તુલ્ય ગણવામાં આવે છે! 'નોકરડી!' રસોયણ!' કાનમાંથી કીડા ખરે એવી આ વાણી અમારા ભારત વર્ષના વર્ણોત્તમ ગણાતાં દ્વિજકુલસંતાનોનાં મુખમાંથી બહાર પડે છે!"

મિત્રે આવીને વજેરામ પંડયાને વાત કહી. ઇંદિરાને અને બાલાને બહુ દુઃખ થયું. આખો દિવસ તેઓએ વિચાર અને ચિંત-

નમાં ગાજ્યો. બાલાને આખરે એક ઉર્મિ ઉઠી: "બા, હું સાસરે જઈશ. નોકરડી અને રસોયણ તરીકે રહીને પણ એમની સેવા બજાવીશ. મારો સ્ત્રી–ધર્મ કહે છે કે, પતિને મારે પૂજવા."

ઇંદિરાને એ ના ગમ્યું. જ્યાં સ્ત્રીની કિંમત ખાસડા બરોબર હોય ત્યાં સ્વમાનનો ભોગ આપી જાત ઘસી નંખાય નહીં. વજેરામે શાંતિ ધારણ કરવા કહ્યું. "દીકરીનું જેવું નસિબ!" એમ કહી મન વાળવા જણાવ્યું. પણ અશોકે અને અનંતે એક જ્વાળામુખી મંડળ સ્થાપ્યું છે, જેણે બાળલગ્ન અટકાવ્યાં હતાં, એ બિના ઇંદિરા જાણતી હતી તેથી તેણે અશોકની સલાહ લેવા માટે તાર કરીને તેને બોલાવ્યો.

## પ્રકરણ ૯ 'દેવબાલા'

અશોક અને અનંત શ્યામપુર પહોંચ્યા. વજેરામે, ઇંદિરાએ અને બાલાએ તેમને આવકાર આપ્યો; અને આફતની અથેતિ કહી. અનંતને આ હકીકત સાંભળીને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. "શું એ લોકોએ આવાં હલકટ વેણ કહ્યાં છે? તેઓનાં આવાં મલીન મન છે?" તે બોલ્યો.

અશોકે ગંભીર વદને ટીકા કરી: "આપણા હિંદુ સમાજની કન્યાનાં માબાપો કુલીનશાહી પર મોહી પડે છે એનું આ પરિણામ છે. કમળાશંકર સાથે મોટી બહેનનું લગ્ન કર્યું ત્યારે ભાગ્યે જ એની વિદ્યા કે ગુણો જોવામાં આવ્યા હશે."

ઇંદિરા બોલી: "ના. એજ એક મોટામાં મોટી ગફલત હતી. કમળાશંકર ફક્ત અંગ્રેજી પાંચ ચોપડી ભણ્યા પછી નિશાળેથી

ઉઠી ગયા છે. એમના ગુણ વિષે તો વાત જ કાઢવા જેવી નથી. મેં સાભળ્યું છે કે, હમેશાં તે પોતાના માતેલા સાંઢ જેવા દોસ્તદારો સાથે ચૌટાચકલામાં ફરતા ફરે છે; અને રખડેલ જીવન ગાળે છે. અમે કેવળ એના પિતા તરફ જોયું. પૈસાપાત્ર અને આબરૂદાર માણસ હોવાથી છોકરીને ખાનપાન અને વસ્ત્રાભૂષણ માટે તો અસંતોષ રહેશે નહિ, આવો વિચાર કરીને, અમે ત્યાં લગ્ન કર્યું. દીકરીઓનાં બધાં માબાપ સામાન્ય રીતે આ બાબતો જુએ છે, તેમ અમે ફસાયાં પણ 'સોનું જોઈ સંગત કરી—કર્મે નીકળ્યું કથીર' એવી આ ગત થઈ છે."

અનંત બોલ્યો: "લગ્ન જેવા ગંભીર વિષયમાં આપણે બહુ જ ઉતાવળે 'મુહૂર્તીઆ'ને બોટી લેવા પ્રયત્ન કરીએ છીએ, તેને લીધે જ આવા માઠાં પરિણામ સોસવા પડે છે. અમારા 'જવાલામુખી મંડળે' આથી જ પાણી પહેલાં પાળ બાંધી લીધી છે કે વિદ્યાર્થી-જીવનમાં કોઇ પણ યુવકે પરણવું નહિ. વિદ્યાર્થી-અવસ્થામાં લગ્નનો વિચાર સુદ્ધાંત વિદ્યાર્થી કરે નહિ તો વિદ્યોપાર્જનમાં તે વધારે ધ્યાન આપી શકે છે. દરમ્યાન, જેમ જેમ એની ઉંમર મોટી થાય છે તેમ તેમ તેને લગ્નના વિષયમાં અભ્યાસ કરવાની તક મળે છે. એનામાં સંસ્કાર આવે છે. એનામાં જ્ઞાનનો વધારો થવાથી એના ગુણો ઘડાય છે અને વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી જીવનસંગ્રામમાં કેમ ઝંપલાવવું એનો એને સારો જેવો ખ્યાલ પણ આવી જાય છે. સૌથી વિશેષ લાભ તો તેને એ થાય છે કે-બી. એ. કે એમ. એ. થયા પછી પોતાના પગ ઉપર ઉભા રહેવાની એનામાં શક્તિ આવે છે. એ સમયે લગ્નનો તે વિચાર કરે તો ચાલી શકે. મારી પોતાની વાત કહું તો હું એવા નિશ્ચય ઉપર આવેલો છું કે—૩૦ વર્ષનો થઇશ ત્યાં સુધી અને કમાવાની શક્તિ મારામાં નહિ આવે ત્યાં સુધી હું લગ્ન કરવાનો જ નથી."

વજેરામે કહ્યું: " તમારો મંડળનો નિયમ ઘણો સારો છે પણ કમલાશંકર કે બાળા એ મંડળમાં નથી અને વ્યવહારૂપણે આપણે શું કરવું એ અમને સમજાતું નથી. અશોકની માતાને અશોકમાં અને જ્વાલામુખી મંડળમાં વિશ્વાસ છે. હવે મારે એ કસોટી કરવાની છે કે-તમારૂં મંડળ અમોને શી રીતે આફતમાંથી ઉગારે છે."

અશોકે કહ્યું: " અમને તમે બોલાવ્યા, એ ઠીક કર્યું છે. મારો એવો મત છે કે, બાલાની સાથે હું અને અનંત, શોભારામને ત્યાં જઈએ અને તેને સીદ્ધા જ પ્રશ્ન પૂછીને બાલાનો સ્વીકાર કરાવીએ."

બાલા અત્રે બોલી: " હું ત્યાં જવાનો મત ધરાવું છું તેથી તમો બન્ને સાથે જરૂર આવીશ."

ઇંદિરાને ચીઢ ચઢી: " પણ એ લોકો મારી બાલાને કુંભારનાં ઘરનાં હાંલ્લાંની પેઠે ગણે છે એ કેમ ભૂલો છો ?"

અનંતે કહ્યું: " એ નહીં ચાલે. કમળાશંકરની કાનપટ્ટી પકડીને હું એની પાસે ફરીથી લગ્નની સપ્તપદીના શ્લોકો બોલાવીશ. બાલાબ્હેનને સન્માન સાથે તે સ્વીકારે એવી ફરજ પાડીશ."

ઇંદિરા બોલી: " મને તો એ હવાઈ તરંગ લાગે છે. એ કુટુંબ પર મને ઘણો જ તિરસ્કાર આવી ગયો છે, તેથી જ બાળાને કાયમ મારે ત્યાં રાખવી એવો જ મારો મત છે. એ પૈસાદાર લોકો છે તો મનેયે ઈશ્વરે ગુજરાન જોગ બે પૈસા આપ્યા છે અને વખત આવ્યે એ લોકોની હોડમાં હું ઉભી રહી શકું તેમ છું."

વજેરામે કહ્યું: " આપણે પૈસાનો ગર્વ કરવો ન જોઈએ. હું તો બધું પીંજણુ છોડીને સીદ્ધી વાત માગું છું. લઈ જવી હોય તો

બાલાને લઈને જાઓ; તે લોકોને સમજાવો અને શાંતિ સમાધાનથી એમનો સંસારરથ સીધી સડકે ચાલે એવી વ્યવસ્થા કરી લ્યો. ક્લેશકંકાસ મને પસંદ નથી, ધાંધલ કે વાદવિવાદ કર્યાથી દીકરીનાં માબાપનું શું જોર ચાલી શકે ! ”

“ કાકા ” અનંત બોલ્યો: “ તમે સ્ત્રી જાતિની શક્તિનું ઓછું માપ ન આંકો. દીકરીનાં માબાપ એટલે શું કહેવાતા ખાનદાનોની ઠોકરો ખાવા સર્જાયલાં પ્રાણીઓ, એમ આપ કહો છો ? આજ તો એવો યુગ આવ્યો છે કે—એક પતિ જો તેની પત્નીને તમાચો મારે તો પત્ની અદાલતમાં જઇને તેની સામે રક્ષણ માગી શકે છે. અથવા તો પતિ એક તમાચો મારે તો પત્ની તેને બે તમાચા મારી શકે છે. ”

“ હં...હં...ભાઇ જ્યાં ત્યાં આવું ગાંડુ ઘેલું બોલીને છોકરીઓને ચઢાવી મારતો નહીં !” વજેરામે કહ્યું: “ એક હિંદુ પત્ની એના પતિને તમાચો મારે એ શું આપણી સર્વોત્કૃષ્ટ આર્યસંસ્કૃતિનું ભૂષણ છે ? અગ્નિ અને દેવોની સાક્ષીએ એણે તો પતિની આજ્ઞા પાળવાની પ્રતિજ્ઞા લીધેલી હોય છે. પતિ ચાહે તેવો હોય તોપણ પત્નીથી એને ટૂંકાર સરખો ન થઈ શકે. ”

“ કાકા સાહેબ ” અનંત બોલ્યો: “ હવે તમારાં એ જુનાં પુરાણાં શાસ્ત્રો બદલવાં પડશે. પત્નીએ આજ્ઞા પાળવી અને પતિએ એને રઝળતી મૂકવી, એમ શું શાસ્ત્રો કહે છે ? પત્નીની ફરજો સાથે પતિની પણ ફરજો છે. પતિ ત્યારે જ પત્ની પાસેથી ફર્માબરદારીની આશા રાખી શકે કે જ્યારે તે પોતે સીધો ચાલતો હોય; પત્નીનું માનભંગ કરતો ન હોય અને પત્નીને દરેક રીતે સુખી રાખવા કોશિષ કરતો હોય.જ્યાંસુધી એવું વર્તન તે ન રાખે ત્યાંસુધી પત્ની તેની સામે બંડ ઉઠાવે તો વાજબી જ ગણાવું જોઇએ. ”

ઇંદિરાએ કૈંક ખુશાલીમાં આવી જઇને કહ્યું: "અનંત, તું તો ખરેખરો 'જ્વાળામુખી' છે! હું ધારૂં છું કે, તારા આવા મક્કમ વિચારોને લીધે જ તારૂં મંડળ ખ્યાતિ પામ્યું છે."

અનંતે કહ્યું: "અમારાં કામ તો બધાં છોકરવાદ ગણાય. મારી ઝુડીને પણ અમે તો એકબીજાને ઠેકાણે લાવીએ. વિદ્યાર્થી અવસ્થામાં આવું બધું ચાલી શકે. પણ હું હમેશાં સત્યનો પક્ષ લઉં છું."

ઇંદિરાએ કહ્યું: "મને લાગે છે કે, અશોક સાથે તું આવ્યો, એ ઠીક જ કર્યું છે. બાલાને તારી સાથે મોકલવામાં વાંધો નથી. તું કાંઇક પણ તડ ને ફડ કરતો આવીશ એવો વિશ્વાસ મને બેસે છે."

વજેરામ જેઓ અનંતના વિચારોથી ખિન્ન થયા હતા તેમણે કહ્યું: "ક્યાંક મારામારી કરીને પાછો આવશે, એવી મને તો બીક લાગે છે!"

અશોક બોલ્યો: "તેમ થશે તો યે દોષ તો એ લોકોનો જ પહેલો જ હશે, એની ખાત્રી રાખજો. પિતાજી! અમે ઉડઝુડ વિદ્યા કાંઈ પહેલે જ ધડાકે નહીં અજમાવીએ—બલ્કે, ખૂબ સહિષ્ણુતાથી કામ લઇશું. ઘણી જ અગત્ય વિના ધાંધલ નહીં કરી મૂકીએ."

અનંતે કહ્યું: "હું મારામારીનો પ્રયોગ કરવા માગતો નથી; માટે બેફીકર રહેશો. પણ સ્વમાનનો અને સિદ્ધાંતનો ભંગ નહીં થવા દઉં, એ ચોક્કસ છે."

આખરે બાલાને લઈને આ બે યુવકો વટપુર જવા ઉપડ્યા. ટ્રેનમાં હિંદુ સમાજની લગ્નવ્યવસ્થા ઉપરની ચર્ચામાં વખત ક્યાં વીતી ગયો એ જણાયો જ નહિ.

સંધ્યાકાળ વીતી અને દીવામાં બત્તીઓ સળગી ત્યારે તેઓ વટપુર સ્ટેશને ઉતર્યાં. શોભારામને ઘેર જવા તેઓ પગપાળાં

જવા લાગ્યાં. થોડેક દૂર તેઓ ચાલ્યાં હશે એવામાં એક ગલીમાંથી કોઈ અબળાની તીણી ચીસ સંભળાઈ.

"કોણે એ ચીસ પાડી હશે?" બાળાએ પૂછ્યું.

"કોઈ ધણી એની બૈરીને મારતો હશે! એવા તો કેટલાયે રોજીંદા બનાવો આપણા સંસારમાં બન્યા જવાના!" અશોકે કહ્યું: "કદાચ કાલે છાપામાં એ બનાવ છપાશે."

ગલીમાંથી એ વખતે દોડતા દોડતા બે ત્રણ જણ આવ્યા. એમાંથી એક જણ તો અનંતની સાથે અથડાઈ પડયો. બીજા દોડી ગયા.

"આંધળો છે કે શું?" અનંતે ત્રાડ નાખીને તેને ધક્કો મારતાં કહ્યું.

એ માણસ અનંતના જબરદસ્ત ધક્કાથી જમીન પર પડી ગયો. થોડી વારે ઉઠતાં ઉઠતાં તે બોલ્યો: "તેમાં ધક્કો શા વાસ્તે મારે છે? તારા બાપનું તો મેં કાંઈ બગાડયું નથી ને?" અનંત ક્રોધથી રાતોપીળો થઈ ગયો. અચાનક જ એ માણસનો સ્વર સાંભળીને અને એ માણસનું મોં જોઇને બાલાએ અનંતના કાનમાં કાંઈક કહ્યું. એ સાંભળતાં જ અનંત બોલ્યો: "અહો, આપ જ છો કે, કમળાશંકરજી? માફ કરજો, અમે આપને ઓળખ્યા નહિ. આ મારો મિત્ર આપનો સાળો અશોક છે. આ બાલા આપની ધર્મપત્ની છે. આપ આમ કયાં ગયા હતા?"

"અહો! શ્રીમાન કમળાશંકરજી! જય વંદન" અશોકે કમળાશંકરને વિવેકભેર નમસ્કાર કરીને કહ્યું: "ઠીક થયું કે— રસ્તામાં જ મળી ગયા."

આ વખતે ગલીમાંથી એક નોકર જેવો જણાતો માણસ હાથમાં લાકડીના એક ટુકડા સાથે ત્યાં આવી લાગ્યો. તેણે

કમળાશંકરનું કાંડું મજબુતાઈથી પકડીને કહ્યું: "આજે આબાદ પકડાયા છો, મિસ્ટર! ચાલો સિદ્ધેસિદ્ધા પ્રોફેસર સાહેબ પાસે અને તમારો હિસાબ આપો—નહિ તો જબરદસ્તીથી ઘસડીને પણ લઈ જઈશ." તેણે અશોક વગેરે તરફ જોઈને પૂછ્યું: "તમે કોણ છો?"

"શું છે, ભાઈ?" અશોકે કહ્યું: "અમે હમણાં જ શ્યામપુરથી ટ્રેનમાં ઉતરીને આ કમળાશંકરભાઈના ઘર તરફ જતાં હતાં; ત્યાં તો પોતે જ મળી ગયા! શેનો હિસાબ એમને આપવાનો છે?"

"એમનાં કરતૂતનો, મારા સાહેબ." નોકરે કહ્યું અને બાલાને જોઈને પૂછ્યું:

"આ બહેન કોણ છે?"

"મારી બહેન. કમળાશંકર વેરે જ એને પરણાવી છે."

"અર્ર્ર્ર! આ નાલાયકની સાથે એનું લગ્ન કર્યું છે? પણ ચાલો ને, તમે યે મારી સાથે એની મહાન કરણીનો પ્રત્યક્ષ ઇતિહાસ આપને સાંભળવાનો મળશે."

કમળાશંકર ફીકોફ્ચ્ચ પડી ગયો હતો. તે નીચું મ્હોં રાખીને તે માણસની સાથે ગલીમાં પેઠો.

"આપણે નથી જવું." બાલા બોલી.

અશોક આ સાંભળીને દુઃખી થયો. અને તે પૂછ્યું: "પણ જવામાં શો વાંધો છે? બહેન, તને તો ભાગ્યે જ કાંઈ ઈજા થવાનો સંભવ છે. અમે બે જુવાનજોધ જેવા તારા ભાઇઓ તારે પડખે મોજુદ છીએ પછી તને આનાકાની શા માટે હોવી જોઇએ?"

"ભાઈ" દબાયેલા પણ ધીમે સ્વરે બાલા બોલી: "ક્યાંક નાપસંદ બનાવની વાતો ત્યાં સાંભળવી પડશે એમ મને લાગે છે! એ નોકરના બોલવાપરથી હું તો એમ માનું છું કે–કોઇક સ્ત્રીની બાબતમાં પોતે કાંઇક નુકશાન કરી બેઠા હશે. મારે એ બાબતની ચર્ચા મારા કાનથી સાંભળવી ઠીક નહિ. કઈ પત્ની પોતાના પતિનું અપમાન થતું પોતાના કાનથી સાંભળી શકે? કઇ સ્ત્રીને પતિના સ્વચ્છંદીવેડાની કહાણી સાંભળતાં દુઃખ ન થાય? રખેને એ સાંભળતાં મારૂં હૃદય ચીરાઇ જાય! માટે મને તો એ પાપકથા સાંભળવામાંથી મુક્ત કરો. અશોક, ચાલ મને મારે સાસરે લઈ જા."

અનંતે તત્કાળ નિર્ણય કરી નાખ્યો. તે બોલ્યો: "વારૂ; અશોક, તું આ દેવી જેવી આપણી બહેનને લઈ જા. હું પ્રોફેસરને ત્યાં જઈ કમળાશંકરની સાથે જ આવીશ."

અનંત પ્રોફેસરને ત્યાં જવા ગલીમાં પેઠો. ભાઈબહેન રાજમાર્ગે જવા લાગ્યાં. "મોટી બહેન!" ગદ્ગદ્ કંઠે અશોક બોલ્યો: "અનંત ખરૂં બોલી ચૂકયો છે. તું એક દેવીનો અવતાર છે. તારૂં નામ માત્ર બાલા જ નહિ પણ 'દેવબાલા' હોવું જોઇએ. કમળાશંકરનાં પાપકર્મની કથા જ પ્રોફેસરને ત્યાં કહેવાશે એમ મને લાગે છે. કદાચ પ્રોફેસર એને નસિહત કરાવશે. પણ તું એક સહિષ્ણુ આર્યકન્યાની પેઠે આપણાં સ્મૃતિશાસ્ત્રોને વફાદાર રહેનારી એક રત્નમાળા સમી યુવતી અને તારો આ હતભાગી કુકર્મી પતિ, એ એનો સંજોગ કોણ જાણે કિયાંએ પૂર્વજન્મનાં પાપથી થયો હશે એ મને સમજાતું નથી!"

"મારા માટે તારો બળાપો નકામો છે, ભાઈ!" બાળા બોલી: "હિંદુ સમાજમાં તું ઘેર ઘેર જઇને જોઈ આવીશ તો જણાશે કે મારા જેવી કેટલીએ રાંકડી બાળાઓનું જીવન જ આમ વીતવા સર્જાયું છે. આથી જ જ્યારે બધે દુઃખ, દુઃખ અને દુઃખ જ

છે ત્યારે મેં નિશ્ચય કર્યો છે કે, હિમ્મત રાખીને દુ:ખ સહન કરવું. એકનિષ્ઠ આર્યપત્ની તરીકેની મારી ફરજ મારે ન જ ચૂકવી—પછી ચાહે તો પતિદેવ અવગુણોની ખાણરૂપ હોય ! "

અશોકે નિસાસો નાંખ્યો અને બન્ને જણ ચૂપચાપ ચાલવા લાગ્યાં.

## પ્રકરણ ૧૦

## પંથભૂલ્યો પતિદેવ

પ્રોફેસર પિયૂષકાંત વટપુરની કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર હતા. એમની પુત્રી મેટ્રીકમાં ભણતી હતી. તે હંમેશા સાયંકાળે ઇંગ્લિશના એક ખાનગી ક્લાસમાં ભણવા જતી, એટલે શાળામાંથી છુટયા પછી રહેજ એ [illegible] કે ૮ ને શુમારે ઘેર આવતી. એને લેવા ઘણુંખરૂં પ્રોફેસરની મોટર જતી. આજ મોટર બગડી હતી એટલે ડ્રાઇવર તે લઈ જઈ શક્યો નહીં. પ્રભા આથી પગે ચાલીને ઘેર જતી હતી. પ્રોફેસરને ઘેર પહોંચવા માટે સરિયામ રસ્તામાંથી એક ગલીમાં થઈને જવું પડતું હતું. રોજ એ મુજબ પ્રભાની મોટર જતી અથવા તો કોઇવાર પ્રભા ચાલીને પણ જતી. આજે એ મુજબ તે જતી હતી ત્યાં કેટલાક જુવાનીઆઓએ તેની સતામણી કરવા માંડી. એમાં કમળાશંકર અગ્રેસર હતો. આ છોકરાઓ રોજ આ ગલીમાં સાંજે એકઠા થતા. પ્રોફેસરનો નોકર પણ તેઓને રોજ જોતો હતો. એમનાં તુફાન અને તેમના અટકચાળાવેડાથી તે માહિત હતો. આજ યોગાનુયોગ એવો બન્યો કે, મોટર ગઈ ન હોવાથી પ્રભા ચાલીને આવનાર હોવાથી નોકરને રહેજ ચિંતા ઉપજી કે, રખેને બદમાશ છોકરાઓ

પ્રભાને સતાવશે એટલે પ્રભાને સહીસલામતીથી ઘેર લાવવા તે ઘરમાંથી બહાર નીકળીને ગલીમાં પ્રવેશ કરતો હતો ત્યાં પ્રભાની આસપાસ તેણે આ છોકરાઓનું ટોળું વીંટળાઈ વળેલું જોયું. એના હાથમાં લાકડી હતી. એ તો તે વીંઝતો વીંઝતો આ છોકરાઓના ટોળા આગળ આવવા લાગ્યો. એ જ વખતે પ્રભાએ તીણી બૂમ પાડી અને તુફાનીઓ નાસવા લાગ્યા. એમાંના બે ત્રણ જણને નોકરે ખૂબ ફટકાર્યાં. લાકડી તેથી ભાંગી ગઈ પણ તેમ છતાં જેઓને ફટકાર્યાં હતા તેમાં કમળાશંકર નહોતો એટલે નોકર લાકડીનો એક ટુકડો હાથમાં લઈને તેઓની પાછળ દોડયો. કમળાશંકરને અનંત સાથે બોલાબોલી થતી હતી તે વખતે તે ત્યાં આવી પહોંચ્યો અને તેને ટાંગો મારીને પ્રોફેસર પાસે લઇ ગયો.

"તમે આટામીલવાળા શોભારામભાઇના ચીરંજીવી થાવ કે? તમારા પિતાએ તમને આવાં તુફાની વર્તન કરવા આજ્ઞા આપી છે કે? તમે કઈ નિશાળમાં ભણો છો?" પ્રોફેસરે ગંભીર પણ મક્કમ પ્રશ્નોવડે કમળાશંકરને ઉધડો લેવા માંડયો.

"જી, મારી ભૂલ થઈ. હવેથી હું આવાં કામમાં કદાપિ ભાગ નહિ લઉં."

"તમારી ભવિષ્યની ચાલચલગતની એ જામીનગીરી હું સ્વીકારી લઉં છું. પણ જે કસુર થઈ ગઇ છે તેનું શું? મારી પુત્રી પ્રભાએ કદી તમો સામે આંખ ઉઠાવીને જોયું નથી. તે રોજની પેઠે ભણીને ઘેર આવતી હતી અને તમોએ તેમજ તમારા ઠોળીઆ મિત્રોએ તેને ઘેરીને સતાવવા માંડી. આ તમારો દોષ માફ ન થઈ શકે તેવો છે."

"રોજ આ લફંગાઓ ગલીમાં એકઠા થઈને બેસતા અને ગલીમાંથી જતી આવતી કુલીન માબાપની કન્યાઓની

કે વહુવારૂઓની મશ્કરીઓ કરતા એ હું જોતો હતો." નોકરે અત્રે ટાપશી પૂરી અને ઉમેર્યું: "મારી પ્રભાબહેનની કાંઈક પણ છેડતી કરે તો આજ તો એમને ઠપકારવા એવો મેં નિર્ણય કર્યો હતો."

"પણ એવી રીતે કાયદો હાથમાં લેવામાં તેં યે ઠીક નથી કર્યું, રામજી" પ્રોફેસરે કહ્યું.

"બાપજી, એમાં કાંઇ ઠીકઅઠીકનો વિચાર ન થાય." રામજી બોલ્યો: "અમારાં ગામડાં તો બૈરાં સામે આંગળી ચીંધનારાઓને મારી મારીને અમે અધમુઆ કરી નાંખીએ. ભલે અમે 'બુહા' લોકો રહ્યા; પણ આવા શહેરી લફંગાઓ કરતાં ધરમ અને નીતિના ખ્યાલો અમારામાં વધારે હોય છે. શેઠ સાહેબ, મારી માબહેનની મશ્કરી કરે એ જેમ હું સાંખી ન રહું તેમ મારી પ્રભાબેનની મશ્કરી યે ન જ સાંખું. આના બે દોસ્તોનાં હાડકાં જ મેં તો ખોખરાં કરી નાંખ્યાં છે અને આ સજાત માબાપનો દીકરો હોવાથી જ આપની પાસે લાવ્યો છું. અધૂરામાં પૂરૂં એની જ બૈરીનો એને રસ્તામાં મેળાપ થઈ ગયો'તો, શેઠ સાહેબ."

"યુવક, તમારાં માનવંત પત્ની પણ શું તમારી સાથે હતાં?" પ્રોફેસરે પૂછ્યું.

"એમ નહિ, શેઠ સાહેબ." રામજી બોલ્યો. "આ પહેલવાન જેવા ભાઇને પૂછો. એ બધું કહેશે." નોકરે અનંત તરફ આંગળી ચીંધી ઉમેર્યું: 'એમણે આને ધક્કો માર્યો એટલે ગળીઅલ બળદની જેમ આ તો જમીન પર પટકાઇ જ પડ્યો'તો!"

પ્રોફેસરે અનંત સામે જોયું એટલે અનંતે નમસ્કાર કરીને પોતાની તવારિખ-કહી-પોતાનું આ શહેરમાં આવવાનું પ્રયોજન કહ્યું.

પ્રભા ક્યારની આ તેજસ્વી જુવાનની વાત એક ચિત્તે સાંભળી રહી હતી. તે તરત જ બોલી : "એક બાળલગ્ન અટકાવનાર યુવક નામે અનંત વિશે મેં 'તણખા' પત્રમાં વાંચ્યું હતું તે જ આપ કે?"

"એ જ આ તાબેદાર. અમારા 'જ્વાળામુખીમંડળ' નો એ નિયમ છે કે—વિદ્યાર્થી જીવનમાં લગ્ન કરવાં નહીં. અમારા એક સભાસદે એ નિયમનો ભંગ કરવા માગ્યો. મેં હેડમાસ્તરની મદદથી એની ઉંમરનું સર્ટીફીકેટ મેળવ્યું અને કાયદાનો આશ્રય લઈ લગ્ન અટકાવ્યાં."

"હં...હં...મને એક બીજી વાત યાદ આવી." પ્રોફેસરે કહ્યું: "મારા કલકત્તાવાળા એક મિત્ર શ્રીમાન શ્રીવદન મહેતાએ 'સ્ટેટસમેન'માં અનંત નામના પોતાના પુત્રને નાફરમાની બદલ વારસા-હક્ક બાતલ કરવાની જાહેરાત આપી હતી. એ તમે કે બીજા કોઇ?"

"એ પણ હું જ."

"તમે શ્રીવદનભાઈના પુત્ર થાવ? તમે એવી શી નાફરમાની કરી હતી? ભણવા ના પાડી હશે!"

"ના જી. ભણવા માટે તો હું ઘણો જ ઉત્સુક છું પણ મારા પિતાજીએ આ મોગલાઇ સોટો બહાર પાડીને મારાં જ્ઞાનમંદિરનાં દ્વાર બંધ કરવા માગ્યાં છે."

"એનું કારણ શું?" પ્રોફેસરે પૂછ્યું.

"એ જ કે જે કન્યાનું લગ્ન બંધ રહ્યું તેના પિતાની માફી માગી આવવા મેં ના પાડી. તે કન્યા સાથે પિતાજીએ મને જબર-જસ્તીથી લગ્ન કરવા ફરમાવ્યું. તેની યે મેં ના પાડી દીધી."

"સમજ્યો." પ્રોફેસર થોડોક વખત ચૂપ રહ્યા.

પ્રભા બોલી : "તમારા પિતાજીએ જબરદસ્તીથી તમારૂં લગ્ન

કરવા માગ્યું એ તો ગેરવાજબી જ ગણાય. તમે ના પાડી એ ઠીક જ કર્યું."

"હું એની જગ્યાએ હોઉં તો શું કરું, એ તું કહી શકે છે, પુત્રી ?" પ્રોફેસરે પૂછયું.

"શું કરો ?" પ્રભાએ સવાલ કર્યો.

"કોઈ સારા માણસ મારફત મારા પિતાના એ નાદીરશાહી ફરમાન સામે લાંબું બચાવનામું રજુ કરૂં. હું પોતે તો ચૂપ જ રહું. એ સારો માણસ એમના પિતાની ભૂલ ભાંગે અને વ્યક્તિ-સ્વાતંત્ર્યવાદનો વિજય કરાવીને ફરમાન પાછું ખેંચાવી લે, એવો પ્રબંધ કરૂં."

"ત્યારે તો, પિતાજી, એ કામ હવે તમારે કરવું રહ્યું. તમે અનંતરાયના લવાદ. તમારે અને તેમના પિતાને મિત્ર તરીકે પરિ-ચય છે, એટલે તમે આ કામ સહેલાઇથી કરી શકશો."

પ્રોફેસર થોડોક વખત ચૂપ રહ્યો. અનંત અને પ્રભા ઘડી-ભર એક બીજા તરફ જોઈ રહ્યાં. આખરે પ્રોફેસર બોલ્યો: "મિ. અનંત, તમે ભણવા માગો છો ને ?"

"હું તો ઇંગ્લાંડ જઇને પણ જ્ઞાનપ્રાપ્તિનો છેડો આવે ત્યાં સુધી ભણવા રાજી છું."

પ્રોફેસરે સ્મિત કર્યું. "જ્ઞાનનો છેડો હોતો જ નથી. માણસ-નું જીવન પૂરું થાય તો પણ જ્ઞાનનો મહાસાગર ઉલેચવો અધૂરો જ રહી જાય. પણ જેટલું બને તેટલું જ્ઞાન માણસે લેવું જ જોઇએ. જ્ઞાનને અભાવે જ માણસો ગુન્હાખોરી તરફ વળે છે. હં... તમે ભાઈ કયાં સુધી ભણ્યા છો ?" છેલ્લો પ્રશ્ન એણે કમળાશંકરને ઉદ્દેશીને પૂછયો.

"પાંચ અંગ્રેજી ચોપડી સુધી."

"તમારી ઉંમર સ્હેજ ત્રીસેક વર્ષની લાગે છે. શું હજી યે અભ્યાસ કરો છો ?"

નીચું જોઈને કમળાશંકરે જવાબ દીધોઃ "નાજી. મેં શાળા છોડી દીધી છે."

"મને ભય હતો કે તમે આ જ જવાબ દેશો." પ્રોફેસરે કહ્યુંઃ "ભાઈ, આજે તો જ્ઞાનનાં મૂલ્ય અંકાય છે. માણસ પૈસાપાત્ર હોય એની કિંમત નથી. પૈસો આજ છે–કાલ નથી, પણ જ્ઞાન તો એવું અખૂટ ધન છે કે–અનંત કાળ સુધી તેની પ્રતિભા પ્રસરી રહે; તમને તે જગતમાં સ્થિર બનાવે અને તમને તે અંધકારના ખાડામાં પડતાં અટકાવે. જુવાન, તમે જ્ઞાનથી વિમુખ હોવાથી જ ગલીગુંચીઓમાં બેસીને બાળાઓની ઠઠ્ઠા મશ્કરી કરવાના છંદે ચઢ્યા ! જો તમારામાં વિદ્યા હોત, તો એ કૃત્ય તરફ તમને પોતાને જ ઘૃણા ઉત્પન્ન થાત. તમને બીજાંઓની ઇજ્જત આબરૂનો ખ્યાલ, વિદ્યાને યોગે આવ્યો હોત. શરમની વાત છે કે, તમે અભણ હોઈને આ કુચ્છંદે ચઢ્યા. હું તમને જાણીબુઝીને અભણ કહું છું; કારણ કે જ્યાં અનેક મોટી ડીગ્રીઓ જેવી કે– એમ. એ. એલ. એલ. બી. અને ઓકસફર્ડ કેંબ્રિજ કે અમેરિકાની યુનિવર્સિટીઓની એમ. ડી અને પીએચ. ડી જેવી તથા 'રેંગ્લર્સ' અને 'ડોકટર્સ' ની મોટી મોટી ડીગ્રીઓ મેળવનારા વિદ્વાન અભ્યાસકો પડ્યા છે ત્યાં તમે પાંચમા ધોરણ સુધી ભણેલા 'અભણ' જ ગણાઓને ? તમે આવી અભણ દશામાં મારી પુત્રીની ઇજ્જતને ખલેલ પહોંચાડી. જાણો છો કે, કાયદા દ્વારા હું હવે કેવાં પગલાં લઈ શકું ?"

"એમને જરૂર અદાલતમાં ઘસડવા જોઇએ." અનંત બોલ્યોઃ "એમની પત્ની હયાત છે; છતાં પત્નીને પોતાને ઘેર નથી બોલા-

વતા. અને નિશાચરની પેઠે રખડેલ જીવન ગુજારે છે! અમારી એ જ્ઞાતિને અને સમસ્ત બ્રાહ્મણવર્ગને એ કલંક રૂપ જ છે."

"બોલો, ભાઇ, હું શું કરૂં?" કમળાશંકરને ચૂપ ઉભેલો જોઈને પ્રોફેસરે સીધો સવાલ કર્યો.

"હું શરમિંદો બન્યો છું. ભવિષ્યમાં આવું નહિ કરૂં." કમળાશંકરે નીચું જોઈને જવાબ આપ્યો.

" લખી આપો. " અનંતે કહ્યું.

" બેશક, ભવિષ્ય માટે તો એમણે આપેલી આ ખાત્રીનું લખાણ એમને કરવું પડશે પણ હું તો બનેલા બનાવ વિષે કહું છું. એ ગુન્હો હતો. ગુન્હાની સજા થવી જ જોઇએ. "

" શેઠ સાહેબ, પોલિસને બોલાવી આવું ? " રામજીએ પુછ્યું.

" હું ધારૂં છું કે એ સિવાય છૂટકો નથી. " પ્રોફેસરે ખુરશીમાંથી ઉઠતાં ઉઠતાં કહ્યું. કમળાશંકર એકદમ તેને પગે પડ્યો અને બોલ્યો: " માફ કરો સાહેબ. મને પોલિસને સ્વાધીન ના કરશો. મારા પિતાજી જાણશે તો મારી કમબખ્તી થશે. મારા ઓળખીતાઓ જ્ઞાતિબંધુઓ જાણશે તો મારી ફજેતી થશે. "

" હું એમાં કાંઈ જ દયા બતાવી શકું તેમ નથી. કાયદો જે કરે તે ખરૂં. હું જંગલી જાતિનો હોત તો મેં કદાચ આ વખત તમારૂં ખૂન કરી જંગલમાં તમારી લાશ દાટી દીધી હોત! હું કોળી હોત, પઠાણ હોત તો મેં તમને રસ્તા વચ્ચે જ વાઢી નાંખ્યા હોત! ઈશ્વરનો આભાર માનો કે, હું અભણ નથી—જ્ઞાનચક્ષુ વડે મેં વિવેક મર્યાદા, શિષ્ટતા અને સંસ્કારોની પ્રાપ્તિ કરી છે. એથી જ આ યુગની રીતે હું કાયદાની અદાલતનો આશ્રય લઉં છું. "

" બહેન, પ્રભા બહેન, તમારા પિતાજીને સમજાવો. હું તમારી માફી માગું છું. તમે મારી જન્મદાતા માતા તુલ્ય છો. તમે મારાં પૂજ્ય બહેન છો. હું કદાપિ હવેથી તમારી તરફ ભાનભૂલો નહીં બનું. " પોતાની ટોપી ઉતારીને કમળાશંકર પ્રભાના ચરણ આગળ નમન ઉપર નમન કરવા લાગ્યો.

અનંત અને પ્રોફેસરની આંખ મળી. પ્રોફેસર અને રામજીની આંખ મળી. પ્રભા, નાદાન કમળાશંકર તરફ ઘૃણાસ્પદ ભાવે જોઇ રહી હતી.

અનંત બોલ્યો: " જો અત્યારે આ યુવાનની પત્ની અહીં હાજર હોત તો ! "

કમળાશંકર દયામણું મ્હોં કરીને એના સામે જોઈ રહ્યો.

" પુત્રી, તારો શો અભિપ્રાય છે? " પ્રોફેસરે પ્રભાને પૂછ્યું.

" એમની પાસેથી માફીપત્ર લખાવી લેવું અને એઓ જ્યારે ફરગરે છે ત્યારે અદાલતે જઇને એમના કુટુંબમાં કે સમાજમાં એમની ફજેતી ન કરાવવી. "

"હું માફીપત્ર લખી આપવા તૈયાર છું." કમળાશંકર બોલ્યો.

"મારો એક તંત્રી–મિત્ર તે છાપવા પણ તૈયાર થશે." અનંતે મમરો મૂકયો.

"ના, ના, ભાઇ સાહેબ, એવું ના કરશો. હું તમારી 'ગાય' છું. મને તમે બધાંયે શરમિન્દો બનાવ્યો છે. હું આજથી ખૂબ પાઠ શીખ્યો છું. હવે કોઇ વાર આવું નહિ કરૂં."

"અને તમારી પત્ની બાલા જેને અમે તમારે ઘેર મૂકવા આવ્યા છીએ તેનો સ્વીકાર કરશો?"

કમળાશંકર ચૂપ રહ્યો. પ્રભાએ કહ્યું: "જવાબ આપો?"

પ્રોફેસરે કહ્યું: "માફીપત્રમાં આ કબુલાત પણ લખવી જોઇએ. જો આ જુવાન ના પાડતા હોય તો રામજીને હું પોલિસને બોલાવવા કહી દઉં છું."

આખરે કમળાશંકરને બાલાના સ્વીકારની શરત પણ કરવી પડી. પ્રોફેસરે માફીપત્ર લખાવ્યું તેમ તેણે લખી આપ્યું.

"તમે જ્યાં સુધી સારે માર્ગે ચાલશો ત્યાં સુધી આ માફીપત્ર મારી તિજોરીમાં જ રહેશે. જરાક અવળે રાહે ચઢયા કે, એ બહાર નીકળશે અને અનંતરાયના તંત્રી-મિત્રના ટેબલ પર જઇને પડશે, સમજ્યા? હવે તમે જઇ શકો છો."

"હું પણ જાઉં છું. પ્રોફેસર સાહેબ" અનંતે કહ્યું:

"ના. તમે તો મારા મિત્રના પુત્ર; એટલે આજ મારા મહેમાન છો. પ્રભા જા, ભોજનની તૈયારી કર."

"પણ મારે બાલાબહેન—"

"બાલા બહેનનો સ્વીકાર હવે થઇ ચૂકયો સમજવો. સવારે આપણે સહુ આ શ્રીમાનને ત્યાં જઇશું. મિ. કમળાશંકર, અમે સવારે આઠ વાગે આવીશું. આપના પિતાને મારા નમસ્તે કહેજો. અને તમારાં પત્ની તથા તેમના ભાઈ અશોકને અત્યારે જતાં વેંત ખબર આપી દેજો કે, અનંતરાય અહીં રોકાયા છે."

"વારૂ જી." ગરીબ ગાય જેવો બનીને કમળાશંકર ત્યાંથી જતો રહ્યો.

પ્રોફેસરે એ રાત્રે અનંત સાથે ઘણા પ્રશ્નોમાં ચર્ચા કરી. પ્રભાએ પણ તેમાં ભાગ લીધો. પ્રોફેસરે શ્રીવદન મહેતા ઉપર પત્ર

લખી નાંખ્યો. રાત્રે લગભગ બે વાગે જ્યારે સુવા જવા માટે આ સૌ છુટાં પડયાં ત્યારે પ્રભા અનંતની પૂંઠ દેખાતા સુધી અનિમિષ નયને તેના તરફ જોઈ રહી હતી.

## પ્રકરણ ૧૧ સમાજના નવા ઈતિહાસની વાંચ્છના

એ આખી રાત અનંતને ઉંઘ આવી નહિ. પ્રોફેસર સાથેની વાતોએ એને વિચાર ચંક્રમણે ચઢાવી દીધો. જ્ઞાનગંગામાંથી ન્હાઇને જાણે પોતે બહાર આવ્યો હોય અને એના પવિત્ર જળના સ્પર્શ માત્રથી જાણે એના બદનમાં સ્ફુર્તિ ફેલાઇ ગઈ હોય એમ એને લાગ્યું હતું. એટલા બધા વિષયો ઉપર પ્રોફેસરે પોતાના વિચારો દર્શાવીને એના મગજમાં નવી પ્રેરણાઓ ભરી દીધી હતી કે–હવે પછીના જીવનકાર્યની ભસ્યક માર્ગરેખા, એ દોરી શક્યો.

પ્રોફેસરે જગતના કુલબાગમાંથી ઇતિહાસને લગતાં અનેક દૃષ્ટાંતો વીણી વીણીને અનંત આગળ રજુ કર્યાં હતાં. જોન ઓફ આર્કથી માંડીને આ દેશનાં આજ સુધીનાં સિદ્ધાંતને ખાતર ક્રાંતિનાં અનેક દૃષ્ટાંતો ટાંકીને પ્રોફેસરે એમ સિદ્ધ કરી આપ્યું હતું કે–જગતમાં તેજ અમર રહી જાય છે; જે આત્મબળથી જનહિત સાધવા કોશિષ કરતાં દુઃખ અને યાતનાઓ સહન કરે છે; જે 'અમુક રૂઢિવાદ છે માટે જ સરસ છે એમ નહિ માનતાં બુદ્ધિ શું કહે છે અને ન્યાયને માર્ગે શું થવું જોઇએ તેનો' વિવેકવિનિમય કરીને, આગળ ને આગળ ધસ્યો જાય છે. પ્રોફેસરે મહત્ત્વનો માર્ગ એ બતાવ્યો હતો કે-શું સમાજ કે શું ધર્મ, શું મંડળ કે શું કુટુમ્બ,

સર્વ ક્ષેત્રમાં જ્યારે મોગલાઈ વધી ગઈ હોય અને ધૂનને યોગે મનસ્વી રીતે કાર્યો થતાં હોય ત્યારે એ જોહુકમીની સત્તા તોડવા માટે ઝૂઝ્યા સિવાય ચાલે જ નહિ. એ કાર્ય યુવાનોએ જ કરવું રહ્યું. ચીનના વિદ્યાર્થીઓની જાગૃતિ અને સ્પેનિશ આંતરવિગ્રહમાં રાષ્ટ્ર પક્ષની બાળાઓની જાગૃતિ એ જગતની વિદ્યાર્થી-આલમને અને સ્ત્રી-શક્તિને પોકારી પોકારીને સંદેશો આપ્યો છે કે-જો તમારાં દુઃખ ફેડવાં હોય તો તમે આત્મશક્તિથી તેની સામે થાઓ; તમે એક થાઓ; તમે દૃઢ થાઓ અને કાર્યની રૂપરેખા દોરીને તે માટે મરી ફીટવાની તમન્ના રાખો.

પ્રોફેસરની આ પ્રેરણા ઉપરથી અનંતને 'જ્વાલામુખી મંડળ'ના સભ્યોની સંખ્યા વધારવાની જરૂર લાગી. અત્યારે તેમાં ૪૯ વિદ્યાર્થીઓ હતા. મૂળ ૫૦માંથી અક્ષયને રદ્દ કરવામાં આવ્યાથી એટલી સંખ્યા થઈ હતી. એ દરેક જણ પ્રતિજ્ઞાબધ્ધ હતો કે- કુરૂઢિઓ ટાળવાના પ્રાથમિક ઉપાય તરીકે વિદ્યાર્થી-અવસ્થામાં લગ્ન ના જ કરવું. એવા હજી બીજા વધુ ૫૦ મળી રહે અને તે પછી જ્વાલામુખી મંડળના ઉદ્દેશોમાં હિંદુ સમાજના કુરૂઢિ-નાશક કર્તવ્યો કરવાનો કાર્યક્રમ યોજવામાં આવે તો હિંદુ સમાજનો નવો જ ઇતિહાસ સુવર્ણપૃષ્ઠોથી લખાય.

આ વિચારોને અંગે ઘણીક કુરૂઢિઓ તરફ તેના વિચારો વળ્યા અને તે દરેકને દૂર કરવા માટે કેવાં કાર્ય જરૂરી છે તેની અનેકવિધ યોજનાઓ તેણે ઘડી કાઢી.

લગભગ પાંચ વાગ્યાને સુમારે બારીમાંથી આવતી પવનની મંદ મંદ લહેરોમાં તેની આંખ મળી ગઈ.

બીજે દિવસે સવારે ૮ વાગે તે જાગૃત થયો. પ્રોફેસર પોતાની પુત્રી અને અનંત સહિત જ્યારે શોભારામને ત્યાં ગયા, એમને માન-

ભેર આવકાર આપવામાં આવ્યો; અને શોભારામને તેમ જ તેની પત્ની બન્ને જણે વાતચીત એવી તો મીઠી મધુરી વાણીથી કરવા માંડી કે, અનંત અને અશોક બન્ને જણ એ સાંભળીને છક્ક થઈ ગયા.

એજ આ શોભારામ તથા તેની પત્ની હતાં કે જેમણે વજેરામના મિત્રને બાલા સંબંધમાં કઠોરતા અને બેપરવાઈ બતાવ્યાં હતા. શું હાથીના ચાવવાના દાંતની માફક એ એક જાતના દાંત હતા? આજ એજ દંપતીએ બાલા માટે મમતાભર્યાં અને ગુણુદર્શક વેણ કાઢવા માંડયા હતાં! શું હાથીના બતાવવાના દાંતની માફક એ બીજી જાતના દાંત હતા?

તેઓની વાતચીત ચાલતી હતી તે દરમ્યાન બાલા ચ્હાના પ્યાલા લાવી, એટલે સાસુજીએ કહ્યું: "અહો! વહુ કેટલી બધી ચાલાક અને સમજદાર છે? મેં તો એને કહ્યુંયે નહોતું કે, ચ્હા બનાવજે પણ માનવંત મહેમાનો આવે ત્યારે મહેમાનગત કરવાની સમજ પોતાની મેળે જ વાપરીને એણે તો અમારૂં માન વધાર્યું. ઈશ્વરે આવું રત્ન મારા કમળ માટે આપ્યું એ અમારા પૂર્વજોના પુન્યના પ્રતાપ જ હશે."

શોભારામે કહ્યું: "પ્રોફેસર સાહેબ, માનવધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે– यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता. એ મુજબ એને અમારે ત્યાં કશી જ દૂભવણી ન થાય, એની અમે કાળજી રાખીશું."

પ્રોફેસરે એક ખાસ ઉદ્દેશથી શોભારામની મુલાકાત લીધી હતી. એટલે કમળાશંકરના પ્રસંગ વિષે કે બાલા વિષે તેમણે કાંઈ જ ન કહેતાં પોતાનો મુદ્દો છેડયો: "આપની પાસે હું એટલા કારણસર આવ્યો છું કે– કમળાશંકરને આપ વિદ્યાભ્યાસ કરાવો. એની ઉંમર જોતાં એ શાળામાં તો ન જઈ શકે પણ કોઈ શિક્ષકને ઘેર રોકીને આ કાર્ય આપ કરી શકો."

"હું તો એને ભણાવવા માટે કહો તેટલા શિક્ષકો રોકું, પણ એનું ભણવામાં ચિત્ત જ ક્યાં છે ?"

"આપ કોઇ પણ ઉપાયે તેનું ચિત્ત તેમાં ચોંટાડો. સમજ્યા ? અમારી કોલેજમાં કેટલાક ગરીબ વિદ્યાર્થીઓ ભણે છે. તેઓને ફી વગેરેની મદદની જરૂરીઆત રહે છે. એમને એમ દાન તરીકે નહીં પણ તમારા પુત્રને તેઓ ભણાવે અને તમે તેમને મહેનતાણું આપો, એમ ન બની શકે ?"

"કમળ ભણે તો હું એ વ્યવસ્થા કરવા તૈયાર છું."

"એને બોલાવીને પૂછો"

કમળાશંકરને બોલાવવામાં આવ્યો. પ્રોફેસરે તેને પૂછ્યું કે : "તું ભણવા રાજી છે ?"

ગઇરાતના પ્રસંગથી દબાયલા કમળાશંકરને ન છૂટકે હા પાડવી પડી.

"ઠીક. ત્યારે મોકલજો એ વિદ્યાર્થી-શિક્ષકોને. કેટલા છે ?"

"ત્રણ જણ. તેઓને દરેકને આપ માસિક રૂ. ૧૫ લેખે મહેનતાણું આપી શકશોને ?"

શોભારામ સહેજ વિચારમાં પડયા. ત્યાં તેની પત્ની બોલી : "એ કાંઇ વધારે રકમ નથી. આપ જેવા વિદ્વાન પુરુષ જે કહો તે અમારે માન્ય કરવું જ જોઇએ."

"સૂર્ય પશ્ચિમમાં ઊગ્યો કે શું ?" અનંત મનમાં જ બોલ્યો.

આ રીતે આ આખોયે મુલાકાત-પ્રસંગ શુભ વાતાવરણમાં જ વીત્યો. પ્રોફેસર આનંદિત થઇને પોતાને ઘેર ગયા.

અશોક અને અનંતને આ પછી કાંઇ જ ટીકા કરવાનું કારણ રહ્યું ન હતું. તેઓ બન્ને જણે બાલાને મળીને જાણ્યું કે–સાસુજીએ

રાતે તો તેને અજાણી ગણી હતી પણ આજ પ્રાતઃ કાળથી આવકારથી જ શરૂઆત કરી છે અને એમ લાગે છે કે હવેથી તેઓ પોતાની કડવાશનો પરચો ફરીથી પાછો બતાવશે નહિ.

અશોક અને અનંત સ્યામપુર પાછા ફર્યા. વજેરામને અને ઇંદિરાને અનંતે કમળાશંકરની લાંછિત ચેષ્ટા સંબંધી કશું જ નહિ કહેવા અશોકને મનાઈ કરી હતી. તે મુજબ તેણે એ વિષે કાંઇ કહ્યું નહિ અને બાલાનાં સાસુ–સસરાને અને પતિને સમજાવીને મિઠાશનું વાતાવરણ ઉપજાવી આવ્યાનું કહ્યું. વજેરામને તથા ઇંદિરાને આનંદ થયો.

ત્રીજે દિન તેઓ વિહંગપુરમાં છાત્રાલયમાં પહોંચ્યા ત્યાં કવિ કાન્તે ખબર આપી કે–જીવરામ એકવાર ફરીથી અહીં આવી ગયા છે. એમની પુત્રી કાંતાનું વાગ્દાન વિશ્વનાથ નામના એક મીલ કારકુન સાથે કર્યું છે એમ કહી ગયા છે. લગ્ન આઠેક દિવસ બાદ છે એનો આગલ્યો દિવસ રવિવાર આવે છે. સોમવારે તહેવારની રજા છે. જીવરામનો ખાસ આગ્રહ હતો કે, આપણે તેમને ત્યાં એ પ્રસંગે જવું. મેં હા પાડી દીધેલી છે.

" વારૂ; પણ મીલકારકુનનું વય તેં પૂછી જોયું હતું ને ? "

" હા ૨૨ વર્ષનું છે. એનો પિતા પૈસાદાર છે. પણ છોકરો ઘેર બેસી રહે તો આળસુ બની જાય તે કારણે નોકરી કરાવે છે. "

" ત્યારે તો ' જ્વાલામુખી મંડળ ' ને આ લગ્નમાં વિઘ્ન નાંખવાની જરૂર ઉભી થશે નહીં. ઠીક થયું કે-બિચારાની એક કન્યા ઠેકાણે પડી "

આઠ દિવસ બાદ ત્રિપુટી જ્યારે જીવરામને ગામ ગઈ ત્યારે તેણે તેઓને આવકાર આપ્યો અને વિશ્વનાથ તથા તેના પિતા સાથે તેમનો પરિચય કરાવ્યો. લગ્નનો એ આગલ્યો દિવસ હતો. વિશ્વના-

થતું શરીર જોતાં અનંત ચોંકી ઉઠ્યો. તે નર્યું હાડપિંજર જેવું શરીર હતું રખેને એને કોઇ અસાધ્ય રોગ હોય, એમ તેને જોતાં સહસા કોઇને શક ઉપજે. ૨૨ વર્ષનો જુવાન તો હૃષ્ટપુષ્ટ અને પૃથ્વીને ધમધમાવી નાંખનારો હોય પણ વિશ્વનાથમાં એવું કશું જ દેખાતું ન હતું. અત્રાર નત્રાર તે ઉધરસ ખાયા કરતો હતો; અને વાતચીત કરતાંયે તેને જોર પડતું હતું. તે ધીમા સ્વરે બોલતો હતો.

જીવરામે આવા વરરાજા કેમ પસંદ કર્યો એની સમજ અનંતને અને તેના મિત્રોને પડી નહીં. અનંતને દુઃખ થયું કે—કાંતા અને વિશ્વનાથનું જોડું અસમાન છે. આવાં લગ્ન શું ન અટકાવવાં જોઇએ ? અનંતે આ પ્રશ્ન પોતાના મિત્રોને પૂછ્યો. એટલે કવિએ કહ્યું: " ખબરદાર, અહીં કાંઈ ગરબડ કરી તો ! આપણા મંડળના નિયમ વિરુદ્ધ આમાં કાંઈ થયું નથી. "

" પણ કાન્ત, એક કસાઈ જ્યારે રસ્તામાંથી એક ગાયને દોરી જતો હોય છે ત્યારે આપણા લોકો તેના હાથમાંથી છોડાવવા કેવી મહેનત કરે છે ? એમ જ વજેરામે આ રોગી જેવો જણાતો પતિ, કાંતા રૂપી ગાયને માથે માર્યો છે, એ કસાઇ જેવું કૃત્ય નહીં તો બીજું છે શું ? પસંદગી તો લાયકની કરવી જોઇતી હતી ? હું તો આ સંબંધમાં તેમને અને વરના પિતાને ઉભયને પ્રશ્નો પૂછવા ધારૂં છું "

" તું શું પૂછીશ ? "

" ચાલ મારી સાથે. જે પૂછું તે સાંભળજે "

" એક શરત : વિવેકપુરઃસર પ્રશ્નો પૂછાવાં જોઇશે. "

અનંત કબૂલ થયો. તેઓ જીવરામને મળ્યા. અનંતે પૂછ્યું: " આ વરરાજા શરીરે આવા કેમ છે ? "

" એમના કુળમાં બધાંયે એવાં છે. કાંતાનો સસરો કે સાસુ કાંઈ હૃષ્ટપુષ્ટ નથી. વરનો કાકો પણ એવો જ એકવડી કાઠીનો છે ?"

" એની તબિયત સંબંધી તમે ડાક્ટરી તપાસ કરાવી છે ?"

" એમ તે કાંઈ આપણાથી થાય, મહેરબાન ? એવું સૂચવીએ તો વહેવાઈજીને માઠું લાગે. "

" પણ ધારો કે એને કાંઈ રોગ હશે તો ? "

" રોગ તો નથી જ. વિશ્વનાથના પિતા આનંદરામે એ વિષે તો મને ખાત્રી આપી છે. "

" પણ મારું દિલ માનતું નથી. તમે કોઈ કદાવર બાંધાનો તંદુરસ્ત જુવાન કેમ પસંદ ના કર્યો ? "

" અરે ભાઈ, એવા મળે છે જ ક્યાં ? મેં ખૂબ ઠેકાણે તપાસ કરીને આખરે આ જમાઈરાજ શોધી કાઢ્યા છે. બાપ પૈસે ટકે સુખી છે. છોકરાએ નોકરી કરવી જોઈએ અને બેઠાખાઉ બનવું ન જોઈએ તેટલા ખાતર જ એને નોકરી કરાવે છે. એટલે મેં આ પસંદગી ઠીક ગણી છે "

" પણ કાંતાની તંદુરસ્તી અને વિશ્વનાથની તંદુરસ્તીની તમે કદી સરખામણી કરી છે ? "

" ભઈ, એ તો જે નસિબમાં હોય તે મળે ! બધુંએ બરાબર જ જોવા બેસીએ અને ' હા, ના ' કરીએ તો આવું યે રત્ન જતું રહે ! "

જીવરામના જવાબોથી ત્રણે જણ નારાજ થયા.

" જીવરામને મન આ કાષ્ટમાળ જેવા રોગી જમાઈરાજ ' રત્ન ' રૂપ છે ! " અનંતે કહ્યું.

ત્રણે જણનાં મન ગંભીર વિચારોમાં પરોવાઈ ગયાં અને એ હાલતમાં તેઓ વરના પિતા પાસે ગયા. પહેલા જ પ્રશ્નના જવાબે 'દાળમાં કંઇક કાળું છે' એ શક તેઓને ઉપજાવ્યો.

અનંતે પૂછયું: "શ્રીમાન આનંદરામજી, તમારા બધા જ વડીલો ક્ષયરોગથી મરણ પામ્યા હતા?"

"કોણે કહ્યું એવું, મારા સાહેબ? વિશ્વનાથ એવું કંઇ બોલ્યો હોય તો તે લવારી જેવું જ ગણજો. બે દિવસ પર એને તાવ આવેલો ત્યારથી એ આવી જ લવારી કરતો ફરે છે. તમારા જેવા આગળ તે ગમે તેમ બોલી નાંખે અને તમે ખરૂં માનો. બાકી, મારા વડવાઓ તો અક્કેક મસ્ત પહેલવાન જેવા હતા. અને વિશ્વનાથ પણ કયાં ન્હોતો? આ તો તાવને લીધે ફિક્કો પડી ગયો છે. ૧૦૫ ડીગ્રી તાવ એટલે શું? બધી યે શક્તિ હરી લે અને તાવનું તો જાણો છોને, ભાઇ સા'બ? આવે હાથી વેગે ને જાય કીડી વેગે".

"હં. હં. એમ છે?" એમ કહી આ મિત્રો તેની પાસેથી વિદાય થયા. એકાંતમાં તેઓને ચેન પડયું નહિ. વરનો બાપ જુઠું જ બોલ્યો હતો, એમ ત્રણેને લાગ્યું. વરરાજા ક્ષયરોગી છે. હવે શું કરવું? "બિચારી કાંતા! એકવાર અક્ષય સાથે એનાં લગ્ન બંધ કરાવવાં પડયાં. હવે આ બીજા વર સાથે પણ લગ્ન બંધ કરાવવાં પડશે કે શું?" અનંતના દિલમાં પ્રશ્ન ડહોળાઇ રહ્યો.

"છતી આંખે દીવો લઇને કુવામાં પડે, એવાં માબાપને શું કહેવું?" કવિએ કહ્યું.

"એમને કુવામાં પડતાં આપણે અટકાવવાં જ જોઈએ. હું કહું છું કે–ડાક્ટરનો અભિપ્રાય મેળવ્યા વિના આ લગ્ન નહીં થાય." અનંતે જવાળા ઉછાળી.

"સબુર," અશોક બોલ્યોઃ "રોગી પતિને લીધે લગ્ન બંધ કરાવવામાં આપણે સફળ નીવડીએ તો પણ કાંતાનું શું? બબ્બે વાર એનાં લગ્ન આપણે બંધ કરાવ્યાં એમ ગણાશે અને એનું કશું ય શ્રેય કર્યું નહિ, એ દોષ આપણા ઉપર આવશે."

"દોષ? આપણો એમાં શો દોષ?" અનંતે કહ્યું: "એક વાર ૧૭ાા વર્ષનો પતિ જીવરામે શોધ્યો, બીજી વાર રોગીલો શોધ્યો! ઉત્તમ વરની પસંદગી કરવામાં તે નિષ્ફળ નીવડે એમાં દોષ આપણો? ધારો કે, કાંતાનું આ લગ્ન થયું અને તે થોડાક જ કાલમાં વિધવા થઈ તો?"

"કેવી અમંગળ વાત!" કવિ બોલ્યો.

અશોક બોલ્યોઃ "હું એક માર્ગ સૂચવું છું. કાંતા માટે આપણે બીજો કોઇ યોગ્ય વર શોધી આપીએ."

"આપણે 'લગ્ન-દલાલ-સંસ્થા' છીએ?" કવિએ પૂછ્યું.

"ના પણ આપણે અયોગ્ય લગ્ન પ્રતિબંધક સંસ્થા તો છીએ જ અને એવી સંસ્થા માત્ર વિનાશક કાર્યો કરે તે સાથે રચનાત્મક પણ કરે તો એના શ્રમની સાર્થકતા થાય—એનાં કાર્યો વિશ્વાસપ્રદ ગણાય." અનંતે જવાલામુખી મંડળનો બચાવ કર્યો અને એ બાદ ઉમેર્યું: "તમે બેઉ થોભો. હું હમણાં જ આવું છું."

## પ્રકરણ ૧૨ રોગી યુવકનું આત્મતેજ

ઇંગ્લાંડમાં વર્ષોસુધી નિષ્ણાત ડોકટર તરીકે જીવન ગાળીને પાછા ફરેલા એક ઠરેલ અને બાહોશ બ્રાહ્મણ-ડૉકટર નામે દીનાનાથ

પ્રભાસ્કર સહિત અનંત મિત્રો સાથે આવી લાગ્યો. જીવરામના ઘરથી આશરે ૧૦૦ કદમ દૂર આવેલા એક મકાનમાં તેણે ડાક્ટરને બેસાડયો અને વરરાજા વિશ્વનાથને એક અગત્યની વાત કહેવી છે, એમ કહીને એ મકાનમાં બોલાવી લાવ્યો. કવિ અને અશોક પણ તેની પાછળ આવ્યા.

"ભાઇ, બેસો. તમારી તબિયત સુધારવા ઉપાય થાય એ તમને ગમશે ?" અનંતે પૂછયું.

"હા. કોઈ સારા ડૉક્ટરની દવાની મને ઘણી જરૂર છે. છ મહિનાથી ઉધરસ અને તાવથી હું હેરાન છું." વિશ્વનાથે કહ્યું.

"તો જુઓ આ ઉત્તમ ડૉક્ટર છે. ઈંગ્લાંડમાં વર્ષો સુધી લોકપ્રિય ડૉક્ટર તરીકે હતા. તેઓ તમને તપાસીને દવા લખી આપવા તૈયાર છે."

વિશ્વનાથે ચિકિત્સા કરાવવા હા પાડી, ડૉક્ટરે એને તપાસ્યો. બાદ એક બીજા ઓરડામાં અનંતની સાથે જઈને ડૉક્ટરે અનંતને પૂછયું: "શું આ યુવકનું આજે લગ્ન થનાર છે ?"

અનંતે હા પાડી.

ડૉક્ટરે ગંભીર વદને કહ્યું: "આપણાં હિંદુ લોકોને કેવા કહેવા, એ હું સમજી શકતો નથી. આ છોકરાને ક્ષયરોગ છે. થોડાક જ વખતમાં એ રોગ ત્રીજી કક્ષામાં જશે તો એની જીવનદોરી હાથ રહેવા સંભવ નથી. મસાણને માર્ગે જઈ રહેલા આ જુવાન સાથે એક કુંવારી કન્યાનો ભવ બાળવા શા માટે કન્યાનાં મા બાપ તૈયાર થયાં છે ?"

"અજ્ઞાન અને લાંબી નજરનો અભાવ, એજ એનાં કારણો છે. રોગીનો રોગ સાજો થવા સંભવ ખરો ?"

"એ માટે એણે કોઇ આરોગ્ય ભવનમાં રહેવા જવું જોઈએ. લગ્ન કરવું એ તો એના માટે જોખમકારક છે."

"આપનો અભિપ્રાય લખી આપો અને 'પ્રિસ્ક્રિપ્શન' પણ લખી આપો."

ડૉક્ટરે તે પ્રમાણે લખી આપ્યું. જીવરામની પત્ની કમળાને અનંત બોલાવી લાવ્યો; અને કહ્યું: "સાંભળો, આ ડાક્ટર સાહેબે તમારા જમાઈરાજને તપાસ્યા છે. એમને ક્ષયરોગ થયેલો છે, એવો એમનો અભિપ્રાય છે."

"હેં શું ખરી વાત છે?" કમળાએ ડૉક્ટરને પૂછ્યું.

"બહેન, તમે કોઈ પણ ઉપાયે આ રોગી સાથે તમારી કન્યાનું લગ્ન ન કરશો. એની જિંદગી જોખમમાં છે."

"શું દરદ કદાપિ ન મટે?"

"દરદ મટાડવા માટે તો અમે ડાકટરી ધંધો લઈ બેઠા છીએ. પણ અમારી કોશિશમાં દરદીની સારવાર અને ઈશ્વરની કૃપા, એ એનો ઉમેરો હોય તો જ કામ સરળ બને. ઓછામાં ઓછાં બે વર્ષ સુધી આ યુવકને કોઇ સરસ હવાવાળા આરોગ્ય-ભવનમાં જવું પડશે. ત્યાં તેને હવા અને દવા, ખોરાકની સંભાળ તેમજ સારવારને લગતા બીજા નિયમો પળાવીને સાજો કરી શકાશે. પણ એ બધું સફળતાથી થાય તો જ એની જિંદગી ભયમુક્ત બને. દરમ્યાન, એનું લગ્ન કરી નાંખવું એ તો કુદરત સામે ભારે બાથ ભીડવા બરોબર થઈ પડશે."

"પણ અત્યારે જ આ બધું તમે કેમ કહ્યું? અગાઉ કેમ ન્હોતું કહ્યું?"

"મને અત્યારે જ બોલાવવામાં આવ્યો. પણ તમારે એથી અકળાવાની જરૂર નથી. બે વર્ષ થોભી જાઓ. એ પછી આ યુવક કદાચ લગ્ન લાયક બની શકશે"

ડૉકટરને તેની ફી આપીને અનંતે વિદાય કર્યો. એના પ્રમાણ પત્રથી અનંતના દિલમાં ખૂબ જોશ આવી ગયું હતું. કમળા ગુંચવાઈ ગઈ હતી. વિચારતંદ્રામાં બેઠી હતી: "એક પાસ જાન આવી છે; આવતી કાલે લગ્ન થવાનાં છે અને ડાકટરે આ ધડાકો કર્યો છે! હવે શું થાય? લગ્ન પાછું ઠેલાય તો લોકમાં કેવી બેઈજ્જતી થાય?"

"નસિબમાં જે હશે તે થશે" તે જરાક મોટેથી બોલી: "લગ્ન તો બંધ ન જ રહે" તે જવા લાગી. ત્યાં અનંત બોલ્યો: "કમળા બહેન, તમે મારાં માતા તુલ્ય છો. એક બાળક વિનતિ કરે તેમ હું વિનતિ કરૂં છું કે– આપ બે વર્ષ થોભી જાવ."

"ગાંડા, મારે આંગણે આવેલી જાન પાછી જાય તે પછી દુનીઆમાં હું શું મોઢું બતાવી શકું? એક વાર તો તેંજ—"

"હા, માતા, મેં જ અક્ષયનાં લગ્ન અટકાવ્યાં હતાં અને કહું છું કે–જો વિશ્વનાથ ભાઈને ક્ષયરોગવાળા પરણાવશો તો મારે ફરીથી અદાલતનો આશ્રય લઈને આ લગ્ન પણ અટકાવવાં પડશે."

"તું અમારો દુશ્મન થઈને અમારી પાછળ શા વાસ્તે લાગ્યો છે?"

"મા, તમારી દીકરીને જન્મભરનો રંડાપો આપવાની સામગ્રી તમે રચી રહ્યાં છો તેનાં તમને તમારો દોષ દેખાતો નથી અને હું રોગગ્રસ્તનાં લગ્નની સામે થાઉં છું એમાં તમારો દુશ્મન ઠર્યો? તમારી કન્યાના હિત ખાતર જ હું આ લગ્ન બંધ રાખવા હઠ લઈ રહ્યો છું. કોઇ તંદુરસ્ત વર હોત તો હું લગીરે વાંધો ન લેત."

"પણ એવો છે ક્યાં ?"

અશોક બારણામાં ઉભો હતો. કમળાનો પ્રશ્ન સાંભળતાં જ તે અંદર આવ્યો અને હાથ જોડીને નમન કરતાં બોલ્યો : "કમળા બહેન, એક યોગ્ય 'વર' મેં શોધી કાઢ્યો છે. અત્યારે ને અત્યારે તમે તેની સાથે કાંતાને પરણાવી શકો—જો ઇચ્છા હોય તો."

"કોણ છે એ ?"

જે મકાનમાં તેઓ બેઠાં હતાં તેમાં રહેતા ભાડુત યુવકને અશોક બહારથી બોલાવી લાવ્યો. એની સાથે કવિએ અને અશોકે બહાર ઉભે ઉભે વાતચીત કરી જોઈ હતી. એ એક બ્રાહ્મણ યુવક હતો. એનું વય ૩૧ વર્ષનું હતું. એ મેટ્રીક પાસ થયેલો હતો. દીવાની ખાતામાં નોકરી કરતો હતો. એની પેટા–જ્ઞાતિ આ ત્રિપુટીની પેટા–જ્ઞાતિ કરતાં જુદી હતી. એમાં તડ અને ગોળ ખૂબ હતાં. એને લીધે અમુક જે એક ગોળમાં તે હતો તેમાં કન્યાની અછત હોવાથી તે પરણી શક્યો નહતો. એના ગોળમાં પ્રતિબંધ હતો કે બીજા ગોળમાં લગ્ન થાય નહિ. એને ૬૮ રૂપીઆ પગાર મળતો હતો. શરીરે તંદુરસ્ત હતો. કુટુંબમાં કેવળ એક વૃદ્ધ માતા હતી. માતાનું નામ કાશીબાઇ હતું. ત્રણ જ દિવસથી આ શહેરમાં એની બદલી થઈ હતી; અને અહીં તે ભાડે રહેતો હતો. એની માતાને બદલીના ગામથી આજે જ એણે બોલાવી હતી કાંતા સાથે લગ્ન થાય તો તે રાજી હતો. આ લગ્નથી પોતાના ગોળમાંથી જ ફક્ત નહિ પણ પોતાની પેટા–જ્ઞાતિમાંથી એને જ્ઞાતિબહાર મૂકવામાં આવે એવો સંભવ હતો પરંતુ તેમ છતાં યે તે લગ્ન માટે તૈયાર હતો.

"વર ક્યાં છે ?" એવા કાંતાના પ્રશ્નની સાથે જ અશોકે આ યુવકને આગળ ધર્યો. કાશી ડોશી ઘરની અંદરના ઓરડામાં

રહીને આ બધું સાંભળતી હતી. પોતાના પુત્રને વર તરીકે સૂચવાયો તેથી હર્ષિત થતી તે ઓરડામાંથી બહાર આવી.

કમળાને રમાકાન્ત સંબંધી બધી હકીકત કહીને કવિએ ઉમેર્યું: "તમારા જેવી માતાઓમાં અમને અવિચળ શ્રદ્ધા છે. અમો યુવકો એવા અભિલાષ રાખીએ છીએ કે, પ્રત્યેક બ્રહ્મબાલા પૂર્વકાળના આદર્શને લક્ષમાં રાખીને પોતાની પ્રત્યેક પુત્રીનું લગ્ન ઉત્તમ બ્રાહ્મ-લગ્ન તરીકે કરવાનો આગ્રહ સેવે. રમાકાન્ત દરેક રીતે લાયક વર છે. એથી ઉલટું વિશ્વનાથ રોગગ્રસ્ત અને ગળીઅલ બળદ જેવા છે, મારી પોતાની બહેનનો પ્રશ્ન હોય તો હું વિશ્વનાથ સાથે તેનું લગ્ન ના કરૂં અને રમાકાન્ત સાથે જ તેને વરાવું."

"પણ ભાઈ, મારે તો પાંચ પાંચ પુત્રીઓ છે."

"પ્રત્યેક પુત્રી પોતાના નસિબ સાથે જગતમાં આવી છે."

"પણ આજ કાન્તાને બીજી પેટા–જ્ઞાતિમાં વરાવું તો એ ચારેને મારાથી આપણી જ્ઞાતિમાં પરણાવી શકાય નહીં. અમારે જ્ઞાતિબહાર થવું પડે. અમે ગરીબ રહ્યાં. અમને કોની ઓથ? જ્ઞાતિ વગર કાંઈ અમને ઘડીભર પણ ચાલે? બીજાં સગાંસંબંધી સૌ આ જ્ઞાતિમાં છે. બધાંયે અમને "ફટ ફટ" કરે. અમારાથી એ સહ્યું ન જાય."

"માતા" જવાલામુખી બોલ્યો: "કેવા વિચિત્ર, નિર્માલ્ય અને ભ્રમવાળા વિચારો! જ્ઞાતિના ત્રાસના ભયથી તમારી દીકરીના જન્મભરના નિસાસા વ્હોરી લેવા તમે તૈયાર થાઓ છો, એ આશ્ચર્યની વાત છે. જ્ઞાતિના ત્રાસ સામે તો અદાલતો આજે રક્ષણ આપી શકે છે. એટલે એની ચિંતા ન કરશો પણ એક વાત ખાસ વિચારી જુઓ. ન કરે નારાયણ ને આ લગ્ન પછી વિશ્વનાથને કાંઈક હોનારત થઈ તો તે પછી તમારી પુત્રીને એજ આનંદરામનાં કુટું-

બીઓ “નેશ પગલાંની” ‘વરખાઉ’ ‘ઉભી સાપણ’ આવી આવી પુષ્પાંજલિઓ આપશે, એ તમે જન્મારા સુધી સહન કરશો અને અને સગાંસંબંધીની અત્યારની ‘ફૂટ ફૂટ’થી તમે બ્હી જાઓ છો! સારાં કામમાં આનાકાની ના છાજે. આ વર દરેક રીતે સારો છે. એનાં આ વૃદ્ધ માતા એને હોંશભેર પોતાની પુત્રવધૂ બનાવવા માટે તલસી રહ્યાં છે. તમારી પુત્રી સુખી થશે. બીજી બ્રાહ્મણ જ્ઞાતિ છે તેની પરવા ના કરો. બીજી પુત્રીઓનાં સુયોગ્ય લગ્નની ચિંતા ન કરો. વિશ્વાસ રાખો કે, દરેકની લાજ રાખવાવાળો પરમાત્મા બેઠો છે. તમે ફક્ત સત્ય અને ન્યાય પર ઝુઝો. માતા, તમે શક્તિ રૂપ છો એટલું જ નહીં પણ જગતની ગુરૂરૂપ વર્ણનાં છો. તમારી દૈવી શક્તિને આજ બહાર લાવો અને જગતને બતાવી આપો કે—સત્યનું અવલંબન એજ બ્રહ્મતનયાનું કર્ત્તવ્ય.”

“ભાઈ, તારા વિચારો સારા છે, એ હું કબૂલ કરૂં છું પણ મારા જેવી ગરીબથી એ અમલમાં ન મૂકી શકાય. જ્ઞાતિબહાર રહેવું કોઈ પૈસાદારને પાલવી શકે. ઉંછાછળું કામ કરવાનું અમારૂં ગજું નહીં. કાન્તાના બાપ જો આ વાત જાણે તો કકળાણ કરી મૂકે.”

અત્રે રમાકાન્ત બોલ્યો: “માતાજી, હું બોલું છું માટે માફ કરશો. પણ તમે જો આ યુવકોને સાથ આપો તો, આખીયે હિંદુ-જાતિની લગ્ન–પ્રણાલિકામાં સારામાં સારો ફેરફાર કરવાનો સુંદર દાખલો બેસે તેમ છે. બ્રાહ્મણો પૂર્વકાળમાં એકજ વર્ણના હતા. આજે બ્રાહ્મણોમાં પેટા–જ્ઞાતિઓ પડી ગઈ છે પણ ભોજનવહેવાર તો સૌ સાથે છે. કન્યાવહેવાર રાખવામાં હરકત જેવું છે શું? કંઈ જ નથી. માટે આપ હિંમત રાખો તો હું આપના જ્ઞાતિબહાર થવા પછી આપને દરેક પ્રકારની સહાય આપીશ.”

“ભાઈ, એ તમારી સુજનતા છે; પણ—”

અનંતને કમળાનો વારંવાર ઉચ્ચારાતો 'પણ' શબ્દ ખૂંચ્યો. તેણે કહ્યું: "પણ કહીને આપ નિરર્થક જે ભય નથી તે ભયનો ફફડાટ તમારા મનમાં પેદા કરો છો. તમને ખબર છે? અમે યુવકો-એ હિમ્મત કરીને તમારી પુત્રીનું એકવાર અયોગ્ય લગ્ન અટકાવ્યું તે પછી મારા પર શી મુશિબત પડી છે?"

"તેં એમાં કશું જ લ્હાણુ નથી કાઢયું. તારા બાપે તને વાર-સામાંથી બાતલ કર્યો."

"અને તેમ છતાં હું હજીયે હસતો ને હસતો એ સજા વ્હોરી રહ્યો છું. વારસો નહીં મળે તેથી માંયકાંગલાની માફક હું રોતો નથી. પૈસો તો આજ છે, કાલ નથી. પણ હિંમત સદૈવ કામ લાગે છે. અમો ૧૦૦ યુવકોનું એક જૂથ હવે પછી આવાં તમામ લગ્નો અટકાવીશું એટલુંજ નહીં પણ બીજી કુરૂઢિઓ પણ દૂર કરા-વીશું. શ્રીમતી કમળા બ્હેન! અમારે ૧૦૦ માતાઓનો સાથ જોઇએ છે. જો હિમ્મતવાળી ૧૦૦ માતાઓ સત્યને ખાતરનો આગ્રહ ધરી રહે તો પૃથ્વી પર દેવોને ઉતારે. દષ્ટાંત તરીકે, એક માતા એમજ નિશ્ચય કરે કે, કોઇ પણ જાતના આર્થિક પ્રલોભનમાં નહીં પડતાં; કોઈ પણ જાતની કુલીનશાહીના દંભમાં નહીં અંજાતાં મારી પુત્રીને હું આર્યોના ઉત્તમ બ્રાહ્મવિવાહથી જ પરણાવીશ તો, તે સમાજની કુરૂઢિઓના સંહારમાં ઘણી જ સહાય રૂપ થઈ પડે. એક શ્રીમંત બુઢ્ઢો વર ૨૫ હઝારની લાંચ આપીને કન્યાવિક્રયથી પરણવા માગતો હોય તો તે માતા તેને કન્યા દેવાની ના પાડી દે. એક હયાત પત્ની-વાળો માણસ પોતાને સંતાન માટે બીજી પત્ની કરવી છે એમ કહીને મ્હોં માગ્યા રૂપીઆ આપવા અને બીજું લગ્ન કરવા કહે તો તે માતા કન્યાનાં લગ્નની ના પાડી દે. તમારો પોતાનો દાખલો લ્યો. આજ તમને ખાત્રી થઇ ચૂકી કે-વિશ્વનાથ ક્ષયરોગી છે. તમારી કન્યાને તમે તેને પરણાવો એ કોઈ રીતે વાજબી નથી. તમને કાંતા માટે બીજો

વર તમારી પેટા-જ્ઞાતિમાં મળ્યો નથી. હવે તમે આ બીજી બ્રાહ્મણ પેટા-જ્ઞાતિના યુવક સાથે તમારી પુત્રીને પરણાવી દો, એમાં તમે ખોટું શું કરો છો? બીજા ગોળમાં કે તડમાં અથવા બીજી બ્રાહ્મણ પેટા-જ્ઞાતિમાં એક બ્રાહ્મણ કન્યાને કાયમને માટે સુખી કરવા માટે પરણવાનો આગ્રહ કરનારી માતા તરીકે તમે આજ તમારા સર્વ બળથી ઝુઝો એવી વિનતિ હું તમને કરૂં છું. તમારી આવી દૃઢતાનું પરિણામ અવશ્ય સુંદર આવશે."

અત્રે કવિ કાંતે સમૂહગીત જોડી કાઢીને લલકાર્યું:

શત માતાઓ દૃઢ માગું
શત યુવાન અણનમ માગું
જે ઝૂઝે રૂઢિ-સંગ્રામે
જય વર્યાં વિના ન વિરામે.

આ વખતે અંદરના એક ખંડમાંથી વિશ્વનાથ બહાર આવ્યો અને કવિ વાળું સમૂહ-ગીત ગાવા લાગ્યો.

"તમે અહીં, જમાઈરાજ?" કમળા બોલી.

"હા. હું ડાક્ટર પાસે મારા શરીરની તપાસ કરાવવા આવ્યો તે પછી આ ઓરડામાં જ બેસી રહેલો હતો. તમો બધાં તમારી પોતપોતાની વાતોમાં મશગુલ હતાં. કોઈનું ધ્યાન મારા તરફ નહોતું. પણ મારૂં ધ્યાન તમો સૌની વાતો તરફ હતું. મેં એ બધી વાતોનો સાર તારવ્યો છે."

"એ સત્ય અને ન્યાયયુકત હશે એવી હું આશા રાખું છું." અનંતે કહ્યું.

"બેશક." વિશ્વનાથે કહ્યું: "મેં સાર નીપજાવ્યો છે કે-મારે આ લગ્ન કરવું નહીં."

"શાબાશ—"

"વચ્ચે ના બોલો. મને જે રોગ થયો છે તે જાણ્યા પછી જો હું આ લગન કરૂં તો મારા જેવો નરાધમ કોઇ જ નહિ. મારે શા વાસ્તે મારે ખાતર બીજા જીવને કાયમને માટે બંધનમાં નાંખવો? હું પણ એક યુવક છું. મને હિંદુ જાતિની કુરૂઢિઓનો નાશ કરવો ગમે છે. મારા દિલમાં પણ મરી ફીટવાની તમન્ના છે. તેથી આ "જ્વાલામુખી મંડળ"ના મારા મિત્રોની સાથે ભળી જઇને, શ્રીમતી કમળાદેવી! હું આપને સલાહ આપું છું કે—આ રમાકાંત એક યોગ્ય વર હોવાથી બેલાશક તેમની સાથે કાંતાનું લગન કરવું, અને જે દઢ સો માતાઓની માગણી આ યુવાનો કરે છે તેમાં આપનું નામ આપે સૌથી મોખરે નોંધાવવું."

અનંતે હર્ષાવેશમાં વિશ્વનાથને પોતાનાં બેઉ કાંડાંબાવડાંથી ઊંચકી લીધો અને કહ્યું:

"અત્યારનાં તમારાં એકેએક સુવર્ણ વેણુથી હું પ્રસન્ન થયો છું. તમારો રોગ જડમૂળથી નાશ કરવા માટે હું ચાહે તેવા ભોગ આપીને ઝૂઝવા તૈયાર છું અને ઇશ્વરની કૃપા હશે તો તમે સાજા થશો ત્યારે કમળાબહેનની એકાદ બીજી કન્યા સાથે પરણી શકશો."

"તમારા જેવા ગાંડાઓની જમાતમાં હું ક્યાં આવી ચઢી!" એમ કહીને મોં ચઢાવીને ગુસ્સે થતી કમળા ત્યાંથી ચાલી ગઇ.

વિશ્વનાથે કવિ કાંતનું સમૂહ–ગીત ગાવા માંડ્યું.

## પ્રકરણ ૧૩ નવી આફત !

"મને ઉતારો, જલદી ઉ..." વિશ્વનાથ સમૂહ–ગીત ગાતાં અધવચ્ચ એકદમ ગભરાઇને બૂમો પાડવા લાગ્યો.

અનંતે એને ખભાપરથી નીચે ઉતાર્યો. ત્યાં એકદમ તેનાં અંગો તણાઈ ગયાં; તેની આંખો ચકળવકળ થઇ ગઇ અને તે બેશુદ્ધ થતો બોલ્યો: "હું નહિ પરણું...નહિ... પરણું."

એ વખતે સૌ બેચેન બની ગયાં પણ ડોશીમાએ કહ્યું : "એકદમ ડાક્ટરને બોલાવી લાવો."

અનંત એકદમ ડાક્ટર દીનાનાથને તેડવા દોડી ગયો. ડોશીમાં, રમાકાંત અને અશોકે મળીને વિશ્વનાથને ઉચક્યો અને અંદરના ઓરડામાં લઈ જઈને બિછાનામાં સુવાડયો.

ડાક્ટરનું ઘર નજદીક જ હોવાથી તેને બોલાવી લાવતાં અનંતને વાર લાગી નહિ. તેણે આવીને તેને તપાસ્યો, અને કેવી રીતે તેને મૂર્છા આવી એ હકીકત પૂછી. અનંતે ટૂંકમાં વિશ્વનાથનાં લાગણી ભર્યાં વેણુની હકીકત કહી.

આ વખતે કમળા, આનંદરામ અને તેના મોટાભાઇ નાથુ-રામને લઇને ત્યાં આવી પહોંચી.

વિશ્વનાથની બેશુદ્ધ હાલત જોઈને આનંદરામ અને નાથુરામ તો દુર્વાસાનો અવતાર બની ગયા. તેઓએ અનંત વગેરેને કંઈને કંઈ કહી નાંખ્યું. કમળા થોડા વખત ઉપર અહીં આવી હતી ત્યારે પોતાને થયેલા અનુભવની વાત આનંદરામને કરીને જ તેમને અહીં બોલાવી લાવી હતી. અનંત વગેરેએ તેને જે સલાહ આપી

હતી તેની સામે આનંદરામે અને નથુરામે ખૂબ બખાળા પાડ્યા અને અનંતને તેઓ મારવા તૈયાર થઇ ગયા.

આ જોઇને ડાકટરે કહ્યું: "તમે દર્દી આગળ આ મુજબ વર્તો છો, એ બિલકુલ ઠીક નથી. તેના દર્દને જલ્દી આરામ કરવો હોય તો તમો તદ્દન ચૂપ રહો."

"તમે કોણ છો?" નાથુરામે પૂછ્યું.

"હું ડાકટર છું. આ સન્નારી મને સારી પેઠે ઓળખે છે. ખરુંને, બહેન ?" છેલ્લો પ્રશ્ન ડાકટરે કમળાને કર્યો.

"હા તમે જલ્દીથી મારા જમાઇરાજને તપાસો અને એવી સરસ દવા આપો કે તે ઉઠીને ટટ્ટાર થઇ જાય"

"એ માટે મારી પહેલી શરત એ છે કે તમારે ચૂપ રહેવું અને મને દર્દીને તપાસવા દેવો."

ડાકટરના કથનનો પ્રભાવ પડ્યો. સૌ ચૂપ થઇ ગયાં. ડાકટરે વિશ્વનાથને તપાસ્યો; અને પછી કહ્યું: "હવે તમે સર્વે બહાર આવો. ફક્ત માજી અને રમાકાંત અંદર રહે. હું હમણાં જ એને એક સારી દવા આપું છું પણ તે સાથે તમો સર્વને મારે એક ડાકટર તરીકે કેટલીક ગંભીર વાતો કહેવાની છે."

ડાકટર આમ કહીને બહારના ખંડમાં આવ્યો. અનંતે તેને બેસવા માટે એક ખુરશી આપી. તેમાં બેઠા બાદ ડાકટરે પોતાની પાસેની એક શીશીમાંથી બે ગોળી કાઢીને તે વાટવા અને પાણી સાથે વિશ્વનાથને પાઇ દેવા જણાવ્યું. સૌ આ વખતે બહાર આવ્યાં હતાં.

"કહો, ડાકટર સાહેબ, એને શું થયું છે ?" આનંદરામે પૂછ્યું.

"હમણાં તો ફક્ત લાગણી ઉશ્કેરાવાથી અને માનસિક બોજો વધી જવાથી જ તેઓ બેશુદ્ધ થઈ ગયા છે. એના ઇલાજ રૂપે મેં ગોળીઓ આપી છે તેથી ૧૫ મિનિટની અંદર તેઓને ઠીક થઇ જશે. પણ વાત એટલેથી અટકે તેમ નથી. બહુ જ સ્પષ્ટ શબ્દોમાં મારે કહેવું જોઈએ કે—એ ભાઈની તબિયત એવી નથી કે જે તરફ તમે બેદરકારી સેવો તે નભી શકે. એમને કોઇક આરોગ્યભવનમાં જલ્દીથી જ મોકલવા જોઈએ—નહીંતર તેમનું દર્દ અહીંની હવામાં અને અહીંના શ્રમમાં વધી જશે."

"કાલે એનાં લગ્ન થઇ જાય પછી અમે ઝટ એને જ્યાં આપ કહેશો ત્યાં મોકલીશું."

"ના. લગ્ન કરવા જેટલો શ્રમ તેમને આપવો એ જોખમકારક છે. એમની તબિયત એવી નથી કે લગ્નનો બોજો ઉઠાવી શકે."

આનંદરામે કહ્યું; "વાહ ભાઈ! આ તો નવું જાણ્યું! લગ્ન કાંઈ ગુાંસડો છે કે, એનો બોજો લાગે?"

નાથુરામ બોલ્યા: "ડાકટરો તો બસ અમને ગભરાવી જ મારવાનું સમજ્યા લાગે છે! એવું તે એને શું દરદ થઇ ગયું છે કે એનું લગન ના થાય?"

"ક્ષયરોગ" ડાકટરે ઘણા જ ધીમા સ્વરે કહ્યું.

આ વખતે અંદરના ખંડમાં વિશ્વનાથ ભાનમાં આવ્યો હતો. રમાકાંત એ ખબર આપવા બહાર આવ્યો.

"નાથુભાઈ અંદર આવો તો?" એમ કહીને આનંદરામ અંદર ગયો. સૌ તેઓની પાછળ ગયાં. પિતાને જોતાં જ વિશ્વનાથે કહ્યું: "પિતાજી, મારાં લગનની હું ચોખ્ખી ના પાડું છું. મારી

બરાબર સારવાર અને દવા માટે મને આજે ને આજે વિહંગપુરના આરોગ્યભવનમાં લઇ જાઓ."

"પણ બેટા, તું આ છોકરાઓની વાદે લગ્નની ના પાડે એ ઠીક નહીં. તને કાંઇ થયું નથી. ડાકટરોમાં મને વિશ્વાસ નથી. એ તો ફી કઢાવવા ગમે તેમ બોલે, એ કાંઇ ચાલે ?"

"તમે કેવળ જુના જડવાદી રહ્યા. હું તમારી સાથે વાત નહીં કરૂં" આમ કહીને વિશ્વનાથે પાસું ફેરવી દીધું.

ડાકટરે વિશ્વનાથની નાડ હાથમાં લીધી. વિશ્વનાથે તેના સામે જોયું એટલે ડાકટરે પૂછયું "તમને હવે ઠીક છે ને ?"

"કાંઇક ઠીક છે પણ ડાકટર મને જલ્દીથી વિહંગપુરના આરોગ્યભવનમાં મોકલાવી દો. મારાં માબાપ પોતાની ફરજ સમજતાં નથી, એથી મને દુઃખ થાય છે."

"એમા કાંઇ દુઃખ લગાડવા કારણ નથી" નાથુરામે કહ્યું અને ડાકટરને પૂછયું "આપ સાહેબને ચોક્કસ લાગે છે કે, વિશ્વનાથ લગ્ન કરવા જેવી હાલતમાં નથી ?"

"મારો અભિપ્રાય મેં કહી દીધો છે. આરોગ્યભવનમાં એમની તબિયત જલ્દીથી સુધરી જશે."

અચાનક આ વખતે કમળાને બોલાવવા માટે એની બીજી દીકરી સુશિલા ત્યાં આવી લાગી. તેણે કહ્યું: "બા, બા, જલ્દી ચાલ. મારા બાપુજી દાદરેથી પડી ગયા છે અને બેભાન થઇ ગયા છે"

કમળા ગભરાતી ગભરાતી પોતાને ઘેર જવા લાગી અને તે ડાકટરને વિનતિ કરી: "આપ એ ગૃહસ્થને જોવા પણ પધારો. આપને આ અને એ બન્ને કેસની 'વિઝીટ ફી' હું આપીશ"

ડાકટરે નાથુરામને કહ્યું: " મેં કહ્યું તેમ જલદી કરો. એક કલાક બાદ વિહંગપૂરની ટ્રેન જાય છે. તેમાં તમો તેને મોકલી આપો. તમને ગેરવાજબી સલાહ આપવામાં મને કાંઇ લાભ થાય તેમ નથી. દર્દીના હિતની વાત જ મેં કહી છે "

એ સૌને ત્યાં જ વિચારમાં છોડીને ડાકટર અનંત સાથે જીવરામને જોવા ગયો. એની ચિકિત્સાને પરિણામે માલુમ પડયું કે—જીવરામ દાદરેથી પડી જવાથી એનું લકવાનું દર્દ ફરીથી પાછું ઉભળ્યું છે અને એક આખું ડાબું પડખું જ ફકત નહીં પણ જમણા પડખાનો થોડોક ભાગ પણ લકવાથી ઝલાઇ ગયો છે!

"હાય! હાય! મારા પર ઉપરાઉપરી આ શી મુશીબતો આવી?" કમળા એમ કહીને રડવા લાગી. ડાકટરે એને આશ્વાસન આપ્યું અને પોતાને ઘેર જઈને પોતે દવા મોકલાવે છે એમ જણાવ્યું. અનંત તેની સાથે દવા લેવા ગયો.

ચોગરદમ આ વખતે ગભરાટ ફેલાઇ ગયો. એક બાજુ વિશ્વનાથના ક્ષયરોગની જાણ બધાને થઇ ગઇ. બીજી બાજુ લકવાથી જીવરામનાં અંગેઅંગ ઝલાઈ ગયાં એ વાત પ્રસરી ગઇ.

જાનમાં આવેલાંઓ ચાહે તેમ છુટથી ટીકાઓ કરવા લાગ્યાં; જેમાં મોટે ભાગે પરણનાર કન્યાની કમનસિબીનો દોષ કાઢવામાં આવ્યો.

આખરે આનંદરામે નાથુરામની સલાહથી નિર્ણય જાહેર કર્યો કે—વિશ્વનાથને વિહંગપુરના આરોગ્ય ભવનમાં મોકલવામાં આવશે. ટ્રેન પર જઈ પહોંચવા માટે તૈયારીઓ થઇ રહી. દર્દીની સાથે કોણે જવું એ વિષયમાં માંહેમાંહે ચર્ચા કરીને બે ભાઈઓ નક્કી કરી શકયા નહિ કે કોણ જાય.

અનંતે દવા લઈ આવ્યા બાદ કહ્યું: "હું જવા તૈયાર છું."

નાથુરામે કહ્યું: "જો તમો ત્રણે છોકરાઓ જતા હો તો બીજા કોઇને વિશ્વનાથ સાથે જવાની જરૂર નથી. મને તમારા પર વિશ્વાસ છે."

અનંતે પોતાના મિત્રો સાથે વિચાર કરી જોયો અને ઠરાવ્યું કે—ત્રણેએ જવું.

તેઓએ સંભાળપૂર્વક વિશ્વનાથને એક ભાડુતી ગાડીમાં બેસાડયો. અને સ્ટેશને ગયા. ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી ત્યાં આનંદરામ પોતાની એક વિધવા બહેન અને તેના દીકરાને વિશ્વનાથ સાથે મોકલવા તૈયાર કરીને લઈ આવ્યો, જેઓ પણ ટ્રેનમાં બેસી ગયાં.

આ બાબતમાં આનંદરામ આદિ માની ગયાં તેથી ત્રણે યુવકોને તાજુબી થઇ. તેઓને કશી જ શંકા ન હતી કે—આમાં જબરદસ્ત છળકપટ અને ભારે ભેદ રહેલાં હતાં.

વસ્તુત: ત્રીજે દિવસે તેઓએ ટપાલમાં આવેલા એક કાગળથી એ ભેદ જાણ્યો. એ ભેદ શો હતો?

## પ્રકરણ ૧૪ વટને ખાતર વૃદ્ધલગ્ન !

એ પત્ર આનંદરામની બહેન ઉપર આવ્યો હતો. એમાં આનંદરામે લખ્યું હતું:—

"બ્હેન, તને જાણીને આનંદ થશે કે, લગ્નની તિથિ જળવાઈ છે. વહેવાઈને ઘણોજ આનંદ થયો છે કે એમની દીકરી સારે ઠેકાણે પડી. નાથુભાઈએ અણીને વખતે આપણા કુટુંબની લાજ રાખી. એમના મનમાં બહુ વખતથી ઇચ્છા હતી કે પોતાની સંભાળ લેનાર કોઈ લાયક કન્યા સાથે પોતાનાં લગ્ન થાય તો ઠીક. અમે પરમ દહાડે આખી રાત જાગ્યા અને વિચાર કર્યો કે–લગ્ન માટે આવેલી જાન કઇ રીતે વિશ્વનાથને બદલે કોઇ વરને પરણાવીને પોતાનો વટ પાડે એમ કરવું? અને એનો તોડ અમે એ કાઢ્યો કે– વેવાણને સમજાવવાં. જીવરામ વેવાઈની તબિયત તો ખરાબ હતી. અમે વેવાણને બોલાવીને સાટું નક્કી કર્યું. જીવરામ વેવાઇ ગરીબ છે દીકરીનો વસ્તાર પણ એમને ઘણો છે મોટી દીકરીને કોઈ પરણે તો જ બીજી દીકરીઓ માટે માર્ગ ખુલ્લો થાય. નાથુભાઇ સાથે કાન્તા વહુનાં લગ્ન કરાવી દેતાં એ વાત નક્કી કરી દીધી. બે પાંચ આપવા તો જોઇએ જ કમળા સાથે એનો પણ વિચાર કરીને અમે એ રકમ તત્કાલ આપીયે દીધી અને એનું પરિણામ બીજે દિવસે એટલે ગઈકાલે સહવારે ગોરજ લગનમાં આવી ગયું. ખરે, અમારી સૌની ઇશ્વરે લાજ રાખી છે. જાન વ્હીલે મોંયે પાછી ફરી નથી. વરને પરણાવી 'હડરીઓ ગઢ' જીતી ચૂકી છે. વરસના તફાવતની વાતમાં વાંકુ બોલનારા કંઇએ તોફાની જુવાનીઆ પડયા છે પણ હવે તેઓનું કશું વળે તેમ નથી. ૨૨ વર્ષનો વિશ્વનાથ નહીં તો એનો ૫૪ વરસનો કાકો પરણ્યો અને ઇશ્વર કરશે તો હજી બીજાં ૨૦ વર્ષ જીવીને એ તો કાંતાને સર્વ વાતે સુખી કરશે. ઇશ્વરકૃપાથી પાણીની માફક વેરી શકાય એટલો પૈસો નાથુભાઇ પાસે છે એ તો તને પણ અવાર નવાર રાજી કરેલી છે, તે ઉપરથી તું જાણે છે. નાથુભાઈનો મોટો દીકરો જમ્બુ ગુસ્સે થયો હતો પણ અમે એની દરકાર કરી નથી. જમ્બુ ૨૮ વરસનો થયો પણ હજી એની છોકરવાદ ગઇ નથી. રીસાઈને એણે લગ્નમાં ભાગ લીધો ન્હોતો. એની

વહુને અને એના ૪ વર્ષના દીકરાને પણ એણે લગ્નમાં મ્હાલવા દીધાં ન હોતાં. ભલે, અમે એને મનાવવા ન્હોતા ગયા પણ નાથુ-ભાઇની દીકરીઓ ચંચળ અને મંગુ બન્નેએ લગ્નમાં ભાગ લીધો હતો. ચંચળના વર ચંપકલાલે પણ ખૂબ ઉત્સાહથી લગ્નમાં ભાગ લીધો હતો. નાથુભાઈએ આ વખતે જેવું કામ કર્યું છે તેવું સરસ કામ આપણા વડવાઓમાંથી કોઇએ કર્યું નથી. કાંતા વહુ ઘણી જ ડાહી છે. પેલી ચીબાવલી છોકરીઓની પેઠે "હું નહી પરણું" કે "આપઘાત કરીશ" એવું કશું જ બોલી નથી. બહેન, તને અને ભાણાભાઇને અમારે ખાસ જશ આપવાનો છે કે વિશ્વનાથની સંભાળ લેવાનું તમે બેયે માથે લઇને આ લગન થવામાં સગવડ કરી આપી અને પેલા ત્રણ તોફાનીઓને અમે કેવા "બબુચક" બનાવ્યા એ બદલ તો નાથુભાઇ દહાડામાં પાંચસો વખત હસી હસીને મૂછે તાલ દે છે ! મારા વતી એ છોકરાઓનો આભાર માનજે અને કહેજે કે લગ્ન પ્રસંગે તેઓ હાજર રહ્યા નહીં તે ઠીક થયું–નહીંતર નાથુભાઇનું લગ્ન વૃદ્ધલગ્ન છે એમ કહીને તેઓ તે પણ અટકાવી દેત !

વિશ્વનાથની તબિયત સુધારા પર હશે વારંવાર ખબર લખતી રહેજે અને રૂપીયા જોઇએ તેમ તેમ મંગાવતી રહેજે અને અમે સૌ આપણે વતન અમ્બાપુરમાં આજ સવારે આવ્યા છીએ માટે કાગળ પત્ર હવે અહીંને શરનામે લખજે.

લી. આનંદરામના ઘટારત."

આ પત્ર આનંદરામના ભાણેજે વાંચી બતાવ્યો ત્યારે ત્રણે મિત્રોને જ ફક્ત નહીં પણ દર્દી વિશ્વનાથને પણ ઘણું જ દુઃખ થયું. એક તો વૃદ્ધલગ્ન અને તેમાંયે કન્યાવિક્રય અને વળી સફાઇ-બંધ છેતરપીંડી ! જાણીબુઝીને આ ત્રિપુટીને તક સાધીને વિહંગપુર વિદાય કરવામાં આવી હતી એ વખતે જ નાથુરામના દિલમાં

પરણવા વાયો હોવો જોઇએ અને લગ્ન વખતે કોઇ વાંધો લેનાર ન હોવાથી ચાલતા આવેલા રીવાજ મુજબ જુવાન કન્યાને પરણતાં બુઢ્ઢાજીને લગીરે 'અરેરાટી' ઉપજી નહિ હોય એમ તે સૌને લાગ્યું.

કવિએ દુઃખની લાગણીથી પોતાના સમૂહગીતમાં લીંટીઓ ઉમેરી:—

ઓ હિંદ ! ગતિ શી તારી ?
કયમ લગ્ન પ્રથા જ નઠારી ?
ક્યાં ક્રાંતિ તણા જ ઉછાળા !
હા ! રૂઢિ ગુલામ સૌ ભાળ્યા !
વરતા વૃદ્ધો અહીં વિક્રયથી
રે ! નારી જાતિ નિષ્ક્રિય શી ?
'નહીં પોંખું' એમ કહેનારી
ના સાસુ કેમ કહીં ભાળી ?

## પ્રકરણ ૧૫ — રૂઢિવાદનો સિતમ

નાથુરામનાં લગ્ન થઈ ગયાં તે પછી અને વતન અંબાપુરમાં તેઓ આવી ગયા પછી આઠેક દિવસ વીત્યા ત્યાં એક અણધાર્યો બનાવ બન્યો. નાથુરામને કેટલાક દિવસથી બરડામાં નાનકડી ફોલ્લી થઇ હતી. પણ તેમણે તેની દરકાર કરી ન હતી. ઓચિંતી જ એ ફોલ્લી વકરી અને એમાંથી પાઠું થઇ ગયું. આનંદરામને ડાકટરોમાં શ્રદ્ધા નહોતી એટલે એણે એક વાળંદ કે કે જે આવાં પાઠાંનાં દર્દ મટાડવામાં કાબેલ ગણાતો હતો તેની દવા શરૂ કરી.

પણ જેની 'તુટી તેની બુટી નહિ' એ કહેવત પ્રમાણે દર્દમાં ફેર પડયો નહિ પણ તે વધતું જ ગયું. વધુ આઠ દિન વીત્યા ને વાળંદે હાથ હેઠા મૂકયા હોય કે ગમે તે કારણ હોય પણ ગામમાં તે નવમે દહાડે દેખાયો નહિ. એને ઘેર આનંદરામે માણસ મોકલ્યો ત્યારે જવાબ મળ્યો કે, એ તો બહારગામના એક દર્દીને જોવા ગયા છે. બે દિવસ દવા વિનાજ કાઢી નાંખવામાં આવ્યા. પરિણામ એ આવ્યું કે–એક મધરાતે નાથુરામ તદ્દન ચેતનહીન બની ગયા. આ વખતે કોઇ ડાકટરને બોલાવવો જોઇએ એમ ઘરમાંના સૌએ આગ્રહ કર્યો. ડાકટરને ગામમાંથી બોલાવવો કે બહારગામથી એ વિષેના વિચારમાં કેટલોક વખત વીતી ગયો. આખરે એ આનાકાની એક બાજુ ચાલુ હતી ત્યાં બીજી બાજુ નાથુરામે દેહ છોડી દીધો.

વિધિનો યોગ એવો બન્યો કે છેક મરણ સુધી દર્દી પાસે અનેક જણ વીંટળાઇને બેઠેલાં રહેલાં હોવાથી નાથુરામની નવપરિણિત વધૂ કાન્તા એક બીજા ખંડમાં શરમને લીધે બેસી રહી હતી. એ એકલી હોવાથી એને ઉંઘ આવવા ગઇ હતી. ગોદાવરી ત્યાં આવી. કાંતાને સૂતેલી જોઈ તેને લાત મારીને તે બોલી: "રાંડ નફટ ? ધણીને તો આવતાં વેંત ખાધો અને હજી ઘોર્યા કરે છે ? આવું કમનસિબ લઇને અમારે ત્યાં આવી તેના કરતાં તું જ શેં મરી ન ગઈ ?"

"એમાં આટલાં બધાં મેણાં શા વાસ્તે મારો છો ?"

કાન્તાએ રડતાં રડતાં ત્રુટક અને ધીમા દબાયલા સ્વરે કહ્યું.

પણ ગોદાવરી તડુકી: "છપ્પરપગી, હું મ્હેણાં મારૂં છું ? આવી કોવાડા જેવી જીભ ફરીથી ચલાવી તો ખેંચી કાઢીશ; સમજી ?

તું તે એવી કેવી મોટી સાહેબજાદી છે કે તને કંઇ કહેવાય નહિ? અમારા મનમાં કે રૂા. ૩૦૦૦ ખણુખણુ કરતા ખખડાવી આપીને અમે તારા જેવી એક ગુલામડી ઠીક ખરીદી છે. પણુ કાળમુખી, તારાં અભાગીઆં પગલાં કોણુ જાણે કેવાં કે, એ રૂપીઆ આપતાં ચે પનોતી ગઇ નહિ અને મારા જેઠને તેં ફાકડી ખાધા! ડાકણુ! ઉઠ હવે જલ્દી બહાર આવ.''

ગોદાવરી ચાલી ગઈ. કાંતાએ આવા બોલ સાંભળવાની આશા રાખી ન હતી. એ બોલ ઉપરાંત પોતે અનાથ બની એ ભયંકર વિચારે અને ગોદાવરીની લાતે એના હૃદયમાં ભયંકર ખ્યાલ ઉત્પન્ન કર્યાં. ઓરડાને અંદરથી સાંકળ વાસી દઇને તે ખૂબજ રડવા લાગી.

બહાર જુના જમાનાની રૂઢિ મુજબ રોવા કુટવાનો પાખંડ ચાલી રહ્યો હતો; ગગન ગજવી નાંખે એવા અવાજોથી કુટવાનો દંભ ગોદાવરીએ આરંભ્યો હતો.

એ વખતે કાંતાનાં ખંડનાં બારણાં કોઇએ ખખડાવ્યાં અને અવાજ સંભળાયો: “મા, મા, નવી મા! જરા બારણાં ઉઘાડો. હું તમારો પુત્ર જમ્બુ તમારી સાથે વાત કરવા માગું છું.”

કાંતાએ બારણાં ઉઘાડયાં. જમ્બુએ અંદર આવીને કહ્યું: “હમણાં તમને મારાં કાકી ધમકાવતાં હતાં, એનું કારણુ શું હતું?”

“કંઇ નહિ, ભાઈ, મારે અભાગણીએ શા વાસ્તે કોઇના વિષે કોઇની આગળ કાંઇ કહેવું જોઇએ? એમના આકળા સ્વભાવ આગળ નમતું આપવું એ જ હવે તો મારા માટે વાજબી ગણાય.”

“તમારી ભૂલ થાય છે; મા.'' જંબુએ કહ્યું : “તમારૂં જરાક પણુ અપમાન થશે, એ હું સાંખી નહિ રહું. મારા સ્વર્ગસ્થ પિતાજીએ તમારી સાથે લગ્ન કર્યાં તેથી જો કે હું

વિરુદ્ધ હતો અને મારો વિરોધ મેં તે લગ્નમાં ભાગ નહિ લઈને દેખાડયો હતો. પણ હવે જ્યારે તેમનો દેહ નથી ત્યારે તમે મારી માતા હોવાથી હું તમારી રક્ષા કરવા બંધાયલો છું. તેથી જે કોઇ ગેરવાજબી રીતે તમને દબડાવશે તેની સામે થવા મેં નિર્ણય કર્યો છે. હું તેમાં તમારો સાથ માગું છું. તમારી સહાય માગું છું."

"મારી અનાથની સહાય? નિર્બળની સહાય?"

"મા, એમ ન બોલો. તમે પરણીને આવ્યાં તે પછી પતિનું સુખ તો જોયું પણ નથી અને પંદર–વીસ દિવસમાં વિધવા તરીકે આ લોકો તમને જાહેર કરે છે! એ જમાનો વહી ગયો છે કે, જ્યારે અન્યાયો પણ સહન કરી લઈને સહિષ્ણુતા ધારણ કરવામાં આવતી. હવે એ જમાનો આવ્યો છે કે જ્યારે અન્યાયોનો સામનો કરવો જોઈશે."

આ વખતે ગોદાવરી ત્યાં આવી પહોંચી; એણે જમ્બુના છેલ્લા શબ્દો સાંભળ્યા હતા. તે તેને ધમકાવવા લાગી: "જમ્બુ, ગમે તેમ ધર્મભ્રષ્ટ લવારા શેનો કરે છે? સ્ત્રીઓની બાબતોમાં તું શું સમજે?"

"હું બધું સમજું છું, કાકી, વિશ્વનાથભાઇની જાન અહીંથી ગઈ ત્યારનો હું તમામ રંગ જોયા કરું છું. જ્યારે વિશ્વનાથભાઇએ હૃદયની ઉદારતા અને હિંમત બતાવીને લગ્ન કરવા ના પાડી ત્યારે તમે લગ્ન મુલત્વી રાખ્યાં હોત તો ઠીક થાત પણ તેને બદલે મારા પિતાજી વચ્ચે કૂદી પડયા! બત્રીજા સાથે જે કન્યા વરાવવાની હતી તેને પોતે પરણી બેઠા! એમના અન્યાયનો મેં વિરોધ કર્યો હતો, એ તમે જાણો છો. લગ્ન કરવાની એ વૃદ્ધ મુરબ્બીને જરાકે જરૂર ન હતી. પણ એ તો "વટને ખાતર" પરણ્યા હતા ને? પણ આજ વીસ દિવસે શું બને છે? દુનીઆ જે માનતી હતી તેજ બને છે!

વૃદ્ધ વિદાય થયા! બિચારી આ કન્યા "અતો ભ્રષ્ટ: તતો ભ્રષ્ટ:" જેવી બની ગઈ!"

"એ તો જેવાં એનાં નસિબ!"

"નસિબ નહીં–માનવીનાં કુકર્મ. તમો સૌએ ઘાટ ઘડયો કે ડોસાજી ઘોડે ચઢે. એમાં નસિબનો શો દોષ? પાનખર ઋતુમાં કહિ વસંત ઋતુ આવી સાંભળી છે? પીળાં પાંદડાં કદી લીલાં છમ બનેલાં જોયાં છે? નસિબનો દોષ જરાકે નથી. દોષ તમારો છે."

"મારો દોષ? જમ્બુડા! તેં આ જંગ શા વાસ્તે માંડયો છે? જરાક તો અક્કલ ઠેકાણે રાખ? પણ તું એમ માનવાનો નથી. હું તારા કાકાને બોલાવી લાવું છું અને તારાં હાડકાં ખોખરાં કરાવું છું. ત્યારે જ તું માનીશ."

થોડીવારમાં બહાર જઈને આનંદરામ તેમજ બીજા કેટલાક પુરુષોનું એક જૂથ લઈને ગોદાવરીકાકી આવી લાગ્યાં: "જુઓ, જુઓ, એ કેવો ફાટી આંખે મારા સામે જોઈ રહ્યો છે? એને હું જ દુશ્મન લાગું છું. વડીલને જાણે મેં મારી નાંખ્યા એમ એ તો કહેવા લાગ્યો છે!"

"શું છે, બાઇ? શીદને અત્યારે તોફાન મચાવી રહ્યા છે? આ કાંઇ તોફાનનો વખત છે?" મુરબ્બી કાકાએ જમ્બુને ખભે હાથ મૂકીને કોમળ કૃત્રિમ સ્વરે કહ્યું.

"હું તમારા પ્રત્યે પૂર્ણ માન સાથે જાહેર કરું છું કે, તમારી ચાલબાજી હું હવે ચલાવી લઈશ નહી." જમ્બુએ આનંદરામનો હાથ ખભા પરથી છટકાવી નાંખતાં કહ્યું: "મને તમે ફોસલાવશો તેથી મારો વિરોધ શમે તેમ નથી. હું જાહેર કરું છું કે કાંતાનાં

લગ્ન, એ લગ્ન ન્હોતાં. તેથી તે લગ્નિતા પણ નથી કે વિધવા પે નહીં. તેને કુંવારી કન્યા ગણવી જોઇએ."

"વાહ! ભારે અક્કલ દોડાવી! છોકરા, તારા કરતાં મેં બહુ દીવાળીઓ જોઇ છે. તું મને શું શીખવાડવા આવ્યો છે? મોટાંની આમન્યા રાખવી નહીં અને ધાણી ફુટે તેમ બકયા કરવું એજ તમો જુવાનીઆઓ સમજો છો? ચાલ, નીકળ અહીંથી" આનંદરામે તેને ધમકાવ્યો અને ગોદાવરીને કહ્યું: "ભાભીને તમે લઈ જાઓ અહીંથી."

"નહીં લઈ જવાય કાકા, એ તમારી 'ભાભી' નથી. બાહુવી ગોર મહારાજોને અને જોષી મહારાજોને એકઠા કરીને તમે એનું લગ્ન ચાહે તેમ કરી નાંખ્યું! એ લગ્ન ન્હોતું."

"ત્યારે શું તારૂં કપાળ હતું?"

"એ તમાશો હતો. એ શાસ્ત્રો અને ધર્મવિરૂદ્ધનું કૃત્ય હતું. એ દેવોની છેતરપીંડી કરનારૂં કૃત્ય હતું. દેવો ૫૫ વર્ષના વૃદ્ધને ૧૫ વર્ષની કન્યા પરણાવવામાં કદી રાજી રહેતા નથી. દેવોની નારાજીનું પહેલું ફળ તમે જોયું; મારા પૂજ્ય પિતાને તેમણે ઉઠાવી લીધા."

"તો મૂર્ખ! પિતા તરફ પૂજ્યતાની લાગણી છે અને આવું ધાંધલ શું કરવા કરી રહ્યો છે?"

"સિદ્ધાંતને ખાતર —"

"બોલ્યા! પોપટજીની માફક પેલા મંધેડા છોકરાઓ બોલતા હતા તેમ! જમ્બુ, આ બધી પંચાત રહેવા દે. તારાથી ન જોવાતું હોય તો ઓરડીમાં જઇને સુઈ રહે. પણ જ્યારે લોક ભેગું થયું છે ત્યારે તોફાન ના કર, સમજ્યો?"

"લોક ભેગું થયું ત્યારે જ મારે જે કહેવાનું છે તે હું કહેવાનો ! જે અજ્ઞાન બાળાને પંદર દિવસ ઉપર લગ્ન શું તેનો ખ્યાલ પણ ન હતો, જે હજી પણ સમજી શકતી નથી કે આ લગ્ન, આ વૈધવ્ય, એ બધું શું–તેને તમે લગ્નિતા અને વિધવા કહી જ ન શકો. યજ્ઞના પશુની પેઠે તેના માબાપે તેને લગ્નમંડપમાં ઘસડી લાવીને એક ઘરડાની સાથે હથેવાળો મેળવી દીધો ! બે વર મોજુદ હતા. વિશ્વનાથભાઈ અને રમાકાંત. વિશ્વનાથભાઇ એકાદ વર્ષમાં સાજા થયા હોત ત્યાંસુધી તમે બેલાશક થોભી શકયા હોત અને તેમ નહોતું કરવું તો રમાકાંત સાથે તેનાં લગ્ન કરવા હતાં પણ વૃદ્ધ સાથે લગ્ન કરવામાં તમે ધર્મવિરૂદ્ધ જ કૃત્ય કર્યું છે "

"વારૂ; પણ હવે એનું કરવું છે શું ? તારો ઇરાદો શો છે ?"

"મારો ઈરાદો છે કે–લોક અથવા રૂઢિની દરકાર તમારે કરવી જોઈએ નહીં. પંદર–વીસ દિવસ ઉપર જેવી એ લગ્ન પહેલાં હતી તેવી હજુયે છે એમ જાહેર કરીને તેને તમારી તમામ રૂઢિવાદી વિધિઓમાંથી મુકત કરવી જોઇએ."

આનંદરામે પોતાના સાથીદારો જોડે મસલત ચલાવી અને પછી કહ્યું : "તારૂં કહેવું મેં સાંભળી લીધું. હવે મારૂં કહેવું સાંભળ. તું ગાંડો છે, તારૂં મગજ ખસી ગયું છે. માટે હું તને ગાંડો જાહેર કરી ફરમાવું છું કે અહીંથી ચાલ્યો જા–નહીં તો મારે જબરદસ્તીથી તને ખસેડવો પડશે."

"શું કહ્યું ? તમે મારા ઉપર જબરદસ્તી વાપરશો ?"

"બેશક જો સીધી રીતે નહીં માની જાય તો જરૂર અમે જબરદસ્તી વાપરીશું. ઘેલા વંઠેલા છોકરાઓની વાદે તું પણ ફાવે તેવું બકે જાય છે, એ હું નહીં ચલાવી લઉં."

" તમે પોતેજ પાગલ થઇ ગયા લાગો છો. બાકી, આવી રીતે સખ્તાઈ વાપરનાર માટે કાયદા કાનુનો છે એ, ડાહ્યો માણસ તો સમજી જ શકે. "

" શું જુઓ છો ? " આનંદરામે પોતાની જોડેનાઓને ઉદ્દેશીને કહ્યું: "એક દોરડું લાવો અને એને પકડીને બાંધી દો."

જમ્બુ તેને પકડવા આવનારાઓની સ્હામો થયો પણ અનેક જણ આગળ એનું જોર ફાવ્યું નહીં. તેઓએ તેને બળાત્કારે પકડ્યો; તેના મોં પર એ ડુચો માર્યો; તેને દોરડાના સખ્ત બંધ બાંધી દીધા અને ત્યાંથી ઉઠાવીને હવા અજવાળા વિનાના અને બારીઓ વિનાના એક ઓરડામાં તેને પૂરી દીધો.

## પ્રકરણ ૧૬ — આત્મહત્યા !

જમ્બુને ઓરડીમાં બળાત્કારે પૂરી દેવામાં આવ્યો, એ બાબત કાન્તાને અકળાવનારી થઇ પડી. જ્યારથી જમ્બુ તેની પાસે આવ્યો હતો અને 'મા' સિવાય બીજું કોઈ પણ સંબોધન નહિ કરતાં કેવળ સહૃદયતાથી અને પોતાની માન્યતા અનુસાર કાન્તાને તેણે જે કાંઈ કહ્યું હતું ત્યારથી જ એના તરફ એનો પચાસ ટકા પક્ષપાત બંધાઇ ગયો હતો. એ પછી ગોદાવરી આવી અને એની આગળ જમ્બુએ જે હકીકત કહી તેમાંની દલિ-લોએ કાન્તાના હૃદય ઉપર અસર કરી. આનંદરામને ગોદાવરી બોલાવી લાવી, તેની આગળ પણ નિડરતાથી જમ્બુએ રજુ કરેલી પોતાની પ્રમાણિક માન્યતા કાંતા ઉપર અસર કરી રહી અને એમ છતાં એને "ગાંડો" ઠરાવીને ઓરડીમાં પુરવા જેટલી હદે આનં-

દરામ અને તેના સાથીદારો તૈયાર થયા, એ જોઇને તો કાંતાને ત્રાસ છૂટયો. ગોદાવરી અને આનંદરામ એને કાળસ્વરૂપ લાગ્યાં. આવાં સિતમગર માણસો પોતાનું જોર ચાલતું હોય ત્યાં કેટલી બધી હદે સિતમ વરસાવે, એની કલ્પનાઓના તરંગે તે ચઢી. એ દરમ્યાન એને સ્મરણ થયું કે–ગોદાવરીએ પોતાને લાત મારી હતી. લાત મારીને જ તે અટકી ન હતી પણ એણે એટલી બધી ગાળો દીધી હતી કે જે કદાપિ પણ કાંતાએ પોતાની પંદર વર્ષની વય દરમ્યાન કોઈને મોઢેથી સાંભળી ન હતી. "રાંડ નફફટ" 'છપ્પર પગી' "કાળમુખી" "ધણીને ફાકડી ખાનારી" "ડાકણ" આ બધાં વિશેષણો કેવળ અનુચિત, અયોગ્ય અને નાલાયક હતાં. સારાં માણસના મુખમાંથી કદાપિ તે બહાર નીકળે નહિ અને તેમ છતાં જ્ઞાતિમાં પોતાને ' સારાં માણસ ' ગણાવનાર ગોદાવરીએ જ એ બધા શબ્દો કહ્યા હતા. શા વાસ્તે? તાત્કાલિક કારણ તો ફકત પોતાને સ્હેજ ઉંઘ આવી ગઈ તે હતું; પણ શું "ધણીને તેં આવતાંવેંત ખાધો " એ કારણ, ગાળો દેવા માટે સંગીન અને વાજબી કારણ હતું?

"પતિનું અમંગળ ઇચ્છનાર હિંદુ સમાજમાં કઈ નારી હોય છે? એવી ઈચ્છા મેં સ્વપ્ને પણ કરી નથી." કાંતા વિચારવા લાગી: "મેં તો લગ્નમંડપમાં એમની સાથે હાથ મેળવ્યો ત્યારથી એમનું કશું અમંગળ ઈચ્છયું નથી. માબાપને નહિ દૂભાવવા ખાતર, જેમ સહુ કન્યાઓ ચાલતા આવેલા રિવાજે પરણે છે તેમ હું બબડાટ વિના પરણી છું. છતાં અને ગોદાવરી કિયા આધારે 'ધણીને ફાકડી ખાનારી' તરીકે કહેવા લાગી છે? એનો ગુસ્સો જો રૂા. ૩૦૦૦ આપવા પડયા તે માટે હતો તો તેમાં શું મારો દોષ હતો? એ ત્રણ હજાર રૂપીઆની બાબતમાં ભારે શંકા ઉઠે છે. એ રૂપીઆ શું ખરેખર અપાયા હશે? મારા પિતા, મારાં લગ્નને પહેલે દિવસે

ઓચિંતા જ લકવાની બિમારીથી અવાચક બની ગયા હતા. એટલે એમણે આ રૂપીઆ લેવાની મસલતમાં ભાગ લીધો હોય એમ માની શકાતું નથી. મારા પિતા એક કર્મકાંડી છે; હરિકથા-કાર છે; એમની હરિકથાઓ, એમના વિચારો વગેરેથી હું માહિત છું. ઘણીવાર પોતાની કથાઓમાં એમણે કન્યાનો પૈસો લેનારાઓને ધુત્કારી કાઢ્યા છે. સખ્ત શબ્દોમાં તેમણે શાસ્ત્રોની આજ્ઞા દર્શાવીને કન્યાનો પૈસો નહિ લેવા પોતાની કથા સાંભળનારાઓને કહ્યું છે. આવા એ પિતા શું પોતાની જ કન્યા બદલ પૈસો લે?"

કાંતા વિચારોના વમળમાં ઘેરાઇ ગઈ. આ વખતે એની આસપાસ રૂદન-કુટન ચાલતું હતું. એ પોતે એક પગથીઆ ઉપર એકલી બેસી રહી હતી. એના દિલમાં આ આખીયે ઘટનાને લગતા વિચારો જ ચાલી રહ્યા હતા. પિતાને તે કન્યાવિક્રયનાં નાણાં લેવાના અપરાધમાંથી મુકત કરી ચૂકી. માતાનો વારો આવ્યો. વિચારો માતાની પ્રકૃતિ પરત્વે કેન્દ્રિત થયા: "શું માતાએ પૈસા લીધા હશે? આનંદરામ વગેરે સાથે એકલી મસલત કરવા તે ગઈ હતી ખરી."

મસલત દરમ્યાન વૃદ્ધલગ્નની તેણે ના પાડી હોય ત્યારે નાણાંનો લોભ તેની સામે ધરવામાં આવ્યો હોય અને ૩૦૦૦ જેવડી મોટી રકમ જોઈને, તેમજ કુટુંબની ગરીબીનો ખ્યાલ લાવીને માતા લોભાઇ ગઇ હોય એમ કાન્તાનું મન કંઇક ભાગે શંકા કરી રહ્યું. "શું માતા ગરીબીને કારણે લોભાઈ ગઈ હશે?" આનો આ પ્રશ્ન એણે પાંચ-સાતવાર પોતાના દિલને પૂછી જોયો. માતા પ્રત્યે કાંતાને અનહદ પ્રેમ હતો. પ્રેમાળ જન્મદાતા જનનીને સજાવાર ઠરાવતાં એનું દિલ સંકોચ પામ્યું. "મારી મા એવી અધમ ન હોય." તેણે પોતાના મનમાંજ ચુકાદો આપ્યો: "એ કદી રૂપીઆ લે જ નહીં. ગરીબ છતાં મારા પિતાએ અમને કદાપિ

કોઈની ગેરવાજબી રકમો લેવાનું શીખવાડયું જ નથી. માએ રૂપીઆ નહીં જ લીધા હોય." પણ એ રૂપીઆ અપાયા હતા એમ ગોદાવરી કહે છે તેનું શું? કાન્તાના હૃદયમાંના ન્યાય દેવતાએ ચુકાદો આપ્યો: "ગોદાવરી જુઠી છે. રૂપીઆ આપ્યા સંબંધી એણે ગપ જ મારી છે. તે ખોટી રીતે મારાં માબાપને બદનામ કરી રહી છે." ઘડીવાર પછી ફરીથી કાંતાનું મન કહેવા લાગ્યું: "અત્યારે અમારે ત્યાં પિતાની કટોકટ માંદગીનો પ્રસંગ છે. એવા વખતનો લાભ લઈને ગોદાવરી અમને નાહક બદનામ કરે છે. મારા પિતાએ કે મારી માતાએ મારૂં વેચાણ કરીને પૈસા લીધા ન જ હોય. કન્યાનાં વેચાણ કરનાર મારાં માબાપ નથી જ."

આ આખીયે પ્રસંગ–પરંપરા સંબંધમાં 'સત્ય શું' એની શોધ માટે એને ભારે મુંઝવણ થઈ રહી. ચોગરદમ જે રૂદન ચાલી રહ્યું હતું તેમાં એણે પણ મોટેથી રડીને પોતાના હૃદયનો ડુમો ખાલી કર્યો. આખીયે પ્રસંગ–ઘટમાળ એને ભયંકર અને ત્રાસ–દાયક લાગી. ગોદાવરીનો અને આનંદરામનો સ્વભાવ રાક્ષસી છે એમ એને લાગ્યું. ઉચ્ચવર્ણનાં હોવા છતાં એ બન્ને જણ કેવી હદ ઉલ્લંઘીને જુઠાણાં કહી શકે છે એનો તો પ્રત્યક્ષ પરિચય કાન્તાને થઈ ચૂકયો હતો.

આ વખતે કુટનારી સ્ત્રીઓમાંથી કોઈકે કાન્તાની માને સંભારીને કુટવા માંડયું. એ મ્હેણાં મારવા લાગી. "આવી અભા-ગણી દીકરીને અવતાર આપ્યો તેના કરતાં પથ્થરને કેમ જન્મ ન આપ્યો," એવો સવાલ કરીને એણે જ્યાં શરૂઆત કરી ત્યાં તો ગોદાવરી એના બોલ ઉચકી લઈને અધવચ્ચ કુદી પડી. કુદતાં કુદતાં એ કુટતી જાય અને કાન્તાની માતાને એવાં તો સખ્ત

પ્રકારનાં મ્હેણાં મારતી જાય, કે, કોમળ હૃદયની બાલિકાથી તે સાંભળ્યાં ન ગયાં.

કુટવું એટલે સ્હામા પક્ષનાં સગાંઓ—મરેલાં કે જીવતાંને સંભારીને તેમની સ્હામે પોતાની દાઝ કાઢવી અને પેટ ભરીને ખૂબ ગાળો દેવી, એજ પદ્ધતિ અહીં ગ્રહણ કરવામાં આવતી હોય એમ કાંતાને લાગ્યું. એના મસ્તકમાં ઝંઝણાટી ઉત્પન્ન થઈ. એનું દિલ ઘણું જ ઉછળવા લાગ્યું. એના હૃદયના ધબકારા વધી ગયા.

"જીવતી ડાકણ જોવી હોય તો આ ગોદાવરી જ છે! આટલી બધી સખ્ત એની કુહાડા જેવી જીભ ?! અને તે પણ વગર લેવે દેવે ? મરનારની હત્યા જાણે મેં અને મારી માતાએ શસ્ત્ર વડે કરી હોય એમ જ અમોને આ ગોદાવરી શબ્દોથી ડહામી રહી છે! આના હાથ નીચે હજી તો મારે આખો જન્મારો ગાળવો પડશે. એ કેમ બનશે ?" કાન્તા પોતાના મનમાં આમ કહી રહી હતી ત્યાં કુટવાનું બંધ કરીને સ્ત્રીઓએ રોવાનું પ્રકરણ શરૂ કર્યું. એમાં પહેલું જ વાકય ગોદાવરીએ કાઢયું : "જેઠાણી રે મારા જેઠને ભરખી ખાતાં પહેલાં તેં શેં આપઘાત ન કર્યો ? તેં શે કુવો હવાડો ગોઝારો ન કર્યો ?"

"મારા ઉપર એને આટલો બધો તિરસ્કાર આવી ગયો છે ?" કાંતાએ મનમાં જ સવાલ કર્યો: "ખુલ્લી રીતે બધાનાં દેખતાં આવો તિરસ્કાર જાહેર કરનારી આ સ્ત્રી સાથે હવે મારાથી રહી શકાશે નહીં. એણે ચીંધેલો માર્ગ શો ખોટો છે ? 'દેખવું યે નહીં; દાઝવું યે નહીં !' હું કુવો ગોઝારો કરૂં તેથી એને આનંદ ઉપજશે ને ! ભલે, એ ખુશી થાય. હું તો એના મિતમમાંથી છુટીશ. આપઘાત કરવો જ છે તો પછી કાલ શા માટે ? એ માટેની પળ આ જ યોગ્ય છે. ઓ ઇશ્વર, હું તારે શરણે આવીશ. એ સિવાય મને તો હવે બીજો કોઈ માર્ગ દેખાતો નથી."

રાત્રિના લગભગ ત્રણ વાગ્યાનો અમલ થવા આવ્યો હતો છતાં આજે તો ગોદાવરીની શેરીમાં બપોરના ત્રણ વાગ્યા હોય એવો દેખાવ થઈ રહ્યો હતો. પાડોશીઓ તો દરેકે દરેક જણ જાગીને ગોદાવરીના ઘર આગળ આવ્યાં હતાં. તે ઉપરાંત, જ્ઞાતિમાંથી પણ જેઓએ જાણ્યું હતુ કે–નાથુરામનું મરણ થયું છે તેઓયે આવ્યાં હતાં. ગોદાવરીએ મરણઘડીથી તે ઠેઠ અત્યાર સુધી બોપાગાળા-વિદ્યા અજમાવીને જ ઘાંટાઘાંટ પાડીને એવી રીતે રોવાકુટવાનું ચાલુ કરી દીધેલુ હતું કે–રેડીઓની માફક એનો અવાજ દૂર દૂર ગાજી રહ્યો હતો. એ સાંભળનારની તો ઉંઘ જ ઉડી જાય અને જાગ્યા પછી ઉંઘવા પ્રયત્ન કરે તોપણ તે નિષ્ફળ થાય.

આમ જયારે ઘરઆંગણું માણસો અને સ્ત્રીઓથી ભરાઇ ગયું હતું ત્યારે ઘરના અંદરના ભાગમાં કોઇજ ન હતું. ઘરઆંગણામાં કાન્તા એક બાજુએ બેઠેલી હતી, અને ગોદાવરી તો રડવામાં જ મશગુલ હતી. આ તક કાન્તાએ સાધી. એને થયેલી અઘાતપરંપ-રાને પરિણામે આત્મહત્યા સિવાય બીજો કોઇ જ માર્ગ સુઝતો ન હતો. તે ઉઠીને ઉભી થઇ. કોઈનું ધ્યાન તેના તરફ ન હતું તે ઘરની અંદર ગઇ. નાથુરામના ઓરડામાં જઇને એણે એક કાગળ લીધો, એના ઉપર પેન્સિલથી કાંઇક લખ્યું, એક ચોપડીના ભાર નીચે દાબીને તે મૂકયો અને તે બહાર આવી.

ઘરમાં બે વિભાગ હતા પ્રથમ વિભાગમાંનો ચોક મૂકયા પાછી એક બાજુએ ત્રણ ઓરડીઓ આવેલી હતી. રસોડું, દેવઘર અને પાણીયારૂ. પાણીઆરાની અંદર ટાંકુ હતું. ફાનસ લઇને તેણે પાણીઆરા બહાર મૂકયું અને મનને મક્કમ બનાવીને ટાંકાંનું ઢાકણું ઉઘાડયું. તેણે પોતાની સાડીનો કચ્છ ભીડયો અને આંખો મીંચી " જય અમ્બે " શબ્દોથી ઇષ્ટદેવીનું ધ્યાન ધર્યું અને એ બાદ એણે ટાંકામાં ભૂસ્કો માર્યો.

એનો ધબાકો બારણા બહાર સંભળાયો અને "શું થયું ? શું થયું ?" એમ કેટલીક સ્ત્રીઓ બોલી ઉઠી "બિલાડી હશે ? એકાદ ઉંદર પકડવા દોડધામ કરી રહી હશે." ગોદાવરીએ કહ્યું.

મરનારની પાછળ રોનાર સ્ત્રી વર્ગમાંના કેટલાંકમાં એવી અજબ શકિત હોય છે કે–રોતાં રોતા એકદમ અધવચ થંભી જઇને વાતચીત કરવામાં રીતસર ઢબે પ્રવૃત્ત થઇ શકે છે ! એવી શકિત ગોદાવરીમાં હતી એટલે એણે બિલાડીનો ઉલ્લેખ ચાલુ સ્વરે કર્યો પણ બીજી સ્ત્રીઓએ કહ્યું: "ધબકો મોટો હતો. બિલાડી અગાશીમાંથી પડે તોયે એવો મોટો ધબાકો ન થાય. મોકલોને કાંતાને જોવા માટે ?"

કાંતાના સ્થાન તરફ ગોદાવરીએ નજર કરી તો તેને ત્યાં ન દીઠી. પોતાની શિકારી આંખે એણે આસપાસ નજર કરી જોઇ, પણ તે તો કયાંયે નહોતી !

"શું એ ધર્મભ્રષ્ટ કભારજા અંદર તો નથી ગઇ ?" એમ બોલતી બોલતી ગોદાવરી અંદર ગઈ. કાંતાને એણે કયાંય ન દીઠી: એણે એના નામની હાંકો મારી. પ્રથમ તો સાદા નામે તે બોલી પણ પછી તો વિશેષણો ઉમેરાયાં અને વિશેષનામ લઘુતાવાચક બનાવી દેવાયું: "રાંડ અભાગણી કાંતાડી ! મઈ કયાં ?"

હિંદુ સમાજની બ્રહ્મકુલોત્પન્ના પણ અભણ અને ગામડીઅણ ગૃહરાજ્ઞીના આ આબાદ નમૂનાને જ્યારે લગભગ ૨૫ બૂમોએ પણ જવાબ ન મળ્યો ત્યારે એની તર્કશકિત એકદમ એરોપ્લેનની માફક ઉડી અને પહેલી જ ક્ષણે તેણે ટાંકા તરફ ફાળ ભરી. એનું બારણું ખુલ્લું જોયું; અને એને લાગ્યું કે–"રખેને ધબાકો એમાંથી થયો હોય !"

તરત જ તેણે બૂમાબૂમ પાડી મૂકીને પાડોશણોને અને સગાંને ઘરની અંદર બોલાવ્યાં; ટાંકામાં ફાનસો ધરીને નજર નાંખવામાં આવી. પ્રથમ દૃષ્ટિએ તો ઝાંખ વળી પણ પછીથી ટાંકાના પાણીની સપાટી ઉપર કાંતાની લાશ તરતી સ્પષ્ટ દેખાઈ!

"ઓ મારી ગરીબ ગાય જેવી ભોળી જેઠાણી રે!" ગોદાવરીએ પોતાના મુખરૂપી રણશિંગડામાંથી પંચમ સૂરે હેતદર્શક પલટાવાળો રાગડો તાણ્યો!

બહારથી પુરૂષવર્ગ અંદર ધસી આવ્યો. એક હિમ્મતવાન પણ તરવૈયો જુવાન દોરડાંની મદદથી ટાંકામાં ઉતર્યો.

કાંતાની લાશને ખભે નાંખીને એ જુવાન બહાર આવ્યો ત્યારે કાંતાના દેહપિંજરમાં આત્મા ન હતો એની ચોક્કસ ખાત્રી થઈ ચૂકી.

સૌનાં મ્હોં બ્હીલાં પડી ગયાં. કાંતાએ આપઘાત કર્યો, એ નક્કી થઇ ચૂક્યું. અને એ નિર્ણય થતાં જ ચોમેર ગણગણાટ થઇ રહ્યો. આડોશીપાડોશી અને સગાંસંબંધી સ્ત્રીવર્ગ મન ફાવે તેમ માંહોમાંહે ચર્ચા કરવા મંડી પડયાં. એકે કહ્યું: "ગોદાવરીએ કાંતાના માબાપને છંડેચોક કાંઇ ઓછાં મેણાં માર્યાં છે?" "કાનમાંથી કીડા ખરે એવી નભંડ ગાળો એણે વરસાવી હતી!" બીજીએ અભિપ્રાય આપ્યો.

"આજકાલની જુવાન છોકરીઓથી આવું સહન ન જ થાય." ત્રીજી સ્ત્રી બોલી; અને એના મતને ટેકો આપતાં પ્રથમ સ્ત્રીએ કહ્યું: "બિચારી ફુલ જેવી હતી. એના પર કુહાડા જેવા બોલના ઘા શોભે યે ખરા? બિચારી રોતી'તી તોયે જરાકે મોટેથી ઉચ્ચાર સરખો કરતી નહોતી. એને પાર વિનાની અકળામણ થઇ

હોય એમાં શી નવાઇ ? ગરીબ ગાય જેવી એ આપઘાત ન કરે તો કરે યે શું ?"

જગતની પડઘમ પોલી છે. તે બે બાજુથી વાગતી રહે છે. જે જગજ્જન થોડાક વખત પહેલાં ગોદાવરીની તરફેણમાં બોલતાં હતાં, તે. કાંતાના આપઘાત પછી તેની વિરૂદ્ધમાં બોલવા લાગ્યાં.

## પ્રકરણ ૧૭ કુદરત રૂઠી ?

જેણે શહીદી કરી છે તેને જગતે ગાંડા તરીકે ઉપમા આપી છે.

જમ્બુ એવો શહીદ હતો.

એને હવા અજવાળા વિનાની અને બારીઓ વિનાની અંધારી ઓરડીમાં આનંદરામે પૂર્યો ત્યારે એને ખબર ન હતી કે, શું થવા બેઠું છે ?

કાન્તાએ એક બાજુ આપઘાત કર્યો અને બીજી બાજુ જાણે કુદરત રૂઠી હોય એમ આનંદરામના ક્રોધનો ભોગ થઇ પડેલ જમ્બુ હવા અજવાળા વિનાની એ ઓરડીમાં રૂંધાઇને બેહોશ થઇ ગયો. શરૂઆતમાં તો એને લાગ્યું કે હમણાં તેઓ મને બહાર કાઢશે પણ એ નિષ્ઠુર કાકો તો એની લગીરે દયા લાવ્યા વિના બહાર ડાઘુઓ સાથે બેસી રહ્યો. ત્રણ ત્રણ કલાક વીતી ચૂકયા હતા. અંધીઆર સ્થળે મ્હોંએ ડૂચો દેવાયેલ અને હાથે પગે બંધાયેલ વ્યક્તિ હવા વિના શી રીતે જીવી શકે ?

જ્યારે કાન્તાની લાશ ટાંકામાંથી દેખાઈ ત્યારે આનંદરામ અંદર આવ્યો. લાશ બહાર કાઢવામાં આવો અને પછી પ્રશ્ન ઉપસ્થિત થયો કે હવે શું કરવું ? બે ચાર જણને પોતાની સાથે લઈને આનંદરામ એક બાજુ ગયો. માંહોમાંહે પુરુષમંડળ વિચાર કરવા લાગ્યું.

" આપઘાત છે; એટલે પોલિસને ખબર આપવી જોઈએ; નહીંતો લાશનો એમને એમ અગ્નિસંસ્કાર કરી દેવા બદલ આપણને ગુન્હેગાર ઠરાવવામાં આવશે." એક જણે સૂચવ્યું.

" અરે, કોઇયે આપણને ગુન્હેગાર ઠરાવવા બેઠું નથી. આપણે કાંઇ એને મારી નાંખી છે? આપણે કાંઇ એને કહ્યું હતું કે—આપઘાત કરજે? એનું આયુષ્ય તુટયું તે આ રીતે મરણ પામી ! પોલિસને ખબર આપવા જવાની જરૂર નથી." આનંદરામે કહ્યું.

" પણ મરણનું કારણ લખાવવા જતાં તરત જ પંચાત ઉભી થશે."

" કહીશું કે હૃદયબંધ પડવાથી મરણ થયું હતું."

" આટલા બધા લોકો એકઠા થયા છે અને એમાં કાંઇ જુઠું કારણ આપીએ તે ચાલી શકે ? "

" કોઇ પણ ઉપાયે લાશ તો જલ્દીથી બાળી નાંખવી જોઇએ. આપણે કંઇ નહીં તો ૩૦–૪૦ જણ એકઠા થયા છીએ. બે મુડદાં ઉઠાવીને રાતોરાત બાળી આવીએ. પછી જે થવાનું હશે, તે થશે. "

આનંદરામે આ પ્રમાણે મૂકેલી સૂચના કોઈને ન રૂચી. પણ આનંદરામ એ જ નિર્ણય ઉપર દૃઢ રહ્યો.

પોતાની આસપાસનાઓને તેણે કહ્યું: "ઠાઠડીઓ બાંધવી ારૂ કરો. અને સ્રીમંડળને રોવા કુટવાનું હાલમાં બંધ રાખવા હો. શબ લઈ જવાયા પછી તેઓ ચાહે તેમ કરે."

આ ઇરાદો જાહેર થઈ ગયો એટલે મરનારની મોટી પુત્રીના ાતિ ચંપકલાલે ગોદાવરીને તે કહી. ગોદાવરી આનંદરામ પાસે માવી. "તમે એક વાત ભુલી ગયા. પેલા જંબુડાને ઓરડીમાંથી ઠહાર કાઢો. એને હાથે તો આ બેના અગ્નિસંસ્કાર કરવા પડશે." ાોદાવરીએ નવો મુદ્દો છેડયો.

"એ તોફાન કર્યા વિના નહિ રહે. હમણાં એને બહાર નહિ ાઢું." આનંદરામે હઠ જ પકડી. તે શબ લઈ જવાની વ્યવસ્થામાં ાોકાયો. પણ ગોદાવરીને ચેન પડયું નહિ. તેણે ઓરડી ઉઘાડી ો જમ્બુ નિશ્ચેતન હાલતમાં પડેલો જણાયો ! એણે નાથુરામના જમાઈ ચંપકલાલને બોલાવ્યો. તે એક કંપાઉંડર હતો. જંબુને તેણે ાપાસ્યો. નાડી ચાલતી ન હતી ! હૃદયના ધબકારા સંભળાતા હતા.

"કાકીજી, ખેલ ખલાસ !" ચંપકલાલે કહ્યું.

"હેં ?! શું થયું ?"

"ભાગ્ય રૂઠયું ! જંબુભાઈ ગુજરી ગયા લાગે છે !"

"મારૂં શું થવા બેઠું છે ? અરેરે, આ જુવાનીઆં શું કરવા બેઠાં છે ? જમ્બુ ફાટયું ફાટયું બોલતો હતો તેથી કાંતાનું મગજ ફાટી ગયું હોવું જોઇએ અને તેથી જ કાન્તા ાાંકામાં પડી હોવી જોઇએ. હવે આ બીજી પંચાત ઉભી થઇ. જમ્બુડા રે ! તને આ શું સુઝયું કે, તું અમારી વિરૂદ્ધ પડયો !" તે મોટેથી રડવા લાગી.

પુરુષવર્ગ અને સ્ત્રીવર્ગ તમામ ત્યાં ધસી આવ્યો. જમ્મુ મરણ પામ્યો એ વાત ચોમેર ફેલાઇ ગઇ. આનંદરામને ખબર મળતાં જ તે આશ્ચર્યચકિત થયો. તેણે કહ્યું: " એને ઓરડીમાં કાંઇક કરડયું હોવું જોઇએ " તે જમ્મુની લાશ આગળ આવ્યો.

ચંપકલાલે કહ્યું " ડાકટરને બોલાવીએ "

" ડાકટર શું કરવાનો હતો ? " આનંદરામે કહ્યું: ''વાત હાથથી ગઇ છે અને–'' ચંપકલાલને જરાક દૂર લઈ જઈ તે બોલ્યો: " ડાકટરને બોલાવીશું તો કાંતાના આપઘાતની બાબત ચુંથાશે. ઉપરાંત, આના મૃત્યુની બાબતમાં પણ ચુંથણા થશે. "

ગોદાવરી આનંદરામ પાસે આવી. તેણે કહ્યું: " હવે શું કરવા ધાર્યું છે ? હવે કાંઈ આ ત્રીજું મુડદું તમે રાતોરાત બાળી આવી શકો તેમ છો ? ચોમેર લોકો આ બનાવો જાણી ચૂકયા છે. આપણી તો જબરી ફજેતી થઇ ! આપણે હવે શી રીતે લોકમાં મોં બતાવી શકીશુ ? "

" મૂર્ખ ! આનંદરામને તેના પર ગુસ્સો ચઢયો. તેથી તેને એક લાત મારીને તેમણે કહ્યું: " આ બધી પંચાત જ તેં ઉભી કરી છે! રડારોળ કરીને તેં લોકને એકઠા કર્યાં છે અને હવે જો તારાથી કોઇ યુક્તિવાળો માર્ગ બતાવી શકાતો ન હોય તો તું યે ટાંકામાં પડીને ડુબી મર! હું તો થાકયો તારાથી ! "

ગોદાવરી પોતાને મળેલા ઠપકાથી નારાજ થઈ, ચૂપચાપ ત્યાં ઉભી રહી.

આનંદરામ પોતાની ખૂબ અકળામણને અંગે માથે હાથ દઇને બેસી પડયા. ચંપકલાલે કહ્યું: " મામલો હવે ગેરકાયદેસર રીતે કામ કરવા જેવો રહ્યો નથી. એક પણ લાશ આપણે એમને

એમ સહીસલામતીથી બાળી શકીએ તેમ નથી. પોલીસ ખાતાને જાણ કરવી જોઈએ. "

પોલીસપટેલ મારા દોસ્તદાર છે. એને થોડાક ચાંપવા પડે તો ચાંપીને પણ આ બાબતમાં તપાસ ન થાય તેમ થવું જોઇએ " આનંદરામે કહ્યું

ચંપકલાલ એમ કરવાની સલાહ આપી શક્યો નહિ.

" તમે તો અનાકાની કરતા જ રહેવાના. એમ કાંઇ ન ચાલે. હિંમતભેર આપણે કામ કરવું રહ્યું. હું પાછલે બારણેથી જઉં છું, પોલીસ–પટેલને ત્યાં. એને સમજાવું છું. દરમ્યાન, તમે તમારે ઠાઠડીઓ બાંધીને તૈયાર કરો " આનંદરામ એમ કહીને ઉઠયો અને પાછલા બારણા તરફ જવા લાગ્યો.

" કાકાજી, " ચંપકલાલે કહ્યું: " આ બાબત આપ ધારો છો તેવી સરળ નથી. મને કંપાઉડર તરીકે આપઘાત અને ખૂન કેસોનો અનુભવ છે કે, પોલીસ ખાતા તરફની પંચાતમાંથી લોકોથી કદાપિકાળે છુટી શકાતું નથી. સત્યને છાવરો નહીં."

" તમારી મતલબ હું ના સમજ્યો. "

"મારી કહેવાની મતલબ એ છે કે–એક વાત જગ જાહેર થઇ ગઇ હોય તે પછી તેના પર ઢાંકપિછોડો કરવો નકકામો છે. મારૂં માનો. ડાકટરને બોલાવો. હું જેમને ત્યાં કંપાઉડર છું તે ડાકટર સદાશિવ એક હોશિયાર માણસ છે. તેઓ આપણને આ બે મરણ સંબંધમાં કશો જ વાંધો આવે નહિ એવાં સર્ટીફીકેટ કદાચ આપે તો તેની તજવીજ હું કરી જોઇશ અને નહિ તો પછી તેઓ જેમ સલાહ આપે તેમ આ બાબતમાં પોલિસ આગળ આપણે કહેવું પડશે. કોઈ વકીલની પણ મદદ લીધા વિના ચાલશે નહિ."

"પોલિસ, ડાક્ટર ને વકીલ—આ બધાં લફરાંમાં પડયા સિવાય મારા દોસ્તદાર પોલિસ-પટેલને ત્યાં જ મને જવા દોને ?"

આ બે જણની આ ગડભાંગ દરમ્યાન અચાનક એક અણુ-ધાર્યો બનાવ બન્યો. ઘર બહાર એક ફોઝદાર અને ચારેક સિપા-ઇઓ આવી લાગ્યા. તેણે બહાર એકઠા થયેલા ડાઘુઓને સવાલ કર્યો: "આનંદરામ કોનું નામ છે ?"

એક જણ ઘરની અંદર દોડી આવ્યો. તેણે કહ્યું:

"આનંદરામ કાકા, બહાર એક ફોઝદાર અને સિપાઇઓ આવ્યા છે. ફોઝદાર તમને બોલાવે છે."

"ઓ મા ! ફોઝદાર મારે આંગણે ?" ગોદાવરીથી ચીસ પાડીને બોલી જવાયું.

" બુમરાણ પાડે છે. આવી ને આવી કયાં સુધી રહેવાની ? તું નકામી ગભરાય છે. ફોઝદાર શું કરવાનો હતો ? હું જાઉં છું તેની પાસે." આનંદરામે કહ્યું. ચંપકલાલે સૂચક દષ્ટિથી તેના સામે જોઇ રહેતાં કહ્યું: " કાકાજી, મને જે ભય હતો તે ખરો પડયો છે. કોઈક ચાડી ખાધી લાગે છે. નહિ તો ફોઝદાર એમને એમ આવે નહિ."

"ભલે આવ્યો. એને પલકમાં હું ઠંડોગાર બનાવી દઇશ. જો એની સાથે મારો દોસ્તદાર પોલિસ-પટેલ હશે તો કાંઈ વાંધો આવવાનો નથી." આનંદરામે કહ્યું.

" આપની ભૂલ થાય છે. " ચંપકલાલ બોલ્યો : " આપણા ગામમાં ફોઝદાર કાયમ રહેતો નથી એ તમે જાણો છો. પોલિસ-પટેલનાં કામકાજની વાર્ષિક તપાસણી કરવા માટે ચાર-પાંચ દિવસથી તેનો અહીં મુકામ થયેલો છે. આવી સત્તાવાર વાર્ષિક

તપાસણી વખતે પોલિસ-પટેલથી ગેરકાયદેસર બાબતમાં પોતાના ઉપરી અમલદારને કાંઈ જ ભલામણ થઈ શકે નહીં. મને તો લાગે છે કે, અહીંથી કોઈ કે આ બધાં ધાંધલને લગતી અરજી કરી હોવી જોઈએ અને આ એક મુદ્દાનો કેસ હોવાથી જ આવી કાળી રાતે પણ ફોઝદાર અહીં આવવા તત્પર થયો હોવો જોઈએ. મારી તમને ભલામણ છે કે- કશી જ અસત્ય બિના ના કહેશો અને સીધી રીતે બધી વાત કરીને ફોઝદારની દયા માગજો. એથી તમારા વિષે તેના ઉપર સારા છાપ પડશે પણ ઉંધું વેતર્યું તો હેરાનગતિ થવી છે. ”

“ પણ તમે સીધેસીધું કહેશો શું ? ” ગોદાવરી કે જે આ બધું સાંભળતી હતી તેણે પૂછ્યું.

“શું કહેવાનું હોય ? મને જેમ સુઝશે તેમ જવાબ દઈશ અને સમજ નહીં પડે તો ચંપકલાલને અને તને પૂછવા ફોઝદારને કહીશ. ”

“ મને ફોઝદાર શા માટે પૂછે ? બૈરાં માણસને આમાં શું લાગે વળગે ? ”

“ કાકીજી, ” ચંપકલાલે કહ્યું: “મારી તો તમને સલાહ છે કે, તમારી તબિયત બગડી છે એવું બહાનું કાઢીને તમે સુઈ રહો. આ બાબતમાં જો કે કશું જ આપણા હાથમાં રહ્યું નથી પણ પોલિસ-તપાસ આવી છે એટલે તેઓ ચાહે તેને પૂછી શકે-ચાહે ત્યાં ઝડતી પણ લઈ શકે. તમને પૂછવા બોલાવે તો ખરી હકીક્ત જ કહેજો. ” ગોદાવરી ગભરાટથી તેના સામે જોઇ રહી. ચંપકલાલ અને આનંદરામ ફોઝદાર પાસે આવ્યા. વસ્તુસ્થિતિ ચંપકલાલે કલ્પી હતી તેવીજ બની હતી. અહીંના બનાવો સંબંધમાં આનંદ-રામના કોઈક છુપા દુશ્મને, ગામમાં ફોઝદારની હાજરીની તક

સાખીને, અરજી કરી હતી અને તેથી તે તપાસ માટે દોડી આવ્યો હતો.

"તમોએ આ કૃત્ય કર્યું છે?" ફોઝદારે આનંદરામને પહેલો જ સવાલ કર્યો.

"શું કૃત્ય?"

"મારી પાસે એક અરજી આવી છે. એમાં તમારા જમ્બુ નામના ભત્રીજાને તમોએ માર મારીને એક ઓરડીમાં પૂરેલો એમ જણાવેલું છે, અને એમાં બંધીઆર હવામાં તે મરણ પામેલો છે, એટલે એના ખૂન માટે તમો જવાબદાર ઠરો છો એમ જણાવેલું છે."

"એવું તો કાંઇ બનેલું નથી, સરકાર. છોકરો એની મેળે ઓરડીમાં પુરાઇ ગયો હતો. તેમાંથી તે બેહોશ થઇ ગયો છે."

"જુઠું ના બોલો. તમે લોકો સાચી હકીકત કહેવાને બદલે ઉપરાઉપરી જુઠું બોલીને ગુન્હાઓ વધારો છો. એની લાશ ક્યાં છે?"

"લાશ નહીં, ફોજદાર સાહેબ, એ તો બેભાન છે."

"ઠીક છે, એ તો હું જોઇશને? અને બીજું, તમારું ટાંકું ક્યાં આવેલું છે? એમાં પડીને આપઘાત કોણે કર્યો છે? અને શા માટે કર્યો છે?"

"આપ અંદર પધારોને સાહેબ, પછી બધું જોવું જશે." આનંદરામે સિપાઈઓને ઓસારાથી બહાર થોભવા કહ્યું; પોલિસ-પટેલને પોતાની સાથે આવવા સૂચવ્યું.

આનંદરામ ફોજદારને લઇને ઘરમાં ગયો, પણ પોલિસપટેલ તેની પાછળ આવ્યો નહીં. આનંદરામે ફોજદારને જમ્મુવાળી ઓરડીમાં ન લઈ જતાં બીજા જ એક ખંડમાં લઈ જઇને ખુરશી પર બેસાડયો અને પછી કહ્યું: "બાપજી, હું તમારી ગાય છું. ચાહે તે રકમ બોલી જાઓ. આપવા તૈયાર છું પણ મને બચાવી લ્યો. પોલિસપટેલ—"

"પોલિસપટેલનું શું છે ? આ કેસમાં એ સંડોવાયલા છે ?

"ના સરકાર એમ નહી "

"તો તેનું નામ શા માટે લો છો ? અને મને લાંચ આપીને તમે આ બનાવોનો ઢાંકપિછોડો કરવા માગો છો ?"

"નહીં સરકાર, આપનાં બાળબચ્ચાં માટે—"

"મને સરકાર તરફથી પગાર મળે છે. "

"હા. પણ ફોજદાર સાહેબ, આપે અમને જીવાડવા જોઇએ. રહેમનજર રાખો. હજાર રૂપીઆ બસ થશેને ?"

"પાગલ, એક હજાર શું—એક લાખ આપે તો પણ નકામા છે. કાયદેસર જે થતું હશે તે જ થશે. એ જમાનો હવે વહી ગયો છે કે જેમાં તમો લોકો લાંચ-રૂસ્વતથી અમલદારોને તેમની ફરજથી ભ્રષ્ટ કરતા." ફોજદાર એમ કહીને ખંડમાંથી બહાર ચાલી નીકળ્યો. આનંદરામ થરથર ધ્રુજી રહ્યો. પોલિસતપાસ પહેલાં કાન્તાની લાશને ફુંકી મૂકવાની એની કલ્પનાની ઇમારત ભાંગીને ભુક્કો થઇ ગઇ ! આફતનાં વાદળ પોતાની ઉપર ધસી આવેલાં એણે જોયાં !

ફોજદારે જમ્નુની સ્થિતિ જોઈ, અને કાન્તાની લાશ પણ જોઇ. એક ઓરડામાં નથુરામની લાશ પણ જોઈ. તેણે પોલિસપટેલ સિપાઇઓ વગેરેને અંદર બોલાવ્યા; અને એક સિપાઇને ડાકટરને બોલાવવા મોકલ્યો. બાદ તેણે જુબાનીઓ લેવી શરૂ કરી. આનંદ-રામને પ્રશ્નો પર પ્રશ્નો કરીને એણે ગભરાવી નાખ્યો. આનંદરામ સત્ય બિના છુપાવવા માગતો હતો તેથી જવાબો દેતાં એણે એટલાં બધાં અલ્લાંતલ્લાં વાળ્યાં કે જે એને પોતાને જ બંધનકર્તા થઇ પડયાં.

આનંદરામની તપાસ લેવાતી જોઇને પુરુવર્ગે ત્યાંથી ધીરે ધીરે તક સાધીને ચાલવા જ માંડયું. જે સ્થળે થોડાક વખત ઉપર પુષ્કળ માણસો હતાં તે સ્થળે હવે તો ફકત આનંદરામનાં ઘરનાં કુટુંબીઓ જ રહ્યાં. ડોકટર આવી પહોંચ્યો. જમ્નુની લાશ તપાસીને તેણે જાહેર કર્યું કે–અંધીઆર જગામાં શ્વાસ રૂંધાવાથી ગુંગળાઈને એ મરણ પામ્યો છે. કાંતાની લાશ ઉપરનાં કપડાંયે હજી તો ભીનાં હતાં. ટાંકામાં જે જુવાન ઉતર્યો હતો તેણે ઉપયોગમાં લીધેલાં સાધન પણ ત્યાં મોજુદ હતાં. ડાકટરે કાંતાને તપાસી અને અભિપ્રાય આપ્યો : શરીર પાણીમાં ડૂબવાથી આ મૃત્યુ થયું છે. નાથુરામની લાશ પણ ડાકટરે તપાસી એના સંબંધી તો પાઠાના દરદથી સ્વાભાવિક મોત થયાનો નિર્ણય તેણે ઉચ્ચાર્યો. ફોજદારે ડાકટરી અભિપ્રાય ઉપરથી આનંદરામને કહ્યું: “ તમે હવે મારા કેદી છો. તમે જે કાંઇ કહેશો તે તમારી વિરૂદ્ધ જશે. આ તમામ લાશો ઉપર હાલ તુર્ત પહેરો રહેશે. અમારી પરવાનગી સિવાય તમારાથી બાળી શકાશે નહી. ”

“ પણ સરકાર, અમારી જ્ઞાતિના રિવાજ— ”

“ ચૂપ. રિવાજની વાત ના કરો. કાયદાની વાત કરો. તમારે મારી સાથે પોલીસચોકી પર આવવું જોઇશે. અને તમારાં પત્ની

ક્યાં છે ? તેમના સંબંધી પણ કેટલીક ફરિઆદો છે. તેમને બોલાવો મારે તેમને કેટલાક સવાલો પૂછવા છે."

"ચંપકલાલ, એને બોલાવો." આનંદરામે કહ્યું. ચંપકલાલ ગોદાવરીને બોલાવવા જતો હતો એ વખતે એકાએક મકાનના એક ઓરડામાંથી ચિત્કાર સંભળાયો.

"શું બન્યું ?" એમ કહેતાં ફોઝદાર જ્યાંથી ચિત્કાર સંભળાયો હતો ત્યાં ગયો. તેની પાછળ બીજાંઓ પણ ગયાં.

નજદીકમાં જ એક ઓરડામાં તેઓ જઈ પહોંચ્યા તો ગોદાવરી લોહીના ખાબોચીઆ વચ્ચે આળોટતી દેખાઈ. એણે પેટમાં છરી ખોસીને આપઘાત કર્યો હતો.

"અરેરે, કુદરત રૂઠી કે શું ?" આનંદરામથી બોલાઈ જવાયું.

ફોઝદાર અને ડાક્ટર ગોદાવરી પાસે બેઠા. ફોજદારે પૂછ્યું, "કોણે તમને છરી મારી ?"

"ઓ...હાય !" ગોદાવરી કંઇ આગળ બોલી શકી નહિ. બોલવાનો યત્ન નકામો નીવડયો અને લોહીની ઉલ્ટી કરીને તે જડવત્ બની ગઈ.

એના દેહમાંથી એનો પ્રાણપંખેરૂ ઉડી ગયો—પોતાનાં કૃત્યનો ઈન્સાફ કરાવવા તે યમરાજના દરબારમાં પહોંચી ગયો.

ગોદાવરીએ કરેલા આપઘાતની જાણ, બહાર એકઠાં થયેલાં લોકોને થઈ એટલે ચોમેર ગણગણાટ થઇ રહ્યો : "એનાં પાપ એને નડયા !"

"એણે પોતાના સગા ભત્રીજાનું ભૂંડું ઈચ્છયું. એણે નવી જેઠાણીને દાબમાં રાખવા માટે એના પર સખ્તાઈ ગુજારી ! એણે

એને ન સંભળાય એવાં મ્હેણાં માર્યાં! અને હવે જ્યારે પોલિસખાતા તરફથી તપાસ થવા માંડી ત્યારે રખેને પોતાનું પોગળ વેરાશે, એ હબક એને લાગી ગઇ! ચારે પાસથી આવી પડેલી મુંઝવણમાંથી નીકળવાનો માર્ગ એણે ન જોયો ત્યારે પેટમાં છરી ભોંકીને એ મરી ગઇ."

"મોત સિવાય એના જેવી વઢકણી માટે બીજો કોઇ માર્ગ નહતો." "કર અને જો, એ અહીંનુ અહીં જ છે." "માણસનાં આરબ્ધનાં ફળ એને આ જન્મમાં ભોગવ્યા વિના છૂટકો જ નથી."

## પ્રકરણ ૧૮ પ્રોફેસરનો પત્ર

જે ત્રણ અઠવાડીઆં દરમ્યાન અમ્બાપુર ગામડામાં કાળો કેર વર્તી રહ્યો, તે દરમ્યાન વિહંગપુર, વટપુર અને કલકત્તામાં શી વસ્તુસ્થિતિ બની હતી? નાથુરામની માંદગી અને મૃત્યુ પહેલાંની એ ઘટના હતી.

વિહંગપુરની હોસ્પિટલમાં વિશ્વનાથને રાખવામાં આવ્યા પછી દવા અને સારવારને યોગે એની તબિયત સુધરતી જતી હતી. એને વિશ્વાસ ઉપજ્યો હતો કે, આ સ્થળે લાવવામાં આવ્યાથી હવે મારો મહારોગ અવશ્ય નાબૂદ થશે.

અનંત અને તેના મિત્રો હમેશાં સવાર સાંજ શાળા સિવાયના વખતમાં એની પાસે આવતા. સાંજના તેઓને ખાસ ફુરસદ રહેતી અને રાત્રે લગભગ નવ વાગે તેઓ છૂટા પડતા.

આનંદરામે આ દરમ્યાન નાથુરામની માંદગીના સમાચાર વિશ્વનાથને બિલકુલ નહિ આપવા, પોતાની વિધવા બ્હેન રમાને ખાનગી પત્રથી જણાવ્યું હતું. રખેને, "તોફાની છોકરાઓ"ના વાદથી વિશ્વનાથ તોફાન કરવા અમ્બાપુર આવી પહોંચે, એવી એને બ્હીક હતી અને રમાને પણ એ બ્હીક વાજબી લાગી હતી કારણકે, સાંજ પછી જ્યારે આ 'તોફાની છોકરાઓ' એકઠા થતા ત્યારે તેઓની ચર્ચા સમાજની રૂઢિઓ તોડી પાડવાની બાબતમાં જ થતી. એ સ્હામે જબરો જંગ મચાવવા માટે તેઓ કંઈ કંઈ હવાઇ કિલ્લાઓ ચણતા. રમા, વિશ્વનાથની ખોલીમાં એક બાજુએ બેસી રહીને ચર્ચા સાંભળતી. નાથુરામની માંદગી દરમ્યાન રમાને ઘણુંખરું આનંદરામના પત્ર મળતા પણ છેલ્લા પાંચ સાત દિવસથી એક પણ પત્ર ન હતો.

વટપુરથી પ્રોફેસર પીયૂષકાન્તે અનંતના પિતા શ્રીવદનને કલકત્તા ખાતે એક પત્ર લખ્યો હતો. એ પત્રમાં અનંતનો વિદ્યાભ્યાસ ચાલુ રાખવા માટે દલિલો કરવામાં આવી હતી. પ્રોફેસરનો એ પત્ર, અભણ રૂઢિવાદીઓ સામે એક તહોમતનામા રૂપ હતો. એ પત્ર આ પ્રમાણે હતોઃ—

"બાલસ્નેહી શ્રીવદનભાઈ,"

તમે વિદ્યાપતિ તો હતા જ. હવે લક્ષ્મીપતિ યે બન્યા છો. લક્ષ્મીએ તમારા હૃદયમાં કલ્યાણકારી ભાવનાઓ ફેલાવી હશે અને વિદ્યાવ્યાસંગ નહીં તજાવ્યો હોય એમ આશા રાખું છું.

તમારા પુત્ર અનંતનો મને અજબ સંયોગમાં ભેટો થઇ ગયો. શી એની તેજસ્વિતા ? શી એની વાક્છટા ? આટલી નાની ઉંમરમાં હજી તો તે મેટ્રીક પણ થયો નથી તે દરમ્યાન એની ભાવનાઓ

અને આદર્શ જોઈને હું છક્ક થઈ ગયો છું. એના પુત્રના પિતા હોવા માટે હું તમને અભિનંદન આપું છું.

મારી પુત્રી ચી. પ્રભા એક રાત્રે ઘેર આવતી હતી ત્યારે એક કહેવાતા ખાનદાન અને કુળવાન યુવક અને તેના ટોળીઆ મિત્રો તેને સતાવતા હતા. મારો નોકર સમયસર ત્યાં જઈ પહોંચ્યો અને નાલાયક જુવાનોને એણે નસાડયા. એમાંના એકને તમારા પુત્રે રોકી રાખ્યો અને એ જુવાનને મારી પાસે લાવવામાં તેણે મારા નોકરને મદદ કરી.

તમે આશ્ચર્યચકિત થશો કે, વિહંગપુરથી વટપુરમાં તમારો પુત્ર ક્યાંથી ? મને પાછળથી ખબર પડી કે—એક પવિત્ર ફરજથી દોરાઈને ત્યાં આવ્યો હતો. એના એક મિત્રની બહેનને એનાં સાસરિયાંએ તજી દીધી હતી. વિના વાંકે તેઓ તેને પોતાને ઘેર તેડતાં ન હતાં તમારો અનંત એ યુવતીને તેને સાસરે મૂકવા માટે તેના ભાઈ સાથે આવ્યો હતો. યોગાનુયોગ એવો બન્યો કે એજ યુવતિનો પતિ તે મારી ચી. પ્રભાની છેડતી કરનાર યુવક નીકળ્યો ! એ યુવકનું નામ કમળાશંકર છે. એના પિતા શોભારામ છે. તમારી જ જ્ઞાતિના એ પ્રતિષ્ઠિત અને પૈસાપાત્ર સજ્જન ગણાય છે.

મેં જોયું કે—કમળાશંકર ફક્ત પાંચ જ ચોપડી ભણીને શાળામાંથી ઉઠી ગયો હતો. ૩૦ વર્ષનું એનું વય થયું છે તો પણ એણે વધુ કાંઇ જ જ્ઞાન સંપાદન કર્યું નથી. નિરક્ષરતા, યુવાની અને પૈસાપાત્ર સ્થિતિ—આ ત્રણનો સંયોગ જેને મળ્યો હોય, જેને કાંઈ નોકરી કે ઉદ્યમ કરવાનો હોય નહીં, જે માબાપ આગળ લાડકવાયો હોય, એવો યુવક શા શા અનર્થ ન કરે ? કિયા કિયા કુચ્છંદે ન ચઢે ?

મિત્ર શ્રીવદન, સાચુ માનજો કે જગતમાં નિરક્ષરતાએ, અજ્ઞાને, અવિદ્યાએ જેવા અનર્થ માનવી પાસે કરાવ્યા છે તેવા બીજા કોઇએ કરાવ્યા નથી. નિરક્ષરતા માણસને તદ્દન જડવાદી બનાવે છે. નિરક્ષરતા એનાં ભાનસાન ભૂલાવે છે, નિરક્ષરતા એને વ્યસનો તરફ અને કુચ્છંદ તરફ દોરી જાય છે. નિરક્ષરતા માણસને હેવાન સમાં કામ કરાવે છે. કમળાશંકર મને એનો એક આબાદ નમુનો લાગ્યો. મારી પુત્રીની છેડતી કરવા તરફ તેની વૃત્તિ થઇ, એ શું સૂચવતું હતું ? એ કેવળ વાસનાનો કીડો હોવો જોઈએ. ઉચ્ચ બ્રાહ્મણકુળમાં જન્મ લેનાર અને બ્રહ્મચર્યથી શોભતા ઋષિમુનિઓના વંશજ આવા વાસનાના કીડા બન્યા છે ! શાથી ? અવિદ્યાથી—અજ્ઞાન-અંધકારમાં ડૂબેલા હોવાથી; નિરક્ષરતા હાથે કરીને વહોરી લેવાથી.

શું આ વસ્તુસ્થિતિ સાંખી લેવા જેવી છે ? ચોમેર જ્ઞાનની પરબો માંડવાની જરૂરિયાત ઊભી થઈ છે. સમાજમાંથી કુકર્મ દૂર કરાવવાં હોય, બ્રહ્મનિષ્ઠ જેવા જ્ઞાનવીરો ઉત્પન્ન કરવા હોય, નન્દનવન સમો સ્વદેશ બનાવવો હોય તો અવિદ્યાના અંધકારનો પડદો ચીરી ફાડી નાંખવો જોઈએ. જ્ઞાનની પરબ ઠેર ઠેર માંડવી જોઇએ, જેમાંથી દરેકે દરેક સ્વદેશી સંતાનને જ્ઞાનરૂપી ગંગાજળ પાવુ જોઇએ

કમળાશંકરના દૃષ્ટાંત ઉપરથી મારા મનમાં ઘણી અસર થઈ. એનો દાખલો તો ફક્ત મારી પુત્રીની સતામણી કરવા પૂરતો હતો. પણ એવા કંઇક કમળાશંકરો દેશમાં કેવાં હેવાનીઅત ભરેલાં કામો કરી રહ્યા છે એનો ખ્યાલ કલ્પના–પ્રદેશમાં ખડો કરીશુ તો બસ થશે. નારી જાતને આજનો પુરૂષસમાજ અવિદ્યાના અનર્થોને યોગે છૂંદી રહ્યો છે. પુરૂષ વર્ગને જ્યાં પૂરી કેળવણી નથી મળી હોતી ત્યાં સ્ત્રીવર્ગના અજ્ઞાનીપણાનો વજ્રપાત

ભોજ રહે છે! બન્ને વર્ગમાં અજ્ઞાનતા ઘણી છે પણ તેમ છતાં પુરૂષવર્ગ દુનિઆમાં શું શું કરે છે તે તપાસો. લગ્ન એટલે પારધીની જાળ એવો રંગ દુનિઆમાં દેખાઇ રહ્યો છે! પારધીરૂપ પુરુષ, શિકારરૂપ સ્ત્રી માટે કેવાં હવાતીઆં મારે છે? કોઇ ૬૦ વર્ષનો ડોસો હોય, એ વિધુર થયો હોય; એને ઘેર બાળબચ્ચાં હોય, તોય એને લગ્ન કરવાનો શૉખ થઇ આવે છે! એવાં કેટલાંયે લગ્ન આપણા સમાજમાં ચોમેર થતાં રહે છે. સ્ત્રીઓને પરણવા વલખાં મારનારાઓ કન્યાવિક્રય પણ કરે છે. કન્યાનાં માબાપોને પુષ્કળ રૂપીઆ આપીને જાણે વેચાણરૂપ એ કન્યા લે છે. પુરૂષો એક પર બીજી અને બીજી પર ત્રીજી લાવતાં પણ અચકાતા નથી. ક્યાંક તો કેવળ ફેશનને ખાતર એક જીવતી સ્ત્રી પર બબ્બે સ્ત્રીઓ પરણવામાં આવે છે! લગ્ન જેવા કાયદાના બંધનને અમારો દેશ કેવળ શિકારના સાધનરૂપ ગણે છે. બબ્બે અને ત્રણ ત્રણ સ્ત્રીઓ કરવી એમાં વાસનાભર્યા માનસ સિવાય બીજું છે શું? વૃદ્ધ ઉંમરે લગ્ન કરવામાં પણ એજ વૃત્તિ હોય છે. આ સિવાય, નારી જાતિ પરના બીજા સિતમો ગેરકાયદેસર રીતે કેટલા બધા થાય છે? હવસના ગુલામરૂપ હેવાનો કંઇક સ્ત્રીઓનાં અપહરણ કરે છે; તેઓને ધર્મભ્રષ્ટ કરે છે; તેઓનાં જીવનને પાયમાલ કરી નાંખે છે. દુષ્ટમતિના નાગરિકો વિધવાઓને સંતાપીને તેમને ઘરબાર તજાવે છે, જેથી તેઓને અનીતિનો ધંધો સ્વીકારવાની ફરજ પડે છે.

આ બધાં અનાચારમાં સ્ત્રીજાતિને કચડવાનું જે માનસ દેખાઇ આવે છે તે સામે વહેવારૂ માર્ગ પુરૂષ વર્ગે પ્રબળ પ્રયત્ન કરવાનો છે. જે ચંડાળચક્ર નારી જાતને છૂંદી રહ્યું છે તેનો નાશ કરવાના ઉપાયો લેવા જોઇએ છે. એ ઉપાયો બુદ્ધિવાનો, સંપત્તિવાનો અને જ્ઞાનવાનો એકત્ર થઇને લઇ શકે. સૌથી પ્રથમ ઉપાય અને તો અવિદ્યાનો નાશ કરવાનો લાગે છે.

મેં આ ફરજથી પ્રેરાઇને કમલાશંકરને તેની અવિદ્યાવાન હાલત માટે ઠપકો આપીને તેનામાં વિદ્યોપાર્જનની, જ્ઞાન-પ્રાપ્તિની ધગશ ઉત્પન્ન કરી. એની પાસે મારી પુત્રીને ' બહેન ' તુલ્ય ગણવાની કબુલાત સાથે એના ગુન્હાનું માફીપત્ર લખાવી લીધું. અહીં મારે એક મહત્ત્વના પ્રસંગનો ઉલ્લેખ કરવો જોઇએ. તમારો ચી. અનંત એ વખતે હાજર હતો. એમણે માફીપત્ર દરમ્યાન જે પવિત્ર ફરજ પર તે આવ્યો હતો, તેની વાત ચપળતાથી રજુ કરી અને પોતાના મિત્રની બહેનને કમલાશંકર હવે પછી કદાપિ ન સતાવે એવી શરત લખાવવા સૂચવ્યું. યોગ્ય સમયની એ એક યોગ્ય સૂચના હતી. એની એ પ્રસંગની સમયસૂચકતાથી મારા દિલપર અસર થઈ. કમલાશંકરના માફીપત્રમાં એ શરત દાખલ કરવામાં આવી, અને એને શરમીંદો બનાવીને જતો કરવામાં આવ્યો. મને ખાત્રી છે કે, હવે એ યુવક કદાપિ પર-સ્ત્રીઓમાં ભમશે નહિ અને એની પોતાની સ્ત્રીને સુખી બનાવશે. એના વાસ્તે હું એક પ્રબંધ કરવાનો છું. એણે વિદ્યોપાર્જનની સંમતિ આપી છે. પણ એને શાળામાં જતાં શરમ આવે છે. સદ્‌ભાગ્યે એના પિતા શ્રીમંત છે. હું એમને ત્યાં આવતી કાલે જનાર છું અને કમળાશંકરને ' ટયુશન ' આપવા મારા બે-ત્રણ વિદ્યાર્થીઓ તેને ઘેર જાય એવો પ્રબંધ કરનાર છું.

જ્ઞાનના ગંગાજળથી એક જીવને પાવન કરવાનું પુન્ય મને મળશે, એ વિચારથી મને ઘણો આનંદ થયો છે. એ જીવ અદ્યાપિ તો મલીન છે પણ જેમ નર્મદાના કંકર ઘસાઇ ઘસાઇને શંકર બને છે તેમ જ્ઞાનસરિતાનાં પાણી એના મનની મલીનતા દૂર કરશે અને એને સ્વચ્છ અને સુંદર માનવ-ઘાટ સમર્પશે.

મિત્ર, એકનું કલ્યાણ કરવાના યત્ને હું ફુલાઇ જતો નથી. મારૂં કર્તવ્ય એટલેથી થંભતું નથી. મારે તો હજી જેમ પેલી

કહેવતમાં કહ્યું છે તેમ "ડાકોરની ડોશી ઉમરેઠ ગઈ: કહો બાઇ કાશી કેટલે રહી?" આમ દૂર દૂર પહોંચવાનું છે અને પંથમાંનાં જ્ઞાનવિહોણાં પ્રવાસીઓની જ્ઞાનતૃષા છીપાવવાની છે. કમળાશંકર 'ડાકોરથી ઉમરેઠ' એટલે દૂરનો એક પ્રવાસી મળ્યો અને બીજો પ્રવાસી તો હજી મારી સમિપ ઉભો છે! એ કોણ? મિત્ર, તમારો જ પુત્ર ચી. અનંત!

એના વિષે મારે કેવી રીતે કામ લેવું એની સલાહ હું તમારી પાસેથી માગુ છું. અહીંની વસ્તુસ્થિતિ આપ જાણો છો?

એની હોસ્ટેલના સુપરિન્ટેન્ડેન્ટે એને હોસ્ટેલમાંથી કાઢી મૂકયો હતો. પણ એણે એક બાળલગ્ન અટકાવ્યું. એ જન-ઉપકારનું કાર્ય એના સુપરિન્ટેન્ડેન્ટના દિલપર અસર કરનાર નીવડયું. સુપરિન્ટેન્ડેન્ટે એને માફી માગ્યા વિના હોસ્ટેલમાં દાખલ કરવા ના પાડી હતી પણ 'ટર્મ' શરૂ થવાને દિને અનંતને પોતાની પાસે બોલાવીને એણે શાબાશી આપી અને માફી સબંધી લગીરે ઉલ્લેખ કર્યા વિના એની પાસેથી હોસ્ટેલમાં દાખલ થવાની ફી માગી!

મારા જ્ઞાનક્ષેત્રમાંના એ બંધુના હૃદયની ખેલદિલી માટે જેટલી પ્રશંસા કરું તેટલી ઓછી છે. ખુલ્લંખુલ્લા એણે પોતાની ઉદારતાથી અનંતને પોતાનો 'ગુલામ' બનાવ્યો છે એમ કહું તો ચાલે. આજ અનંત હોસ્ટેલમાં રહીને, એ સુપરિન્ટેન્ડેન્ટનો પ્રિયપાત્ર બની ચૂકયો છે.

અનંતના એક બીજા પ્રસંગની વાત મને મળી છે. એની ઓરડીના સાથીદારે એના રૂપીઆ ચોર્યા હતા. અનંતને એના પર શક હતો. એ શક દૂર કરવા એણે સાથીદાર પાસે પોતાના માગતા રૂપીઆની ઉઘરાણી કરી. સાથીદારે નોટો આપી. એ નોટો પર સુભાગ્યે અનંતની એક પરિચિત વ્યકિતની સહી હતી. સુપરિન્ટેન્ડેન્ટ પાસે જઇને અનંતે આ બાબતમાં પોતાનો શક જાહેર કર્યો અને

અનંતના સાથીદારની ઉલટપાલટ તપાસ, ઝડતી આદિ થતાં પરિણામ એ આવ્યું કે–સાથીદાર ચોર હતો એમ સાબિત થયું. એ પૈસા ચોરીને સાથીદાર એક ધાર્મિક સંતનું બોલપટ જોવા ગયો હતો. જીવનના રંગ જુઓ, ધાર્મિક સંતનું બોલપટ જોવા છતાંયે એ ચોરના હૃદય પરનો મલિન રંગ ન ખસ્યો! તમારા ચી. અનંતે પોતાની ચાલાકીથી તે ખસેડ્યો. અનંતના એ સાથીદારને બાળગુન્હેગારગૃહમાં ચારિત્ર્યસુધારણા માટે મોકલવામાં આવ્યો છે.

એક ઉગતા વિદ્યાર્થીના જીવનનો એણે ઉદ્ધાર કરાવ્યો છે એમ હું માનું છું.

આવા તમારા તેજસ્વી બાળકને 'સ્ટેટસમેન' પત્રમાંની જાહેર-ખબર અનુસાર તો જ્ઞાનપરબનું પાણી પીવા નહીં મળે! અને આપ સ્વમાની છો તેવો જ આપનો પુત્રરત્ન હોય એમાં નવાઈ નથી. મને તો મુસ્કેલી એ થઇ છે કે–એને માણીવિદ્યાર્થી તરીકે ભણવું નથી; એને કોઈનાં 'લોન'નાં નાણાં લઇને ભણવું નથી અને નાણાં વિના તો ભણી શકાય તેમ નથી તો એને ભણાવવો શી રીતે? તે ભણે નહીં તો જગતમાં જે કમળાશંકરો ગુન્હાની જાળ પાથરી રહ્યા છે તેમની હરોળમાં જ તે મૂકાય છે! રખડેલ જીવન ગાળનાર અને અનર્થોના વધારા કરનાર એક વધુ પાપિષ્ટને બેલગામ જગતમાં છુટો મૂકવામાં આવે, એ શું ઇષ્ટ છે? મારી આ મુંઝવણનો ઉકેલ આપ કરી આપશો? બેલદિલી-વાળા મહાન્ પુરુષોએ જ જગતના ઉદ્ધારના કાર્યમાં મોટો ભાગ ભજવ્યો છે. ઇસપનીતિની એક વાત યાદ આવે છે. વનકેસરીને કાંટો વાગ્યો હતો. એક માણસે તે કાઢ્યો. કેસરીની પીઠ પર એ માણસથી સ્વારી કરી શકાઇ, કે જે પીઠ પર ચમરબંધી શિકારીઓ પણ ચઢી શકયા ન હતા. सुज्ञेषु किं बहुना. લી. આપનો બાળસ્નેહી,

**પીયૂષકાન્ત."**

## પ્રકરણ ૧૯ સાચનો સ્ફોટ

પ્રોફેસરે શ્રીવદનને પત્ર લખ્યો તે અરસામાં પહેલી તારીખ આવતી હોવાથી હોસ્ટેલનો જમવાનો ચાર્જ પોતાને પોસાય તેવો ન હોવાથી અનંતે હોસ્ટેલમાં રહેવું બંધ કરી દીધું. શાળા નજદીક એક સસ્તા ભાડાની ખોલી તેણે ભાડે રાખી લીધી. તે સ્વાશ્રયી બન્યો. મેટ્રિકની પરીક્ષા આપી શકાય ત્યાં સુધીની ખર્ચી તેની પાસે હતી. પછી 'જોયું જશે' એમ તેણે ઠરાવ્યું. તેના મિત્રો કાંત અને અશોકે તેને ઘણું ઘણું સમજાવ્યો કે, હોસ્ટેલમાં રહેવાનું ચાલુ રાખવામાં અમે તેને આર્થિક અડચણ નહિ આવવા દઈએ પણ અનંત 'એકનો બે' થયો નહિ.

અનંત એકલો રહેવા લાગ્યો તેથી, ગરીબ વિદ્યાર્થીઓ કેવી રીતે ભણી શકે છે, એ વિષેની કલ્પના તે કરી શક્યો. એના મિત્રો એને દરરોજ મળતા રહ્યા.

આ દરમ્યાન, કલકત્તા ખાતે શ્રીવદનને પ્રોફેસરનો પત્ર મળતાં તેના ઉપર જાદુઈ અસર થઈ. પુત્રને કેળવણી વિનાનો રાખવા માટે એને પશ્ચાત્તાપ થયો. પ્રોફેસરના પત્રમાંની ઘણી દલીલોએ અને ઘણાં દૃષ્ટાંતોએ એના પર અસર કરી.

પ્રોફેસરના પત્રનો જવાબ શ્રીવદન લખતો હતો ત્યારે તેની પુત્રી જયા તેની પાસે આવી. શ્રીવદને એ પત્રનો સાર તેને કહ્યો. એટલે જયાએ સવાલ કર્યો: 'પિતાજી, આવા એક વિદ્વાન અધ્યાપક મહોદયની ઓથ ભાઈને તો બહુ સરસ મળી ગઈ! હવે તમારાથી કોઈ રીતે એનો જવાબ નકારમાં આપી શકાશે નહીં'."

"અને જો હું ના પાડું તો ?"

"આપનો એ સવાલ રમુજમાં છે એમ હું સમજું છું પણ જો આપ ગંભીર હો તો હું આપને પ્રાર્થના કરૂં છું કે–વિદ્યા ગુરૂણાં ગુરૂ એ ચરણને બદલે હવેથી લક્ષ્મી ગુરૂણાં ગુરૂ અથવા પ્રતિષ્ઠા ગુરૂણાં ગુરૂ એવો ફેરફાર કરવાની ચળવળ શરૂ કરવી."

"અર્થાત્ તારી ઇચ્છા એમજ છે કે, તારો ભાઇ ભણે."

"હું એને ન્યાયાસન પર બેઠેલો જોવા ઇચ્છું છું, જ્યાંથી સમાજમાં આંધી ફેલાવનારા રૂઢિવાદીઓ સામે કેસ ચલાવીને તેમને સજા કરે અને સમાજને ઉન્નતિપંથે ચઢાવનારા ચુકાદા આપે."

"તું એને ન્યાયાધીશ બનેલો કેમ જોવા માગે છે ?"

"કારણ કે, એણે બે દાખલામાં કાયદેસર રીતે કામ લીધું છે. એની નજર કાયદા તરફ વધારે ખૂંપતી હોય એમ મને લાગે છે. બાળલગ્નના પ્રતિબંધમાં એણે અદાલત દ્વારા અક્ષયનાં માબાપની શુદ્ધસાન ઠેકાણે આણી અને એની નોટો ચોરનાર વિદ્યાર્થીને પણ એ રીતે જ એણે પકડી પાડ્યો. પિતાજી, જાણો છો એ નોટો પર કોની સહી હતી ?"

"એ તો આપણે કેવી રીતે જાણીએ ? પ્રોફેસરના પત્રમાં નામ ઠામ આપેલાં નથી."

"હું જાણું છું. અનંતભાઇની દરેક નોટ પર 'જે. એસ. મહેતા'ની સહી હતી !"

"એટલે શું તારી સહી હતી ?"

પુત્રીએ પિતા આગળ એ નોટો મોકલ્યાની સાચી કહાણી કહી દીધી. એ સાચા કથને અને ભાઇ પરના બહેનના અત્યંત

વહાલે પિતામાં પ્રેમની સ્પર્ધા ઉત્પન્ન કરી. "મારા પુત્રપર મારા પ્રેમનો પ્રભાવ દાખવવામાં હું મારી પુત્રી કરતાં પાછો પડયો ? હવે એ વસ્તુસ્થિતિ ન રહે. હું એના પર પૂરો પ્રેમ–પ્રભાવ દાખવીશ. અને જયા કરતાં તેમાં અનહદ વિશેષતા શા માટે ન હોવી જોઇએ ?" આ ઊર્મિ શ્રીવદનમાં દાખલ થઇ.

અને પ્રેમની એ પવિત્ર સ્પર્ધાએ પિતા પાસે પ્રોફેસર પર દશહઝારનો ચેક તાબડતોબ મોકલાવ્યો અને તે સાથેના પત્રમાં પિતાએ લખ્યું: " મિત્ર, અનંતને બેરિસ્ટર બનાવવા સુધી ભણાવવા મેં નિર્ણય કર્યો છે. મેટ્રિકની પરીક્ષા એ પાસ કરે ત્યારબાદ તમારી વટપુર કોલેજમાં એને દાખલ કરશો. તમે મારા પર લખેલા પત્રમાં જ્ઞાનની પરબો મંડાવવા વિષે જે ઉલ્લેખ કર્યો છે તે બાબતમાં જો કોઇ યોજના ઘડી કાઢીને મોકલશો તો તે માટે એક મોટી સુન્દર રકમ હું તમને મોકલી આપીશ. પ્રજાની વિદ્યાવિહીનતા ટળશે તો જ કુરૂઢિનો વળગાડ છૂટશે, એની મને ખાત્રી થઇ ચૂકી છે. લી. શ્રીવદન "

પ્રોફેસરને આ પત્ર અને ચેક શ્રીવદને કલકત્તાથી રવાના કર્યાં ત્યારે જયાએ ભાઇ પર એક જૂદો પત્ર વિહંગપુર ખાતે લખીને ત્યાંધેબારે ફક્ત એટલું જ જણાવ્યું કે: " જો તું નહીં ભણે તો નેતરની સોટીઓ મારીને પણ તને ભણાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. "

અનંતને બહેનની જ લીંટીઓના આ પત્રથી કંઇ સમજ પડી નહીં. બહેનનો એ ક્ષુલ્લક વિનોદ છે, એમ એને લાગ્યું. પણ થોડાક દિવસ બાદ પ્રોફેસરનો ખુલાસાવાર પત્ર આવતાં જ એ સમજ્યો કે બહેનનો એ વિનોદ અર્થસૂચક હતો. પ્રોફેસરના પત્રે પિતા પર અસર કરી હોય અને તેથી હવે બને ત્યાં સુધી પૂરો અભ્યાસ કરાવવાનો પિતાએ નિર્ણય કર્યો હોય એમ એને લાગ્યું"

અનંતનો સિદ્ધાંત જળવાયો. અનંતનું સ્વમાન સચવાયું.

અનંતે પિતાનો અત્યંત આભાર માનનારો પત્ર લખ્યો: અભ્યાસમાં પોતે ખાસ કાળજી રાખશે એમ વચન આપ્યું અને તે સાથે જીવરામના ઘરના સમાચાર જેટલે સુધી તે જાણતો હતો તેટલે સુધી લખ્યા. જે કાન્તા સાથે લગ્ન કરવાનો અનંતને શ્રીવદને આગ્રહ કર્યો હતો તે કાન્તાને એક ૫૫ વર્ષના વૃદ્ધ સાથે, કન્યાવિક્રયની કુરૂઢિ પોષીને જીવરામે પરણાવી દીધી છે, એવી ખબર આપીને અનંતે પિતાને લખ્યું કે–હજી પણ જો આપની એ આજ્ઞા કાયમ હશે કે, મારે કાંતાને પરણવું, તો, મારો અભ્યાસ પૂરો થયે તે અરસામાં જો કાન્તા વિધવા થઇ હશે–અને મને ખાત્રી છે કે એ પાંચ વર્ષમાં તેમ થશે જ–તો હું જરૂર એની સાથે પુનર્લગ્ન કરીને તેનો ઉદ્ધાર કરીશ.

બહેનને અનંતે વિનોદમાં લખ્યું કે–"તારી નેતરની સોટીઓ આવી પહોંચી છે પણ મને ખાત્રી છે કે એ પડી પડી સડી જવાની છે! આજીવનપર્યંત પિતાની એકેક એક પાઇ ખરચીને પણ હું અભ્યાસ જ કરતો રહેવાનો છું. પણ તું સંભાળજે. જો તેં અભ્યાસ મૂકી દીધો, તો, એ સોટીઓ તને ન વાગે ! "

જીવરામે કાન્તાનું લગ્ન [illegible] સાથે કર્યું અને એમાં પણ કન્યાવિક્રય કર્યો, એ હકીકત જાણીને શ્રીવદનને ઘણો ખેદ થયો. જેના કાકલુદી ભરેલા પત્રથી પુત્ર ઉપર પોતે રોષે ભરાયો હતો, એ માણસ આવો સિદ્ધાંતવિહોણો! અને એ સિદ્ધાંતવિહોણાનાં કૃત્યોની તુલનામાં અનંતના કૃત્યોની તુલના કરતાં પિતાને મન પુત્રની કિંમત વધી ગઈ. અનંત તરફ એનો પક્ષપાત વધી ગયો, એટલું જ નહિં પણ કુરૂઢિવાદ દૂર કરવાની પુત્રની લડતમાં સાથ આપવા એ તૈયાર થયો.

જીવરામ પર એણે પત્ર લખ્યો; વૃદ્ધવિવાહ માટે તેને ઠપકો આપી, કન્યાવિક્રયનાં નાણાં તેણે પોતાના વૃદ્ધ જમાઇને પાછાં આપી દેવાં, એવી સૂચના કરીને ઉમેર્યું કે– તમારા બીજી પુત્રીઓનાં લગ્ન, ઇશ્વરને ખાતર, આવા કોઇ નાલાયક સાથે ના કરશો.

જીવરામને જ્યારે શ્રીવદનનો પત્ર મળ્યો ત્યારે તે તો લકવાની બિમારીથી પટકાઇ પડેલો હતો. એની આ વખતની માંદગી ગંભીર હતી, પણ ડા. દીનાનાથ તેની દવામાં બનતી કાળજી રાખતો. માંદગી વખતે પાડોશીઓની કિંમત અંકાય છે. જીવરામની પત્ની કમળાને પાડોશી રમાકાન્ત અને તેની માતાની કિંમત એ વખતે સમજાઇ. રમાકાન્તની માતા આઠે પ્રહર દરદીની પાસે ખડી રહેતી, અને રમાકાન્ત ફેરાફેંટા ખાવા, દવા લાવવા, વગેરે કામમાં ઉપયોગી થઇ પડતો. કચેરી સિવાયનો તમામ વખત તે જીવરામને ત્યાં ગાળતો. કમળા અને જીવરામ તેમનાં આ વર્તનથી ઓછાં ઓછાં થઇ જતાં.

શ્રીવદનનો ઠપકા ભરેલો પત્ર આવતાં જીવરામને દુઃખ થયું. એણે વસ્તુસ્થિતિનો સ્ફોટ કરનારો પત્ર રમાકાન્ત પાસે લખાવ્યો, જેમાં ખુલાસો કર્યો કે : “કન્યાવિક્રયની વાત ખોટી છે. પુત્રીના વેચાણના પૈસા લેવા હરામ છે. એ શાસ્ત્રકથનને હું પૂરેપૂરું માન્ય રાખું છું. રૂા. ૩૦૦૦ની જે રકમ નાથુરામ પાસેથી લેવામાં આવી છે તે પુત્રીના સ્ત્રીધનની રકમ છે. અહીંના એક શાહુકારને ત્યાં તે રકમ વ્યાજે મૂકવામાં આવી છે. એમાંથી એક પણ પાઇ મારા ઘરમાં વપરાઈ નથી, જેનો સાક્ષી આ પત્ર જેના હાથ દસ્કતથી લખાય છે, તે રમાકાન્ત છે. આ રકમ જ્યારે લેવામાં આવી ત્યારે હું તો લકવાથી સખ્ત પીડાતો હતો–હું અવાચક હતો–બેભાન હતો. મારી પત્નીને વહેવાઈઓએ બોલાવીને, **જાન પાછી ફરવી જોઈએ નહીં**, એ મુદ્દા ઉપર નાથુરામ સાથે ચાહે તે ભોગે પણ કાન્તાનું

લગ્ન કરવા તેને ખૂબ વિનંતિ કરી હતી. હું શુદ્ધિમાં હોત તો આ વૃદ્ધલગ્ન થવા દેત નહિં. વહેવાઇઓએ જ ત્રણ હજારની રકમ આપવા દરખાસ્ત મુકી હતી. વિક્રય તરીકે નહીં પણ સ્ત્રીધન તરીકે એ રકમ કાન્તાને નામે રહેશે, એવો ખુલાસો મારી પત્નીએ તે રકમ લેતી વખતેજ વહેવાઇઓને કરી દીધો હોત તો ઘણું ઠીક થાત."

જીવરામના પત્રની નકલ શ્રીવદને અનંતને મોકલી અને તેમાંનું છેલ્લું વાક્ય સંદિગ્ધ હોવાથી જીવરામને પૂછપરછ કરવા સૂચવ્યું. આથી અનંત પોતાના મિત્રો અશોક અને કવિ સહિત જીવરામને ગામ જવા ઉપડ્યો.

+

અમ્બાપુરમાં આનંદરામને ફોજદાર પોલિસ–ચોકી ઉપર લઈ જતો હતો ત્યારે તેની સાથે ચંપકલાલ અને બીજા બે ત્રણ ન્યાતીલાઓએ પણ જવા ઠરાવ્યું. ઘર બહાર તેઓએ પગ મૂકયા તે વખતે ચોગરદમ સ્ત્રી પુરુષોનાં વૃંદ અવાક્ હાલતમાં તેઓને જોઇ રહ્યાં હતાં.

બારેક વર્ષની એક છોકરી, એ વખતે ઘરમાંથી બહાર નીકળી આનંદરામ પાસે દોડી ગઈ અને એક કાગળ તેના તરફ ધરતાં બોલી: "કાકા, જુઓ મારાં કાન્તાબાનો આ કાગળ!"

"કયાંથી લાવી?" આનંદરામે સવાલ કરીને તે કાગળ લેવા હાથ લંબાવ્યો.

"મારા બાપાજીના ટેબલ ઉપર મારી એક ચોપડી પડી હતી તેની નીચે દાબેલો હતો." છોકરીએ કહ્યું.

ફોજદારે અધવચ્ચથી એ પત્ર લઇ લીધો અને મોટેથી વાંચ્યો. તેમાં પેન્સિલથી નીચે મુજબ લખાણ હતું:–"મારા પિતાને દેરાણીએ

ખોટાં મ્હેણાં માર્યાં છે. મને પરણાવતી વખતે પોતાને ખાત્રા વાસ્તે રૂા. ત્રણ હજાર મારા પિતાએ લીધા ન જ હોય. એવા પૈસા લેનાર નરકમાં પડે છે, એવું તેમણે હમેશાં પોતાની હરિકથાઓમાં કહ્યું છે, એ હું જાણું છું. મને આ ઘેર પરણાવવામાં મારા માબાપે મોટી ભૂલ કરી છે એમ મને લાગે છે. જમુભાઇને માર મારીને ઓરડામાં પૂરી દીધા, એથી મારા દિયર મને કાળ સ્વરૂપ લાગ્યા છે. મારા દેરાણીએ રોતાં-કુટતાં મને અને મારા માબાપને ન કહેવાના લાખ બોલ સંભળાવ્યા છે તેથી મને એ રાક્ષસણી જેવાં લાગ્યાં છે. આવાં ખરાબ માણસો સાથે મારાથી જન્મારો નહી કઢાય. એના કરતાં મરવું વધારે સારૂં છે. આથી ટાંકામાં પડીને હું આપઘાત કરૂં છું. લી. કાન્તા."

"સાહેબ, આ કાગળ બનાવટી છે." આનંદરામ કાગળનું લખાણ સાંભળીને બોલી ઉઠયો.

"ચૂપ." ફોઝદારે ડોળા કકડાવીને કહ્યું: "નાલાયકી કરો છો અને ઉપરથી પાછા જુઠું બોલો છો ? આ ઘણો જ અગત્યનો કાગળ છે." ફોઝદારે તે છોકરીને સવાલ કર્યો: "બ્હેન, તું કોણ છે ? તારૂં નામ શું ?"

"મારૂં નામ મંગુ. આ મારા કાકા થાય." આનંદરામ તરફ આંગળી કરીને તે બોલી.

ચંપકલાલે અત્રે ખુલાસો કર્યો કે "મરનારની એ બીજી પુત્રી થાય છે." ફોઝદારે મંગુને સવાલ કર્યો: "આ કાગળ તેં લખ્યો છે ?"

"ના. હું તો મારા બાપાજીના ઓરડામાં અમસ્થી જ ગઇ હતી. ત્યારે મારી એક નવી ચોપડી ટેબલ ઉપર પડેલી જોઇને મેં ઉપાડી. તેની નીચે આ કાગળ દીઠો. કાન્તા કાકીનો લખેલો

હતો, એટલે કાકાને આપવા આવી." મંગુએ નિખાલસપણે સાચી હકીકત કહી.

"તેં બહુ સારૂં કર્યું, બહેન. હમેશાં જીવનમાં સાચને આવી જ રીતે વળગી રહેજે." ફોઝદારે કહ્યું અને આનંદરામ તરફ જોઈને ટીકા કરી: "જો આ કાગળ બનાવટી છે એમ તમે કહેતા હો, તો, આ છોકરીને પણ હું તે લખવા માટે પોલિસ-ચોકીએ તમારી સાથે લઇ લઉં. તમને એની સાથે વાતો કરવામાં મઝા પડશે!"

આનંદરામ ચૂપ થઇ ગયો. વસ્તુતઃ ફોઝદારે એ કટાક્ષ આનંદરામનું જુઠ્ઠાણું માપવા માટેજ કર્યો હતો. એ છોકરીને ઘરમાં જવાની રજા આપી ફોઝદારે કેદી સાથે પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૧૯ માતાઓની ઘોર ચૂપકીદી

વિઠંગપુરથી નીકળેલી મિત્ર-ત્રિપુટીએ ટ્રેનમાં એક નવી જ વાત છાપા દ્વારા જાણી અને એ જાણીને તો તે આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગઇ. અમ્બાપુરમાં એકજ દિવસે એક સાથે ચાર ચાર મૃત્યુ થયાં હતાં, જેમાં નાથુરામ અને કાંતા પણ હતાં! જે દૈનિક પત્રમાં આ બિના લખવામાં આવી હતી તેના તંત્રી-લેખમાં રૂઢી-વેદી પર અપાતાં આવાં બલિદાન માટે સખ્ત ટીકા કરવામાં આવી હતી. સમાજને ખાસ કરીને કાન્તાના આપઘાત માટે પ્રશ્ન કરવામાં આવ્યો હતો, કે, વૃદ્ધલગ્નનું જ ફક્ત નહીં પણ કન્યાવિક્રયનું આ પરિણામ હતું. આ બે રિવાજ સમાજ ક્યારે બંધ કરશે? ૪૦ વર્ષની ઉંમર પછી કોઇપણ પુરૂષે આ જમાનામાં

લગ્ન કરવાં જોઇએ નહીં અને કન્યાનાં માબાપે જ્ઞાતિ તરફથી ઠરેલાં સ્રીધનનાં નાણાં સિવાય એક દમડી પણ વધુ લેવી જોઈએ નહીં. આ સુયોગ્ય સુધારા કરવા તરફ જો સમાજ ધ્યાન આપશે નહીં તો કેટલીયે કાન્તાઓ તેની ભઠ્ઠીમાં બળીને સ્વાહા થશે. અને એમના શ્રાપ સમાજને લાગતાં સમાજ રસાતાળ જશે.

એ મૃત્યુઓ કેમ નીપજ્યાં તેનો આખોયે સળંગ હેવાલ એ દૈનિક છાપામાં અપાયો હતો., તેને પરિણામે આ મિત્રોએ જાણ્યું કે—નાથુરામને પાઠાનું દર્દ થયું હતું. કોઈ હોશિયાર ડાકટરની દવા કરવામાં આવી નહતી અને ઘરગથ્થુ દવાઓ કરવામાં આવતી હતી. એમાં પણ છેલ્લી ઘડીએ દવા કરનાર, ગામમાંથી ઉઠાંતરી કરી ગયો હતો! મૃત્યુ પછી મરનારના પુત્રે પોતાની નવી માતાનો પક્ષ લઈને વૈધવ્યકર્મ કરવા સામે વાંધો લીધો હતો. વૃદ્ધ પિતાના લગ્નની તેણે નિંદા કરી હતી. અને નવી માતાનાં લગ્ન એ લગ્ન ન્હોતાં એમ જાહેર કર્યું હતું. સમાજના સિતમગરો જેમાં મરનારનો ભાઇ મુખ્ય હતો તેણે મરનારના પુત્રને બળજબરીથી દોરડે બાંધી એક અંધારી ઓરડીમાં પૂરી દીધો હતો. ગામડાના એ હત્યારાઓને ખ્યાલ પણ ન રહ્યો કે, હવા અજવાળા વિનાના ઓરડામાં રૂંધાઇને એ મરણ પામશે. બન્યું પણ તેમજ. મરનારનો પુત્ર જેનું નામ જમ્મુ હતું તે મરણ પામ્યો. એ પહેલાં થોડીક જ ક્ષણો અગાઉ તેની નવી માતા જેનું નામ કાન્તા હતું તેણે ટાંકામાં પડીને આપઘાત કર્યો હતો.

એ કાન્તા, હમારા રૂઢીવાદી જુલ્મગારોના જુલ્મના ભોગનો કરૂણ દાખલો છે. કાંતા બહુ થોડું ભણેલી હતી પણ સહિષ્ણુ બાળા હતી. સહન થયું ત્યાં સુધી એણે સહન કર્યું પણ લખેલા કરૂણાજનક પત્રમાં આપેલાં કારણો જોતાં, આખરે એની અસહિષ્ણુતા વધી જવાથી એણે આપઘાત કર્યો હતો.

વર્તમાન–પત્રમાં કાન્તાનો પત્ર છાપવામાં આવ્યો હતો. અને લખ્યું હતું: "આ પત્ર વાંચનાર હરકોઇને આનંદરામ અને ગોદાવરી ઉપર તિરસ્કાર છૂટયા વિના રહે નહીં. આનંદરામે ભરનાર કાન્તાના દેખતાં જમ્બુને દોરડે બાંધીને રૂશિયાની ઝારશાહીનો જ નમૂનો દેખાડયો હતો. કાન્તા પર તેથી અઘાત થયો હતો. એના આપઘાતનું એ પ્રથમ કારણ. બીજું કારણ કન્યાવિક્રયનાં નાણાં. ગોદાવરીએ એને વિક્રિત ગુલામડીની આપેલી ઉપમા અસહ્ય હતી. બાળાનું દૃઢ પણે માનવું હતું કે–પિતાએ વિક્રય નહિ કર્યો હોય. એ દુર્ભાગી અસહિષ્ણુ બાળા જો થોભી ગઇ હોત, પોતાના પિતાને એણે પત્રથી પૂછાવી ખરો ખુલાસો મંગાવ્યો હોત તો એને આપઘાત કરવાનું કારણ રહેત નહીં પણ રખેને વિક્રય હોય એવી દહેશત એના દિલના ખૂણામાં હોવી જોઇએ. આમાં ગોદાવરીની કડવી જીભે 'સાસુપણા'નો કપરો અનુભવ એ બાળાને કરાવી આગમાં ઇન્ધન હોમ્યાં.

"આ આત્મઘાત આપણા સમાજના રૂઢિપૂજકો સામેના વોરંટ રૂપ છે. તેઓ સુસંસ્કૃત જગતના ન્યાયમંદિરમાં ઉભા રહીને શું એમ કહેવાની હિંમત કરી શકશે કે વૃદ્ધલગ્ન વાજબી હતાં? જમ્બુનું રિવાજ સામે થવું શું એને બળજબરીથી ઓરડામાં પૂરી દેવા માટે અધિકારી બનાવનારૂં હતું? કન્યાવિક્રયના રિવાજે તો આ દાખલામાં સર્વોપરિ ભાગ ભજવ્યો છે. સમાજ જો આ રિવાજ બંધ ના કરે તો, અમે સરકારને ભલામણ કરીએ છીએ કે, સવેળા ચેતીને તેણે હિંદુ લગ્નપ્રથામાં તમામ જાતના વિક્રયોની સદંતર બંધી કાયદા દ્વારા કરી દેવી જોઇએ અને એ કાયદાનું ઉલ્લંઘન કરનારને મોટી રકમના દંડ ઉપરાંત સખ્ત જેલની સજા કરવી જોઇએ."

દૈનિકપત્રના તંત્રીના આ લખાણે અનંત, અશોક અને કવિના હૃદયના તાર ઝંઝણાવી મૂકયા. વિહંગપુરની હોસ્પિટલમાં વિશ્વનાથ કે

જે આનંદરામનો પુત્ર થતો હતો, તેનેયે આ સમાચાર પત્ર દ્વારા મોકલવામાં આવ્યા ન હતા અને તેથી તે પણ એ સમાચારથી માહિતગાર ન હતો. આનંદરામને આ શું સુઝયું કે જેને પરિણામે આ ચાર ચાર મૃત્યુ એક જ દિવસે બનવા પામ્યાં ?

"વિક્રય કાયદા દ્વારા બંધ પાડવાની બાબત મને તો ખાસ રૂચી છે." અનંતે કહ્યું: "કાયદા વિના આપણા લોકો માને તેમ નથી. આપણો દાખલો લ્યો. નાથુરામને લગ્ન કરવાં હતાં એની સામે આપણે પડીએ અને કદાચ કાયદાની અદાલતનો આશ્રય લઈએ, એવી એને બીક લાગી હતી તેથી જ તેણે વિશ્વનાથની સાથે આપણને વિહંગપુર મોકલી દીધા અને પછી ચુપચાપ લગ્ન કરી દીધું !"

"આપણે હાજર હોત તો કાયદાનો આશ્રય કેવી રીતે લેત ?" કવિએ પૂછયું.

"લગ્નની ઉમ્મર ઠરાવનારો કાયદો તો આપણે ત્યાં નથી !" અશોકે ટાપશી પૂરી

"એનો દાખલો હું વીમા કંપનીઓના એક સર્વસામાન્ય નિયમનો આપું છું. ૫૦ વર્ષની ઉંમર પછી લગભગ ૯૫ ટકા કંપનીઓ માણસનો વીમો લેતી નથી. ડોસા નાથુરામની ઉંમર ૫૪ વર્ષની હતી. હું કાયદાની અદાલતનો આશ્રય એ જ મુદ્દા ઉપર લેત કે, ૫૪ વર્ષની ઉંમરના માણસનો વીમો જો વીમા કંપનીઓ લેતી નથી તો પછી આ કન્યાનાં માબાપ શા માટે એનો વીમો લે છે ?"

કવિને આ કરુણ-પ્રસંગની ચર્ચામાં પણ અનંતના વ્યંગથી સ્મિત ઉપજ્યું. તે બોલ્યો: "પણ અદાલત કદાચ તને એ લગ્ન અટકાવવા માટે આ મુદ્દાસર મનાઇ હુકમ ન આપત. લગ્નની વય

કાયદાએ નથી ઠરાવી એ કારણ મેજીસ્ટ્રેટને આ બાબતમાં વચ્ચે પડતાં રોકી લેત."

"હું માનવતાના દૃષ્ટિબિન્દુથી મેજીસ્ટ્રેટની લાગણી ઉશ્કેરત. મસાણ તરફ મ્હોં કરી બેઠેલ વિશ્વનાથ જેવા રોગીને મેં પરણતાં અટકાવ્યો એ મુદ્દો રજુ કરીને મેજીસ્ટ્રેટને હું કહેત કે, આ બીજા મસાણીઆને કૃપા કરીને સમજાવીને પણ લગ્ન કરતો રોકો. અને આ આખાયે પ્રશ્નને હું સમાજહિતના દૃષ્ટિબિન્દુથી જોવા જણાવીને મેજીસ્ટ્રેટને કાયદાના સંરક્ષક તરીકે પોતાની પાસે નાથુરામને બોલાવવા અને તેને દલિલોથી લગ્ન કરતો અટકાવવા કહેત. મને ખાત્રી છે કે, મેજીસ્ટ્રેટ પોતાના ન્યાયાસન ઉપરથી નહિ તો પોતાની ચેમ્બરમાં લઈ જઇને પણ નાથુરામને સમજાવીને આ લગ્ન કરતો રોકી દેત."

"સંભવ છે કે, આ રીત કદાચ ૯૫ ટકા સફળ થઈ હોત." અશોકે અભિપ્રાય આપ્યો.

"માણસ ધારે તો કિયાં અન્યાયી કૃત્ય રોકી શકે તેમ નથી?" અનંતે કહ્યું: "પણ વાંધો એ છે કે, જ્યારે જ્યારે આવા પ્રસંગો આવે છે ત્યારે "અમારે શું?" "કોણ આમાં પંચાત કરે?" "કરે તે ભોગવે" આવી દૃષ્ટિથી સમાજ જુએ છે. હિમ્મતથી બહાર આવનારાઓની આપણે ત્યાં તંગી છે. માંહોમાંહે સગપણ, સ્નેહ, મિત્રતા, અને એવા એવા સંબંધોને લીધે સમાજના શ્રીમંતો ચાહે તેવા અન્યાયો કરે છે ત્યારે તેમની સામે થવાની કોઈની છાતી ચાલતી નથી અને તેથી જ આ બધી કુરૂઢિઓ આપણા હિંદુ સમાજમાં જન્મી છે. કાન્ત, અશોક, નક્કી માનજો કે, મને જ્યાં જ્યાં રૂઢિવાદીઓનો અન્યાય લાગશે ત્યાં હું "અમારે શું?" એમ બોલીને આરામ–ખુરશીમાં પડ્યો નહિ રહું. પુન્યપ્રકોપની જ્વા-

લાઓ હું હિમ્મતભેર બહાર પાડીશ અને એનું પરિણામ ખચિત જ સુંદર આવશે, એવી મને ખાત્રી છે."

કવિએ તુર્ત જ કાવ્ય જોડયું :

"મુજને શું" "પ્રશ્ન ન મ્હારો"
કહી સમાજ રહેતો ન્યારો!
નવ એ સ્થિતિ ચલાવવી છે
બસ ઉંડો ક્રાન્તિ કરવી છે.
હિમ્મતથી બ્હાર જ આવો
સહજીવન જીવો — જીવાડો
કરો હિત પણ પડોશી કેરૂં
રૂઢિ— ત્રાસ — મૂળ ઉખેડો!

વિજયપુરમાં જીવરામને ત્યાં પહોંચીને આ મિત્રોએ જાણ્યું કે ચાર દિવસે નાથુરામના મોટા જમાઇ ચંપકલાલના પત્રથી જીવરામની સ્ત્રી કમળાએ જાણ્યું હતું કે આનંદરામના કુટુંબમાં ચાર મૃત્યુ થયાં છે. જીવરામના ખંડથી અલગના એક ખંડમાં કમળા આવી એટલે અનંતે પ્રશ્ન કર્યો: "અમ્બાપુરથી વિજયપુર ખાતે કોઇનું શું બાજું કોઇ સગું નહોતું ? આ ખબર ચાર દિવસ સુધી અજાણ્યા કેવી રીતે રહી શકયા ?"

"ભાઇ, એએક દિવસ ઉપર મને બાયેભારે ખબર પડી હતી કે, આનંદરામને જેલમાં લઇ જવામાં આવ્યા છે. પણ શા કારણથી લઇ જવામાં આવ્યા છે, એવું કોઇએ કહ્યું નહોતું." કમળા બોલી : "કદાચ એમ બન્યું હોય કે, લોક જાણતા હોય પણ મને જાણીબુઝીને કોઇએ ખબર આપવા હિમત કરી ન હોય. કારણ કે સુશિલાના કાકા જ એટલા બધા બિમાર છે, કે, અમારે અખંડ ઉજાગરા કરવા પડે છે."

"અર્થાત્ અહીં પણ પાછો એ જ પ્રશ્ન આવીને ઉભો રહ્યો કે, જનસમાજ એટલી બધી ઘોર બેપરવાઇ બતાવે છે કે, પારકા પ્રશ્નોમાં જાણે એને 'કાંઇ પડી જ નથી !'" અનંતે કવિને કહ્યું.

"નહીં. આવા પ્રશ્નમાં તો ચાડીચુગલી કરીને રસ લેનારાં ચોવટીઆં બહુ નીકળી આવે; પરંતુ કમળાબ્હેને જીવરામની સખ્ત બિમારીનું કારણ આપ્યું તેને અંગે આ બાબત કોઇએ એમની આગળ કહી નહીં હોય" કવિએ કહ્યું.

અશોક બોલ્યો: "અથવા એ પણ કારણ હોઈ શકે કે, અહીં કોઇને જીવરામના કુટુંબ સિવાય અંબાપુરમાં મરેલાઓનાં સ્નાનસૂતક અડતાં ન હોય. એટલે 'અમારે શું' એ વૃત્તિ જ આ અજાણપણાનું મુખ્ય કારણ લાગે છે."

"તો પછી છાપાવાળાએ આ ખબર કેવી રીતે જાણ્યા ?"

"તે આજેજ પ્રકટ થયા છે ને ? ગઈ કાલે છાપાવાળાને પૂરેપૂરી બાતમીઓ અપાઇ હશે."

એ વખતે પાડોશી રમાકાંત આવી પહોંચ્યો. એના કહેવાથી અનંતે જાણ્યું કે–જીવરામની તબિયત ચાર દિવસથી ઘણી જ લથડી ગઈ છે. મુખ્યત્વે કરીને કલકત્તા ખાતેથી શ્રીવદનનો પત્ર આવ્યો ત્યારથી તે બગડી છે.

રમાકાન્તને અનંતે એકાન્તમાં લઇ જઈને પૂછ્યું: "મારા પિતાને તમારા હાથદસ્કતથી જે જવાબ જીવરામે અપાવ્યો હતો તેની નકલ મને મોકલાઈ છે. હું એ સંબંધમાં સાચી હકીકત જાણવા માગું છું કે–વસ્તુતઃ કાન્તાના લગ્ન વખતે જે નાણાં લેવાયાં હતાં તે કન્યાવિક્રયનાં હતાં કે નહિ ?"

"સ્ત્રીધન તરીકે એ નાણાં હોવાનો ખુલાસો શું બસ નથી? એમાંથી એક પણ પાઈ જીવરામે વાપરી નથી એ ખરી વાત છે."

"એ તો તમે કાયદાને નજરે રાખીને બોલો છો." અનંતે કહ્યું: "પણ નીતિની દૃષ્ટિથી તમારા હાથદસ્કતના પત્રમાંનું એક વાક્ય શંકાભર્યું છે. જીવરામે લખાવેલું છે કે: "મારી પત્નીએ નાણાં લેતી વખતે એવો ખુલાસો કર્યો હોત કે 'આ નાણાં કાંતાને નામે સ્ત્રીધન તરીકે રહેશે' તો ઘણું ઠીક થાત." અર્થાત્ એવો ખુલાસો ન્હોતો થયો, એમ સ્પષ્ટ થાય છે. અને નાણાં, કમળાબ્હેને 'ચાલતા આવેલા રિવાજ મુજબ' કન્યાવિક્રય તરીકે લીધાં હતાં એમ સ્પષ્ટ સૂચિત થાય છે."

રમાકાન્ત ઘડીભર ચૂપ રહ્યા બાદ બોલ્યો: "સાચું કહું તો તમારો તર્ક ખરો છે. તમારા પિતાના પત્ર પછી જ જીવરામના હૃદયમાં આઘાત થયો કે, સારા માણસો આગળ હું હરિકથા કહેનારો માણસ, કન્યાનાં નાણાં લઈને શી રીતે, મોં બતાવી શકીશ? એક વાત સ્પષ્ટ છે કે, જીવરામ લગ્ન–પ્રસંગે તો બેહોશ હતા. કમળાબહેને જ આ નાણાંની બાબત ઠરાવી હતી. એમની સાથે પણ તે વખતે કોઈ નહોતું. આનંદરામ અને તેની સ્ત્રી ગોદાવરીએ સામા પક્ષ તરફથી તેમની સાથે વાતો કરી હતી. તમારા પિતાનો પત્ર આવ્યો ત્યાં સુધી તો કમળા બહેને જીવરામભાઈને આ નાણાં લીધાની વાત પણ કરી ન હતી પરંતુ પત્ર વાંચીને એમણે કમળા બહેનની ઉપર ગુસ્સો ઠાલવ્યો ત્યારે મારાં માતુશ્રી હાજર હતાં. જીવરામે એ નાણાં 'શિવનિર્માલ્ય' તરીકે જાહેર કરીને નાથુરામને ત્યાં પાછાં મોકલી દેવા કમળાબહેનને હુકમ કર્યો હતો."

"ત્યારે એટલું તો સત્ય છે કે, જીવરામ પોતે આ ધન લેવામાં સામીલ નહતો."

"બેશક, નહિ જ. અને આજના દૈનિક પત્રમાં મર્હુમ કાન્તા-નો જે કરૂણાજનક પત્ર પ્રકટ થયો છે તેમાં પોતાના પિતા ઉપર જે દઢ વિશ્વાસ મૂકીને તેમણે જાહેર કર્યું છે કે– 'તેમણે પૈસા લીધા ન જ હોય' એ પિતા–પુત્રીની એક જ પ્રકારની વિચાર-સરણીની પ્રતીતિ છે. દોષ કેવળ માનો છે. લોભથી તે ઘેરાઈ ગઈ હતી અને એનો છેવટનો તોડ મેં અને મારી માતાએ જીવરામ-ભાઈને સમજાવીને આણ્યો. તે એ જ કે– નાણાં વ્યાજે મૂકાયાં. અનંતરાય, તમારા પિતાને જીવરામભાઈએ લખેલી હકીકત, આ રીતે સાચી છે. હવે તો એ નાણાં સ્ત્રી–ધન રૂપે જ છે!"

"પણ હા! એનો એવો યે ઉપયોગ કરનારી તો હતોત્સાહ બની જઈને સ્વર્ગમાં જઈ બેઠી છે!" અનંતે કહ્યુંઃ "અને તેથી હવે એ નાણાં આનંદરામને પાછાં આપવા જોઈએ."

રમાકાન્તે વિચાર કરીને કહ્યુંઃ "જીવરામભાઈની સ્થિતિ સુધરે તે પછી તેમ થઈ શકશે."

"અમો આ બાબતમાં જાહેર પત્રોમાં ખુલાસો કરીએ છીએ કે– એ નાણાં પ્રથમ કન્યાવિક્રય રૂપે હતાં પણ પાછળથી સ્ત્રીધન રૂપે બદલાઈ ગયાં છે."

રમાકાંત ચોંકયો. અનંતે કહ્યુંઃ "અમે તો સચ્ચાઈના જ પાયા ઉપર ઉભા રહીશું. અર્ધસત્યોએ જ આપણા સમાજમાં કુરૂઢિઓ પેદા કરી છે. તમારો દોષ આ બાબતમાં હું એટલો જ કાઢું છું કે–આવું નર્યું સત્ય જાહેર ન કરતાં તમે સંદિગ્ધ વાકયોથી અર્ધ-સત્ય મારા પિતાને શા માટે જણાવ્યું? તમે જીવરામને સાચા રાહે દોર્યો એ માટે યશભાગી ઠરો છો પણ અર્ધસત્ય માટે હું તમને યશ આપી શકતો નથી."

"હવે મારે કાંઇ કહેવાનું નથી. સુભાગ્યે મારા પર કમળા બહેનનો જે રોષ અગાઉ હતો તે હવે રહ્યો નથી. ઇશ્વરકૃપા હશે તો કદાચ એમની એકાદ કન્યા મને મળવાનો સંભવ છે એટલે..."

"હં...મને ક્યારનો વહેમ હતો કે, 'દાળમાં કંઇક કાળું છે', એ ખરૂં ઠર્યું" અનંતે સ્મિત કરતાં અધવચ્ચ કહ્યું.

"મેં 'તો'નો તેર મણનો ભાર મૂકયો છે એ લક્ષમાં રાખશો. છતાં હું એટલું કહી શકું કે, કમળાબહેન વાજબી સલાહો માને છે. આથી એમનાં માનઆબરૂને ગેરલાભકર્તા નીવડે એવો ખુલાસો તમે જાહેરપત્રોમાં ન કરો તો ઠીક."

અનંતે ડોકું ધુણાવ્યું અને કહ્યું: "કુરૂઢિયોના વિનાશમાં વ્યકિતઓની શેહશરમ નહીં રખાય. શેહ પડશે કેવળ સત્યની અને કેવળ ન્યાયની. એ બે મજબૂત પાયાવડે તો હું ઝૂઝતો આવ્યો છું અને આમરણાંત ઝૂઝીશ." એટલું કહીને તે ધસારાબંધ રમાકાન્ત પાસેથી ચાલી નીકળ્યો.

એના દિલમાં એક નિર્ણય આ વખતે ચોક્કસ થઇ ગયો કે કન્યાવિક્રયે જ કાન્તાને આપઘાત કરાવ્યો છે.

એની તરફેણમાં એનું મન દલીલો કરી રહ્યું: "જો એ નાણાં સ્રીધનનાં છે, એવી ચોખવટ પ્રથમથી જ લગ્ન પૂર્વે થઇ ગઇ હોત તો જે વખતે ગોદાવરીએ કાન્તાને મહેણાં માર્યાં તે વખતે તે હિમ્મતભેર તેને મોઢામોઢ સુણાવી શકી હોત કે, એ વિક્રયનાં નાણાં નથી. આત્મહત્યા માટે તે વખતે તે તત્પર ન જ થઇ હોત. ઓ સમાજની માતાઓ! તમે કેમ ચૂપ છો? શા માટે તમે હિમ્મતથી નથી કહી દેતી કે, હરામનાં નાણાં અમે નહીં લઇએ? તમારી ચૂપકીદીએ અસંખ્ય પરિતાપ જન્માવ્યા છે અને એમાં કેટલીયે કાન્તાઓ હોમાઇ ચૂકી છે!"

## પ્રકરણ ૨૧ ક્રાન્તિનો સાદ નહીં ઝીલનારાઓ

અમ્બાપુરથી આનંદરામને વટપુર લઈ જવામાં આવ્યો હતો; કારણ કે, વટપુર રાજ્યને તાબે અમ્બાપુર હતું. એને વટપુર લઇ જતા પહેલાં ફોઝદારે તારનો સંદેશો કરીને પોતાના ઉપરી અમલદારોને અમ્બાપુર બોલાવ્યા હતા. તેઓની સાથે મોટા સરકારી ડૉક્ટર પણ આવ્યો હતો. તાત્કાલિક કેટલીક હકીકતોની નોંધ અને જરૂરી ડૉક્ટરી તપાસ કરી લઇને શબદહનની પરવાનગી અપાઇ હતી. આનંદરામે પોતાને જામીન પર છોડવા ઘણી ઘણી અરજ કરી હતી પણ તેને દાદ દેવામાં આવી ન હતી; કારણ કે, જમ્નુનું જંગલી રીતે આણેલું મૃત્યુ ‘ સાપરાધ મનુષ્યવધ ’ હોવાનો જ પોલિસ અમલદારોનો અભિપ્રાય થઇ ચૂક્યો હતો.

અનંત વિજયપુરથી પોતાના મિત્રો સહિત અંબાપુર ગયો. જતાં જતાં તેણે છાપા માટે ચર્ચાપત્ર ઘડી કાઢ્યું. મિત્રોને તે બતાવીને તેમની મંજુરીથી તેણે ટપાલમાં તે રવાના કરી દીધું. અંબાપુર જવાનું એને માટે એ કારણ ઉત્પન્ન થયું હતું કે–ત્યાંની જ્ઞાતિમાં સ્ત્રીધન માટે કેટલાં નાણાં લેવાનો રિવાજ છે તેની તપાસ કરવી. સિવાય, મરનારાંઓની પાછળ ન્યાતો કરવા સંબંધમાં ત્યાં કેવી પ્રથા છે, તે જાણવું. ટ્રેનમાં મિત્રો વચ્ચે ‘ બ્રાહ્મણો અને લાડવા ’ એ વિષય પર રમુજી ચર્ચા થઇ. અંગ્રેજી પાંચમા ધોરણની પાઠ્યપુસ્તક તરીકેની સંસ્કૃત ચોપડીમાં પણ આ મિત્રોને એ વાક્ય શીખવવામાં આવ્યું હતું કે : मोदकान् स्वादन्ते ब्राह्मणाः । અન્યવર્ણો કરતાં બ્રાહ્મણોની લાડુ પરની આ પ્રીતિએ આજના સમયમાં એમને માટે “બ્રાહ્મણ ભટ્ટ લાડુચટ્ટ” જેવાં હાંસી–સૂત્રો બીજી વર્ણો પાસે રચાવ્યાં છે. એ પર કવિએ કટાક્ષ કર્યાં ત્યારે

સત્યવસ્તુ સ્થિતિથી અનંતને દુઃખ ઉપજ્યું. બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયેલા એ નરરત્નોને લાકુની પેઠેજ અન્યવર્ણો ગોળ ગોળ ગબડાવીને એમની હાંસી કરી રહી હતી, એ વસ્તુસ્થિતિ વિદારવા માટે શું કાંઇ પણ ન થઇ શકે ? એનું દિલ પ્રશ્ન કરી રહ્યું. અને એનો એકજ ચોખ્ખો જવાબ એને દેખાયો કે—પૂર્વકાલના ઋષિ-મુનિઓ જેવા વિચાર આચાર અને કર્મમાં ઉત્તમ થાય તોજ તેઓ પોતાની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકશે—ટકાવી રાખી શકશે; નહીંતર એવી અધઃપતનની ગર્તામાં પડશે કે, બે–ત્રણ દશકા પછી 'બ્રાહ્મણ' વર્ણનું નામોનિશાન રહેશે નહીં.

અમ્બાપુર પહોંચતાં તેમને ખબર મળી કે, હજી તો, આનન્દરામના કેસનો કશો નિકાલ થયો નહતો અને તેનાં કુટુમ્બીઓ અતિશય વિહ્વલ દશામાં હતાં, ત્યાં તો અંબાપુરના જ્ઞાતિજનોએ જ્ઞાતિના રિવાજ મુજબ 'કારજ' કરવા માટે કહેણ મોકલ્યાં હતાં. આનંદરામના કુટુંબમાં અત્યારે જો શિરચ્છત્ર રૂપે કોઇ હોય તો તે સ્વ. નાથુરામનો મોટો જમાઇ ચમ્પકલાલ હતો. વિશ્વનાથ તો દર્દી તરીકે વિહંગપુરની હોસ્પિટલમાં હતો. પણ તે એ ચમ્પક-લાલથી ઉમરમાં ન્હાનો હતો. વિશ્વનાથ સિવાય આનંદરામને બે પુત્ર અને બે દીકરીઓ હતી. એ ચારે સગીર હતાં. નાથુરામનો ૧૦ વર્ષનો એક જગુ નામનો પુત્ર હયાત હતો અને બે દીકરીઓ હતી, જેમાં મંજુ સગીર હતી. આનંદરામની વિધવા બ્હેન રમા આશરે ૨૫ વર્ષની હતી અને તેને ૧૨ વર્ષનો એક પુત્ર હતો. આનંદ-રામના કુટુંબપરિવારમાં આ રીતે આધેડ પુરુષ તરીકે અત્યારે તો ચંપકલાલ હતો. તે અંબાપુર અને વટપુર આંટા ફેરા મારવામાં ઘણે ભાગે ગુંથાયલો રહેતો; કારણ કે, આનંદરામના બચાવ માટે રોકેલા વકીલને ઘણી હકીકતો કહેવાની હતી; કાયદાને લગતી ઘણીક સમજુતીઓ પણ તેની પાસેથી મેળવવાની હતી. આ પરિ-સ્થિતિમાં ગુંથાયલા રહેતા ચંપકલાલે જ્ઞાતિજનોના કહેણના જવા-

આમાં ટૂંકમાં એટલું જ કહેવરાવ્યું હતું કે "બધું યોગ્ય રીતે થશે, પણ આનંદરામનો કેસ પત્યા પછી" અંબાપુરની જ્ઞાતિના પટેલ તરીકે ગણાતા ઓધડશંકરભાઇને એ જવાબ તુમાખીભરેલો લાગ્યો; જ્ઞાતિગંગાના અપમાન રૂપ લાગ્યો. પોતે વયોવૃદ્ધ હતા. કૈંકનાં બારમાં ને તેરમાં ખાઇને શરીરની નસેનસમાં ઘૃતધારાઓ રેડીને તેમણે પચાવી જાણી હતી; જેથી પરિપુષ્ટ થયેલી એમની કાયા, જીર્ણાવસ્થામાં પણ, વૈદ્યરાજોની ભસ્મો જેવી શક્તિથી ટકી રહી હતી. જ્ઞાતિના ચાલતા આવેલા રિવાજમાં લેશમાત્ર ક્ષતિ થતી એમનાથી સહન થતી નહીં અને તુર્તાતુર્ત પોતાનો ' કક્કો ખરો ' કરવાને માટે સમવયસ્કો સાહિત મંત્રણા કરીને પોતે જ્ઞાતિગંગાનું આવાહન કરતા.

ચંપકલાલે ઉડાઉ જવાબ આપ્યો છે અને કદાચ આનંદરામનો કેસ સીધો ના ઉતર્યો તો જ્ઞાતિભોજન કરવામાંથી ચંપકલાલ છટકી જશે એવો સંદેહ ઓધડશંકરભાઇને ઉત્પન્ન થયો એટલે એમણે જરા વધારે કડક હુકમ કહેવરાવ્યો : "બ્હાનાં નહીં ચાલે. બારમાની અને તેરમાની તિથિઓ તમારે જાળવવીજ જોઇશે. એની બરાબર ખાત્રી અમોને આપી જવા તમો બંધાયલા છો." ચંપકલાલે ઘણા કામકાજના દબાણને અંગે એનો જવાબ કહેવરાવ્યો નહીં એટલે પોતાની લાકડીના ટેકાથી ન્યાતની વાડીમાં જઇને ઓધડશંકરભાઇએ જ્ઞાતિજનોને એકઠા કર્યા અને તેઓ સાથે મસલત કરીને છેવટનું ફરમાન મોકલ્યું : "જો તમો યોગ્ય તિથિઓએ જ્ઞાતિભોજન નહીં કરો તો જ્ઞાતિબહાર થશો. જ્ઞાતિ મળી છે અને તેની વચ્ચે આવીને તમારો નિર્ણય તમારે કહી જવો." આ ફરમાને ચંપકલાલને ફ્રુજાવી મૂક્યો.

જ્ઞાતિ–પટેલનો સંદેશો લાવનારને તેણે કહ્યું : "હું વાડીમાં આવું છું અને ખાત્રી આપી જઉં છું."

અનંત એ વખતે ચંપકલાલ પાસે આવ્યો હતો. પૂછપરછ કરીને એણે જ્ઞાતિ–પટેલની જોહાકીની હકીકત જાણી; અને પૂછ્યું: “તમે જ્યારે ચિંતામાં છો.; તમારે ત્યાં એક નહીં પણ ચચ્ચાર મરણ અને તેમાંયે બે તો કારમાં મરણ થયાં છે ત્યારે જ્ઞાતિજનોને પોતાના ઉદરમાં લાડવા હોમવા છે ? જુવાન મરણોની પણ ન્યાતો તેઓને જમવી છે ? એ ઘી ભર્યા લાડુ નથી–‘ લોહીના લાડુ ’ છે. એ જમણ નહીં અપાય.”

“મારૂં શું ગજું કે, બધાઓની સ્હામે હું થઈ શકું ?”

“હિમ્મત રાખો. એ નાદીરશાઇનો જમાનો હવે નથી રહ્યો કે જેમાં મૂંગે મ્હોંયે જ્ઞાતિ–પટેલોનાં ગેરવાજબી ફરમાનો પણ સહન કરી રહેવાય. તમારે લગીરે ડર્યા વિના સ્હામે થવું જોઇએ” અનંતે કહ્યું.

“તો જ્ઞાતિબહાર થવાશે તેનું શું ?”

“જ્ઞાતિબહાર થયા પછી તેઓ ઉપર ન્યાયાલયમાં કેસ માંડજો કે, તમને ગેરવાજબી ત્રાસ આપીને જ્ઞાતિ બહાર મૂકયા છે, જેમ કરવાનો જ્ઞાતિ–પટેલને કે કોઇ જ્ઞાતિસમૂહને હક્ક નથી.”

“એમ તો મ્હારાથી નહીં થઇ શકે.”

“તો હું તમારી સાથે આવું ? તમારા તરફથી મને તમે બોલવા દેજો. હું બધું સાંગોપાંગ પાર ઉતારીશ.”

અનંત અને તેના જ્વાલામુખી મંડળનાં કાર્યોથી ચંપકલાલ વાકેફ હતો. એટલે એણે અનંતને પોતાની સાથે લીધો. દશ બાર ગૃહસ્થો ત્યાં બિરાજેલા હતા.

“તમે જ્ઞાતિ ભોજન કરવામાં સીધો જવાબ કેમ દેતા નથી ?” જ્ઞાતિ પટેલે ચંપકલાલને પહેલાજ સવાલમાં દમ ભીડાવ્યો.

"આપ એમની પાસેથી કોના માટે જ્ઞાતિભોજન માગો છો?" અનંતે જ્ઞાતિ પટેલને પ્રશ્ન કર્યો.

"એટલે વળી? જ્ઞાતિને માટે?"

"હું જાણવા ઇચ્છું છું કે–તેમને ત્યાં ચાર જણ પ્રેત થયાં છે તેમાંથી કોના પ્રેતનું ભોજન તમે જમવા માગો છો?"

"પ્રેત શું! સદ્‌ગતોનાં કેવાં અપમાન? છોકરા, તું છે કોણ?"

"હું અનંત શ્રીવદન મહેતા. ગામ વિહંગપુર. હું તમારીજ જ્ઞાતિનો છું. મરનાર કાન્તાની માતાને આનંદરામે રૂ. ૩૦૦૦ આપેલા તે સબંધમાં હું તપાસ કરવા આવ્યો છું. તમે જાણીને આનંદ પામશો કે, પ્રથમ એ નાણું કન્યાવિક્રયનાં હતાં હવે તે સ્ત્રી ધનનાં ગણાયાં છે પણ દુર્ભાગ્યે તે ભોગવનાર સન્નારી સદ્‌ગત થયાં છે—"

"તમે તો, ભઈ, કોઇ જબરા વાચાળ લાગો છો? જ્ઞાતિ ગંગા આગળ કેમ જવાબ દેવા અને શું બોલવું એનું તમને તો મુદ્દલે ભાન નથી! તમે તમારે રસ્તે જાવ. આ ચંપકભાઈ તમારા કોઇ સગા નથી. તમને અમારા ગામના સવાલમાં કશુંયે લાગતું વળગતું નથી. તમે શીદને આ બાબતમાં આટલો બધો રસ લઇ રહ્યા છો?" ઓઘડશંકર ભાઈના મુખમાંથી ફુલ ગર્યાં.

અનંત રાતોપીળો થઇ ગયો: "શ્રીમાન! આપ અને અહીં મળેલા સર્વ થોડીક મિનિટ મારું કહેવું સાંભળો. હું આપના આક્ષેપોના જવાબ આપું છું. હું આ સવાલમાં રસ લઉં છું આપ સર્વના હિત માટે જ—બ્રહ્મસંતાનોની અધોગતિ ટાળવા માટેજ—વર્ણાનાં બ્રાહ્મણો ગુરુ: એ સૂત્ર પુનઃ સ્થાપિત કરવા માટે જ! આજ તમે હૃદય પર હાથ મૂકીને કહી શકશો કે, તમને વર્ણોના ગુરૂ

તરીકે માન્ય રાખવામાં આવે છે? બ્રાહ્મણો તરફ આજે કેટલા બધા તિરસ્કારની નજરથી જોવામાં આવે છે? તેઓને ખાઉધરા, લાલચુ અને પૈસા માટે જ બધું કરી છૂટનારા ગણવામાં આવે છે. શ્રીમંત યજમાન રાજાઓ તમો બ્રાહ્મણોને દક્ષિણા તરીકે પૈસા આપીને તમારી સાથે કેવો વ્યવહાર રાખે છે? ગુલામો જેવો! ગોર મહારાજ એટલે 'બધુંયે વૈતરૂં કરનારા' એવું તમારા માટે ગણવામાં આવે છે. તમો બ્રાહ્મણોનું અધઃપતન કેટલે સુધી થઈ ગયું છે, તે જુઓ. લાડુ જમાડયા કે બસ તમોને તૃપ્તિ થઈ જાય છે! અને એ લાડુ જમાડવા શ્રીમંતો માટે હિસાબમાં નથી. શ્રીમંતો તમારૂં પુન્ય એંચી લઈ પોતે પુન્યશાળી બનતા હોવાનું માને છે. ગ્રહ નડતા હોય તેમાં તમોને લાડુ જમાડે છે એટલે તમે તેમને પુન્ય કર્યાની રજા ચિઠ્ઠી આપી દો છો! મૃત્યુ પાછળ તમને જમાડે છે કે—મરનારની સ્વર્ગ—પ્રાપ્તિની રજાચિઠ્ઠી આપી દો છો! પણ પ્રશ્ન એ છે કે—વસ્તુતઃ તમે એ ખ્યાલ કર્યો છે કે—ઋષિમુનિઓ જેવાં પોતાનાં માન જાળવતાં તેવાં તમો નથી જાળવી શકતા? એ મુનિઓએ જેમને ઇચ્છિયા તેમને રાજ્યોએ બેસાડવાનાં કામ કર્યાં છે. એ મુનિઓએ પોતાના એક શબ્દથી રાજાઓને પોતાની આજ્ઞા પાળનાર બનાવ્યા છે.

"તમારામાં એ શકિત છે? તમારાં એવાં તપ છે? એ પરંતપ-પદ તમે નથી મેળવી શકયા; કેમકે લાડવાનાં રટણમાં જ તમારા જન્મારા વીત્યા છે! લાડવા જ તમોને પ્રિય છે અને તે વડે તમારી પાસેથી બધાં કામ સાધી શકાય છે એમ બીજી વર્ણો માને છે, તેથી તમારી પૂરેપૂરી માનહાનિ થઇ ચૂકી છે. તમોએ લાડવા અને દક્ષિણાથી કંઇકને રંડાવ્યાં છે. કંઈકને મંડાવ્યાં છે. 'સાત મંડાવી સૌને રંડાવનાર' તમો છો. "વર મરોઃ કન્યા મરોઃ પણ ગોરનું તરભાણું ભરો", આ હલકટ કહેવત તમારા માટે પ્રચલિત છે. શું એ તમારી સ્તુતિ છે? તમારા માનમ્નો એમાંથી કેવો ખ્યાલ

બંધાય છે? બ્રાહ્મણો એટલે ખટપટીઆ આવું તમારા માટે ગણાય છે. તમો શા વાસ્તે તમારાં પુન્યનાં તેજ અન્ય વર્ણોને આપીને પાપ વહોરો છો? યજન-યાજન એ જ કેવળ બ્રાહ્મણોનો ધંધો છે, એમ તમે કહેશો. પણ આજ તો એ ગૌણ ધંધો થઈ પડ્યો છે. અને મુખ્ય ધંધો જ નથી.

વર્ણ તરીકે તો તમે ગમે તે ધંધો કરો છો. બધી વર્ણની પેઠે તમે યે નોકરી કરો છો. ઉંચી અમલદારી કે કારકુની અથવા તો મીલમજુરી જેમ બીજી વર્ણો યોગ્યાયોગ્યતાથી કરે છે તેમ તમે યે કરો છો. એમાં વર્ણ તરીકે વિશિષ્ટતા ક્યાં છે? તમારાં અધઃપતન તો એ છે કે–રસોઈ કરનારા તરીકે, પાણી પાનારા તરીકે; અને એવા હલકાં કામ કરનારા તરીકે તમોને સ્થાપીને અન્ય વર્ણો પોતે સમૃદ્ધ થાય છે!

સંસ્કારો મેળવે છે તે વર્ણો; અને તજો છો તમે!

છતાં મને પૂછો છો કે– શા માટે તમે અમારામાં રસ લ્યો છો? તમારી અધોગતિ માટે, અને તમારાં અપમાન માટે, હું યે બ્રાહ્મણ તરીકે લજવાઉં છું તેથી જ હું તમારામાં રસ લઉં છું. બીજું, શા માટે એક જણે બીજાના પ્રશ્નમાં રસ લેવો, આ જાતના માનસથી જ આપણી અધોગતિ થઈ છે. જો ખભેખભા અને હાથે મેળવીને જાતિના દુઃખમાં સહાયક તરીકે આપણે મચ્યા રહ્યા હોત તો આ સ્વમાનહીનતા ન આવત.

મહાભારતનું એક દષ્ટાંત યાદ લાવો. એક રાક્ષસ એક ગામમાંથી રોજ એક જણને મારી નાંખતો. ગામના લોકોએ ઘર દીઠ તેને એકએક આદમી પૂરો પાડવા ઠરાવ્યું. એ વખતે પાડોશીના પુત્રને જતો જોઈ, 'આપણે શી પડી છે એની બાબતમાં?' એમ બેપરવાઇ બતાવાતી. પણ એજ બેપરવાહોને ખબર ન હતી કે–એક દિન એવો આવશે જ્યારે તેમને ત્યાંથી પણ માણસો સહાયક થશે?

ભીમસેને એ રાક્ષસનો સંહાર કર્યો હતો શા ખાતર? સૌને બચાવવા ખાતર.

એ મસ્ત ઉન્મત્ત રાક્ષસ એક ગામ પછી અન્ય ગામો અને પછી દેશને સ્વાહા કરી જાત. માનવજાતિનો એ નાશ અટકાવવા ધર્મકૃત્ય તરીકે ભીમસેને તેને સંહાર્યો તેમ રૂઢિ રાક્ષસીનાં બલિદાનમાંથી તમને અને ભાવિ પ્રજાને બચાવવા માટે હું તમારી બાબતમાં વચ્ચે માથું મારૂં છું. આ સવાલ મારા એકલાનો નથી. આખીયે બ્રાહ્મણ વર્ણનો છે અને તેથી લોહીના લાડુ જમતા અટકાવવા અને તમારૂં જે પુન્ય તમારી પાસે બાકી રહ્યું છે, તેનો સંચય તમારી કને જ સાચવી રખાવવા માટે મેં આ જ્ઞાતિભોજન સામે કમર કસી છે. આપ આ ભોજન માટે આગ્રહ ન કરો તો બહેતર."

"તમે તમારૂં કહેવાનું કહી રહ્યા?" પટેલે પૂછ્યું.

"કહેવાનું તો ઘણું છે પણ આટલું બસ છે એમ હું માનું છું અને તેણીને તુંકારો પૂરતો થઇ પડશે એમ આશા રાખું છું."

"વારૂ" ઓઘડશંકરભાઈએ કહ્યું અને ચંપકલાલને પૂછ્યું: "કહો, તમારો હવે શો ઇરાદો છે? જ્ઞાતિભોજન નહીં કરો?"

"મેં ના પાડી છે, મુરબ્બી? જ્ઞાતિગંગાનું ફરમાન મારાથી ઠેલાય જ નહીં."

"થયું ત્યારે ૐ નમઃ પાર્વતીપતે હરહર મહાદેવ." એમ કહીને ઓઘડશંકરભાઈ ઉઠ્યા—જાણે એક વાઘ ઉભો હોય અને તેનાથી ડરતાં ડરતાં ન્હાસી જતા હોય તેમ સૌ ઝટઝટ વિખરાઈ ગયા.

"ચંપકલાલનો બિચારાનો શો દોષ?" અનંત મનોગત બોલ્યો: "ક્રાંતિનો સાદ ઝીલવા જેવું એનું માનસ ક્યાંથી હોય

શકે ? એ તો હવે મારા ' જ્વાલામુખી મંડલ ' ના સભાસદોનું જ કામ ! "

તે પણ વાડીમાંથી વિદાય થયો.

## પ્રકરણ ૨૨ લોહીના લાડુ પર પિકેટિંગ

ચમ્પકલાલે મોટા પાયા ઉપર પ્રેતભોજનની તૈયારી કરાવી. બારમાને દિવસે ફક્ત અંબાપુરનાં જ નહીં પણ બીજાં નજદીકના ગામોનાં જ્ઞાતિબંધુઓને પણ જમવા આવવા માટે નિમંત્રણ અપાયાં. લગભગ હજારથી બારસો માણસો જમશે એવો અંદાજ કરવામાં આવ્યો.

ચમ્પકલાલે જયારે એક બાજુ પ્રેતભોજનની તૈયારી કરી ત્યારે બીજી બાજુ અનંત વિહંગપુર ઉપડયો. પોતાની હોસ્ટેલમાં જઈને તેણે ' જ્વાલામુખી મંડળ ' ની તાકીદની સભા બોલાવી. એ સભામાં એણે શુભેચ્છક પરંતુ મંડળમાં નહી જોડાયલા એવા વિદ્યાર્થી-મિત્રોને પણ શ્રોતા તરીકે આવવા નિમંત્રણ આપ્યાં. હોસ્ટેલની બહાર પરંતુ હોસ્ટેલમાં નહીં એવા નજદીકના એક ખુલ્લા મેદાનમાં મળેલી એ વિરાટ સભામાં એણે અમ્બાપુરનાં ચાર કારમાં મરણનું બયાન ગદ્‌ગદ્‌ કંઠે કરીને સભાને હાકલ કરી : " કન્યા વિક્રય અને વૃદ્ધ લગ્ન સામે ઝુમ્બેશ ઉઠાવનાર પર વરસેલા સિતમને પરિણામે થયેલાં મૃત્યુ પછી અંબાપુરના જ્ઞાતિજનોને લગીરે અરેરાટી ઉપજતી નથી. એમના રૂવાં પણ ફરકતાં નથી અને ૧૬ વર્ષની એક બાળા તથા ૨૮ વર્ષના એક યુવકનાં કમકમાટી ભર્યાં

'ખૂન' પછીયે તે લોકોએ પ્રેતભોજન કરવા ઠરાવ્યું છે ! જે વખતે આવા બનાવો બનતા અટકાવવા માટે ઉપાયો લેવાની અને જ્ઞાતિએ સ્પષ્ટ શબ્દોમાં એવું ઠરાવી દેવાની જરૂર છે કે, આવાં લગ્નો નહીં થવાં જોઇએ અને એમની પાછળ લાડુ જમાડવામાં નાણાંનો વ્યય નહીં કરતાં કેળવણીના પ્રચાર માટે નાણાં ખર્ચવાં જોઇએ, તે વખતે અંબાપુરના જ્ઞાતિજનોની બરફ જેવી ઠંડી ક્રૂરતા અસહ્ય થઈ પડે છે, એ જ્ઞાતિજનોની સભા સમક્ષ મેં મારાથી બને તેટલા શબ્દોમાં બ્રાહ્મણોનાં લાડુ માટેનાં વલખાં પર પ્રહાર કર્યા હતા; બ્રાહ્મણ જ્ઞાતિના પુનરુદ્ધાર માટે તેઓને હાકલ કરી હતી પરંતુ તેમની ઠંડી ક્રૂરતા આગળ મારૂં કહેવું વ્યર્થ નીવડ્યું. જ્ઞાતિમાં ચાલતા આવેલા રિવાજનું ઉલ્લંઘન નહીં થવું જોઈએ, એવી એમની માન્યતા કાયમ રહી હતી બાપદાદાના કુવામાં ડુબી મરવા માગતા એ કૂપમંડૂકોએ એક પાંચમી વ્યક્તિ આનંદરામ કે જે હજી ન્યાયમંદિરમાં ઉપસ્થિત છે અને જેને મનુષ્યત્વ બદલ કદાચિત દેહાંતદંડની સજા થવાનો સંભવ છે, તેનીયે દરકાર કરી ન હતી અને હું જ્યારે તેમને કહેવા ગયો કે, પ્રેતભોજન બંધ રાખો ત્યારે મને પ્રશ્ન કર્યો હતો કે, 'તમને આમાં શું લાગે વળગે છે? તમે આ બાબતમાં કેમ માથું મારો છો?' હમારાં દેશી રાજ્યોના એક-હથ્થુશાહી કારોબાર જેવા આ પ્રશ્નો હતા કે નહીં? રાજ્યોની જુલ્મનીતિ વિદારવા માટે રાજ્યો બહારના દેશમાન્ય નેતાઓ જ્યારે રાજ્યોની પ્રજાને મદદ કરવા લડત આદરે ત્યારે તેઓ સામે જેમ ૧૪૪ મી કલમનો ઉપયોગ કરીને પ્રતિબંધ કરવામાં આવે તેમ આ ઘાટ થયો! તેઓને જેમ પારકા માણસો ગણવામાં આવે છે, તેમ મને અંબાપુરના જ્ઞાતિજનોએ ગણ્યો છે. પરંતુ મારો પ્રશ્ન છે કે, જ્યાં એકજ જ્ઞાતિના વિશાળ વટવૃક્ષની વડવાઇઓ દૂર દૂર સુધી પ્રસરી રહી હોય, જ્યાં એકજ પ્રકારના સમાન પ્રશ્નોનો નિકાલ ચોમેર કરવાનો હોય અને સૌની ઉપર એકજ જાતની

આફતોના કારમા પડછાયા પડી રહ્યા હોય ત્યાં પારકા અને વગર પારકાનો પ્રશ્નજ ક્યાં રહ્યો છે? 'અમારે શું?' એ જાતની બેપરવાઈ લાગણીએજ આપણું સત્યાનાશ વાળ્યું છે. પારકાંના દુઃખે દુઃખી થનારાઓનું આજે અસ્તિત્વ નથી તેથી જ આપણી જ્ઞાતિઓ દુઃખની ગર્તામાં ગબડી રહી છે. ક્યાં છે એ દધિચિ ઋષિ જેમણે દેવાસુરસંગ્રામ માટે સબળ ને સફળ શસ્ત્રો બનાવવા માટે પોતાનાં હાડકાં આપી દીધાં હતાં? ક્યાં છે, એ રાજા હરિશ્ચન્દ્ર જેમણે વચનને કાજે રાજપાટ તજી દીધાં હતાં? પોતે, પોતાની પત્ની અને બાળક પણ, પરઘેર ચાંડાલ જેવી નીચ જાતને ત્યાં વેચાયાં હતાં! 'અમારે શું?' એવી લાગણીવિહીન વાતો કરતાં એમને શું નહોતી આવડતી? દધિચિ ઋષિએ સ્વાર્થમસ્ત રહીને દેવોને પોતાનાં અસ્થિ આપ્યાં નહોત, રાજર્ષિ વિશ્વામિત્રને મહેન્દ્ર હરિશ્ચન્દ્રે વચનથી ફરી જઈને 'ચલ ઉઠ, ઉઠ, નથી પાળતો હું મારૂં વચન' એમ કહ્યું હોત તો શું ન ચાલી શકત? ખરેખર, આજના ઓધડશંકરો જેવી મહાન અક્કલ દધિચિ ઋષિમાં ન હતી કે રાજા હરિશ્ચન્દ્રમાં ન હતી!! સ્વાર્થમસ્ત રહેવાનું તેઓ શીખ્યા નહતા. એ તેમની કેવી મોટી ભૂલ હતી?! મિત્રો, હમારા ઓધડશંકરોના સ્વાર્થદૃષ્ટિ જો પુરાણકાલિન વ્યક્તિઓમાં હોત તો, મને લાગે છે કે, ભારત વર્ષનું નામ પૃથ્વીપટમાંથી આજે ભુંસાઈ ગયું હોત અને આફ્રિકા જેવાજ દેશોના જંગલી દેશોની હરોળમાં આપણે સડયા કરતા હોત! પણ ધન્ય છે એ મહાપુરુષોને જેમણે પોતાનાં ટેકટેકનાં પયપાન આપણને કરાવ્યાં છે અને હજારો વર્ષ થયાં છતાં પણ આપણે એ પ્રાતઃસ્મરણીય પુરુષોની પ્રબળ પ્રેરણાઓ વડે જ માનવતામાં મોજુદ રહી શક્યા છીએ. પરકાજે પ્રાણ દેનાર ભારત વર્ષના વીરલાઓ મૂર્ખ ન હતા. એવાઓને લીધેજ સનાતન કાલ સુધી ભારતવર્ષ અમર રહી જશે. મિત્રો, તમારે શિરે એવાઓની નામાવલિમાં તમારાં નામ નોંધાવવાનો સમય આવી લાગ્યો છે.

ધિક્કાર છે એ ઠંડી ક્રુરતાને કે જે જુવાન મરણો પાછળ ભોજનો પર તાગડધિન્ના કરવા ચાહે છે; જે ઘીબર્યા લાડુ નહીં પણ લોહીના લાડુ જમવા ઇચ્છે છે. કાન્તાઓ અને જમ્બુઓના આત્મા આજે સ્વર્ગમાંથી આંસુ સારતા હશે કે, હમારા ન્યાય કરવા તો દૂર રહ્યા પણ હમારી પાછળ નાણાંની ખોટી છાકમછોળ ઉડાડવા જ્ઞાતિજનો તત્પર થઇ રહ્યા છે! એ આત્માનાં આંસુ તમારે લુછવાનાં છે. એ આત્માની આહ તમારે દૂર કરવાની છે. ઉઠો, આવો મારી સાથે, આપણે એ પ્રેતભોજન અટકાવીશું. શાંત અને અહિંસક પકેટીંગ કરીને જ્ઞાતિજનોને લોહીના લાડુ જમતા અટકાવશું. ચોમેર જ્યારે દુઃખના અફાટ આર્ત્તનાદ પડી રહ્યા છે અને સમાજની ભઠ્ઠીમાં સેંકડો સ્ત્રીપુરુષો હોમાઇ રહ્યાં છે ત્યારે આવાં પ્રેતભોજનો જરૂર અટકવાં જોઇએ. કહો, કોણ કોણ પોતાનાં નામ નોંધાવે છે?"

અનંતના વાક્પ્રવાહે વિદ્યાર્થીઓ પર જબ્બર અસર કરી. ચોમેરથી યુવકવર્ગે પોતાનાં નામ નોંધાવવા માંડયાં. જ્વાલામુખી મંડળનાજ સભ્યો ફકત નહીં પણ બીજાઓએ પણ પિકેટીંગ કરવા ચાંપાપુર જવા ઇચ્છા વ્યકત કરી. આ પ્રશ્ન સર્વસામાન્ય હતો અને એમાં થોકબંધ યુવકો હોય તો સચોટ અસર થવાનો સંભવ હતો એટલે અનંતે 'જ્વાલામુખી મંડલ' ના સભ્યોને લગતું બંધન કાઢી નાખ્યું—જે કોઈ યુવક 'શાંત અને અહિંસક' રહીને 'પિકેટીંગ' કરવા ઈચ્છા ધરાવતો હોય તેને નામ નોંધાવવા છૂટ આપી.

૨૦ મિનિટને અંતે ૧૦૧ નામો નોંધાયાં એટલે અનંતે યાદી બંધ કરી અને 'પિકેટીંગ' કેવી રીતે કરવાનું છે તે સંબંધી સૂચનાઓ આપી. કોઇના પર હાથ ઉગામવો નહિં, કોઇને સતાવવો નહિં પણ શાંતિથી દરેક જણ જે ભોજન કરવા આવતો હોય તેને સમજાવવો, કદાપિ કોઈ અપમાન કરે, ન કહેવાનાં વેણ કહે,

તોપણ સંયમ જાળવવો અને સહામાં અપમાનિત વેણ કહીને તેને ઉશ્કેરવો નહીં, કદાપિ કોઈ માર મારે, રે, પિકેટરનું ખૂન કરવા સુધી તત્પર થાય તોપણ હસીને હસીને એ સિતમ સહેવા અને કુરુઢીરાક્ષસીના બલિદાન થવામાંજ સાધના પૂરી કરવી—આ સર્વ-સામાન્ય નિયમો અનંતે સૌને સમજાવ્યા. એ નિયમોનો ખરડો કરવામાં આવ્યો. દરેક જણને તેની નકલ ઉતારીને પોતાની પાસે રાખવા જણાવાયું અને એ પછી બીજી વ્યવસ્થા કરવામાં પોતે રોકાયો. લાલકપડાંનાં ફુલ બનાવીને દરેક પિકેટરને ચિહ્ન તરીકે આપવાની વ્યવસ્થા કરી. એક બાહોશ યુવાન ડાકટરને તેણે આ સંઘ સહિત આવવા રોક્યો. કદાચિત મારામારીનો પ્રસંગ ઉપસ્થિત થાય અને કોઇ 'પિકેટર' લોહીલુહાણ થઈ જાય ત્યારે આ ડાકટર ઉપયોગમાં આવે એમ હતો.

તમામ જોઈતી ચીજોનો સંગ્રહ કરી લઈને અને દીર્ઘ દષ્ટિથી જરૂરીઆતોની વ્યવસ્થા કરી લઇને 'જવાલામુખી મંડલ'નો સંઘ વિહંગપુરને રેલ્વે સ્ટેશને પહોંચ્યો. અહીં સર્વને ઉદ્દેશીને અનંતે એકવાર છેલ્લી ચેતવણી આપી દીધી કે "જેઓ માર ખાવાથી ડરતા હોય, તેઓ કૃપા કરીને પાછા જાય; જેઓની હિંમત છેલ્લી ઘડીએ તુટી જાય તેમ હોય, જેઓને અહિંસક શાંતિ જાળવવી ફાવે તેમ ન હોય, તેઓ બેલાશક પાછા ફરે. આ સંઘને પોતાની વ્યક્તિગત નાહિમ્મતથી કોઇએ કૃપા કરીને લજવવો નહીં. શિસ્તપાલન કરીને યાદગાર રહી જાય એવી આ પ્રેતભોજન સામેની લડતમાં વિજયી થવાની ધગશથી જ આવજો અને ડગમગ હૃદય-વાળાઓ પાછા ફરજો."

પાછો ફરનાર કોઈ જ ન નીકળ્યો. સર્વેએ પૂરી હામ અને હિમ્મતથી ફરજ બજાવવા છે એમ જાહેર કર્યું અને 'હર હર મહાદેવ'ની જયગર્જના ગજવતા, એ સૌ ટ્રેનમાં બેઠા.

અંબાપુર પહોંચીને ત્યાંના રેલ્વે સ્ટેશન નજદીક આવેલી એક ધર્મશાળામાં તેઓએ ઉતારો કર્યો. અનંત ચંપકલાલ પાસે ગયો. એણે એને વિનતિ કરી કે, હિમ્મત રાખીને આ જ્ઞાતિભોજન બંધ રાખો પણ તે બગડ્યા. "હવે તો મારાથી કંઈજ બની શકે નહીં. સેંકડો રૂપીઆની મારી રસોઇ બગાડી શકાય નહીં. બ્રાહ્મણો જમશે તેથી મૃતાત્માઓને અવશ્ય શાંતિ થશે. જ્ઞાતિભોજન તો પુન્યકાર્ય છે એમાં હવે કાંઈજ પીછેહઠ ના થાય" ચંપકલાલે પોતાનો નિર્ણય જાહેર કરી દીધો. અનંતે જ્ઞાતિપટેલ શ્રીમાન ઓઘડશંકર ભાઇની મુલાકાત લીધી. અને એમને વિનતિ કરી કે, "આ ભોજન લેવા નહીં જવા જ્ઞાતિજનોને કહેવા કૃપા કરો."

"જા, જા, ટીચકુડા! તારા કરતાં મેં બહુ દીવાળીઓ જોઈ છે? તારા જેવા સાતસોને સત્તર છોકરાઓ સામે પડે તોય હું ડરૂં તેવો નથી. અમે ભોજન જમીશું અને તમે સૌ જોતા રહેશો."

"અમે 'પિકેટિંગ' કરીશું, એ લક્ષમાં રાખજો" અનંતે પોતાની લડતનું રણશિંગું ફુંક્યું.

"એ શું વળી?" જ્ઞાતિપટેલ પૂછ્યું.

અને અનંતે 'પિકેટિંગ'ની પદ્ધતિ સમજાવી. જ્ઞાતિપટેલ ખડખડાટ હસી પડયો: "અહો! ત્યારે તો તમે મરવા આવ્યા છો! વાહ! એથી ઉત્તમ બીજું શું હોય? તમે મરશો તો તમો દરેકના ગામની જ્ઞાતિને લાડવા મળશે! આવા પુન્યકાર્ય માટે તમને ધન્યવાદ છે, ભાઇ!"

અસંગ સંયમથી અનંત એનાં બાંગવાકૃબાણુ સહી રહ્યો અને તેની પાસેથી વિદાય થતાં એટલું જ બોલ્યો: "લોહીના લાડુ

જમવા જતાં જો અમારા લોહીથી તમારે પ્રસન્ન થવું હશે તો જરૂર અમે હસીને અમારાં લોહી આપીશું.

જલ્લાદ ! જો તું ધરાય છે.
અમ લોહી પીને હોંશથી
ધાર્યું કરી લે ત્હારૂં
'આહ્' અમે નહીં ઉચ્ચારશું.

સાયંકાળ પડી અને જ્ઞાતિભોજનની જગ્યાએ એકસરખાં સફેદ વસ્ત્ર ધારણ કરીને લાલ ફુલ વાળા જ્વાલામુખી મંડળના સો યુવકો વ્યવસ્થિત રીતે થોડી થોડી ટુકડીઓમાં ગોઠવાઇ ગયા. જ્યાં રંગબેરંગી રેશમી અબોટીઓમાં પહેરીને જ્ઞાતિજનો આવવા લાગ્યા ત્યાં કવિ કાન્તે કાવ્યસૂત્ર લલકાર્યું :

"નહીં જમીએ નહીં જમીએ
આ લોહીના લાડુ નહીં જમીએ."

અને એકકે એક પિકેટરે ગગનભેદી સ્વરે એનો પડઘો પાડ્યો. કવિ પોતાના કાવ્યની એક એક લીંટી બોલતો જાય અને યુવકો એના પડછંદાથી વાતાવરણને ગજવી મૂકે. એમાં ઉપર્યુક્ત મુખ્ય લીંટી સેંકડોવાર તે બોલાવતો રહ્યો.

પ્રથમ તો જ્ઞાતિજનો આ નવાઇ ભરેલી રીતથી અચંબો પામ્યા. એમના દિલમાં થડકાટ થઇ રહ્યો કે, રખેને મારામારીનો મામલો ઉભો થાય. પણ તેઓને કાવ્યના શબ્દોમાંથી ખાત્રી થઈ ચૂકી કે, આ લોકો મારામારી તો કરવાના જ નથી. ફકત મોઢેથી બેફુઝુલ થુંક ઉરાડે છે ! તો ભલેને ઉરાડે? એમનાં મોઢાં દુખશે અને આપણાં મોઢાં તો ગળ્યાંજ થવાનાં છેને ?.

બેપરવાઇનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું. પિકેટિંગ કરનારાઓ પ્રત્યે નફાદ રહીને પગંત બેસવા માંડી. અનંતે હવે બાકીના

આગન્તુકોને વિનવણીથી સમજાવવાનો કાર્યક્રમ બહાર પાડયો. આવનારાઓને પિકેટર્સ હાથ જોડીને વિનતિ કરવા લાગ્યા કે આ જમણ ના જમશો. નહીં જમવાની તરફેણમાં લાગણી ભરેલી અનેક દલીલો તેઓએ કરવા માંડી પણ એનું કશું પરિણામ આવ્યું નહીં. અનેક જણે પિકેટર્સને તરછોડી પગંત લંબાવવા માંડી.

હવે કાર્યક્રમ બદલાયો. યુવકો રસ્તા વચ્ચોવચ્ચ સુઇ ગયા. "અમારા દેહ પર પગ મૂકીને લોહીના લાડુ જમવા જાઓ" તેઓએ કહેવા માંડયું. તેઓ એક બીજાને અડી અડીને એવી રીતે સુતા કે, કીડીપુર જગ્યા પણ ચાલનારાઓને માટે રહે નહીં. થોડાક જણ એ સુનારાઓની મોખરેની હરોળમાં ઉભા રહીને આગન્તુકોને વિનતિ કરવામાં રોકાયા. એની સહેજ અસર થઇ. જમવા આવનારા કેટલાક જણ ત્યાં થંભી ગયા; અને 'શું કરવું' તેની વિમાસણમાં પડયા. એમને માટે ચંપકલાલે એક યુકિત પ્રયોજી. થોડેક દૂર બે બારણાં વાળું એક મકાન હતું. સરિયામ રસ્તા પર ના તેના બારણામાંથી જમનારાઓને દાખલ કરીને તેણે જ્ઞાતિ–ભોજનના સ્થાને તેઓને બીજા બારણાથી પ્રવેશ કરાવવા માંડયો.

પિકેટર્સને આ વસ્તુસ્થિતિની જાણ થતાં તેઓ, તે મકાન આગળ ગયા અને સરિયામ રસ્તાના બારણા પાસે સુઇ ગયા. સંતાકૂકડી જેવી આ રમત ચાલુ હતી તેવામાં અચાનક જ એક નહીં ધારેલી વ્યકિત જ્ઞાતિભોજનને સ્થળે આવી પહોંચી.

"ઓ મારા કાકા રે,...ઓ મારા ભાઇ રે... ઓ મારી માડી રે..." એવા વિલાપ મોટા સ્વરે એ વ્યકિતએ કરવા માંડયા.

## પ્રકરણ ૨૩ 'દર્દી નહિ, હમદર્દી !'

એ વ્યકિત કોણ હતી? એણે સફેદ વસ્ત્ર પહેર્યાં હતાં. છાતી પર એક બાજુએ લાલ ફુલ ધારણ કરેલું હતું. અને વિલાપના સૂર કકળતે કંઠે તે પાડી રહી હતી

અનંત એને જોતાં જ ચોંકયો. એ વિશ્વનાથ હતો! વિહંગપુરની હોસ્પિટલમાંથી આ દર્દી આટલો બધો શ્રમ સહન કરીને આ નરક સમા દુઃખી સ્થળે દુઃખના પહાડ ઉઠાવવા શા માટે માટે આવી પહોંચ્યો? અને તે પણ જ્વાલામુખી મંડળના સભ્યના પોષાકમાં?

વિશ્વનાથે લીધેલા શ્રમ બદલ જ્યારે એક પળે અનંત માનસિક ખેદ પામી રહ્યો ત્યારે બીજી પળે વિશ્વનાથના વેષ ઉપરથી તે પોતાના પક્ષને સાથ આપવા આવ્યો છે, એ જાણીને હર્ષિત થયો.

તેની પાસે જઇને અનંતે તેના ખભા પર હાથ મૂકયો. વિશ્વનાથ રડતો બંધ રહીને અનંત તરફ જોઇ રહ્યો.

"ભાઇ, તમે દર્દીએ આવો શ્રમ લેવો ઘટે?" અનંતે સ્હેજ ઠપકાભર્યા સ્વરે પૂછ્યું.

"દર્દી નહીં, હમદર્દી કહો. અનંત ભાઇ, તમારી લડતમાં મારી હમદર્દી છે." વિશ્વનાથે મક્કમ શબ્દોમાં જવાબ દીધો.

અનંતનું હૃદય હર્ષથી નાચી ઉઠયું.

વિશ્વનાથે કહ્યું: "છાપા મારફત મેં મરણોની ખબર જાણી. તમે મને કેવળ દર્દી ગણ્યો પણ ભૂલી ગયા કે, હવે મારી તબિયત

ચોવીસો ટકા સુધરી ગઇ છે. તમને ખ્યાલ ન રહ્યો કે, હું તમારો હમદર્દી થવામાં સૌએ સો ટકા સાથ આપું એવો છું અને મારે ત્યાં આજનો આ પ્રેતભોજનપ્રસંગ હોવાથી હું ચાહે તેમ કરી શકું છું. તમારા પ્રયાણની ખબર મને હોસ્પિટલમાં પડી. વિદ્યાર્થીઓની સભામાંની તમારી જ્વાલાઓનો રિપોર્ટ મને એક જણે અક્ષરશઃ કહ્યો. મેં તક ઝડપી લીધી. ટ્રેનનો સમય સાધીને તમારા જ મંડળના સભ્ય તરીકે હું આવી પહોંચ્યો. હવે તમે લગીરે ચિન્તા ન કરશો. મારા ઘરનો મુખત્યાર હું છું. મારાં કુટુંબીઓની મગદૂર નથી કે, મને, અવગણી શકે. હું હવે શું કરું છું તે તમે નિશ્ચિંત ચિત્તે દૂર ઉભે ઉભે જોયા કરો."

વિશ્વનાથ આમ કહીને રૂદન-સૂત્રો ઉચ્ચારતો આગળ વધ્યો. પંગતમાં ભોજન પીરસવાની શરૂઆત થઇ ન હતી. વિશ્વનાથને આથી કોઈએ રોકયો નહીં.

"એ કોણ હતો ?" ઓધડશંકરે પાર્વતીશંકરને પૂછ્યું. પાર્વતીશંકરે, એને નહીં ઓળખ્યાથી શંભુશંકરને પૂછ્યું અને 'એ તો આનંદરામનો છોકરો ! ના ઓળખ્યો ?' એમ કહીને એમણે ઓળખાણ આપી.

વિશ્વનાથ આવ્યો એવું જાણીને સગાંસંબંધી એની આસપાસ મળીને આશ્વાસનના શબ્દો કહેવા લાગ્યાં. ચમ્પકલાલ જ્યારે એ આશ્વાસન દેનારાંઓમાં ભળ્યો ત્યારે વિશ્વનાથે કહ્યું : " ચંપકભાઈ, મોઢાનું આવું લુખ્ખું આશ્વાસન મને સંતોષ નહીં આપે. આ જમણવાર બંધ પાડો. જ્ઞાતિજનોને જાહેર કરી દો કે, લોહીના લાડુ નહીં જમાડીએ. તો જ મને તમે સંપૂર્ણ અને સાચું આશ્વાસન આપ્યું એમ હું ગણીશ. "

" શુ કહો છો ?! " ચંપકલાલે આશ્ચર્યચકિત થતાં પૂછ્યું : " તમે પણ શું આ ઉધમાતીઆઓના સંઘમાં ભળશો ? "

"અવશ્ય" વિશ્વનાથે કહ્યું: "જોતા નથી કે, હું 'જ્વાલા સુખી મંડળ' ના સભ્યનાં ચિહ્નોમાં જ આવ્યો છું? તમે મૃતાત્માઓને અન્યાય કરી રહ્યા છો; એટલું જ નહીં પણ મને યે અંગત અન્યાય કરી રહ્યા છો. આટઆટલા દિવસો સુધી તમે મને અહીંની હકીકતથી અણજાણ રાખ્યો; મારો અભિપ્રાય પણ કોઇ બાબતમાં પૂછ્યો નહીં અને મારા સિદ્ધાંત વિરુદ્ધ તમે સરમુખત્યારી કરીને મારે ત્યાં લોહીના લાડુ જમાડવાના જ્ઞાતિના જોહુકમને તાબે થઇ નરી નિર્બળતા બતાવી. એ નહીં ચાલી શકે. આનંદરામનો દીકરો હું છું. મરનારાંઓનો નજદીકનો સંબંધીજન હું છું. આનંદરામ મારા પૂજ્ય પિતા, જે વખતે જેલમાં છે અને એમના ઉપર અપરાધોની હારમાળાઓ ઉભી છે તે વખતે મારા ઉપર આવેલા અંગત દુ:ખના સમયે જમણવાર આપવા ના પાડું છું. સાંભળીલ્યો, ચંપકલાલ, મારો નિર્ણય જ્ઞાતિજનોને કહી દો. તેમને તમે હાથ જોડીને વિનવો કે આજનું ભોજન નહીં લેવાય. આનંદરામનો દીકરો ભોજન પીરસવા ના પાડે છે. જો તમે આ પ્રમાણે નહીં કહો તો હું રસોઇના વર્તુલની અંદર જઇને રસોઇ અપવિત્ર કરીશ."

"ભાઇ, આમ તે ગાંડાવેડા થાય? આ બધું ધાન ધૂળમાં મેળવવા અને જ્ઞાતિગંગાનું અપમાન કરવા શીદને તૈયાર થાય છે?" ચંપકલાલે દુ:ખી સ્વરે એને સમજાવવા માંડયો.

"તમારી આગળ 'જ્વાળાસુખી મંડળ' ના અગ્રણીએ ઘણી ઘણી દલીલો કરી છે. મારે હવે કશું જ કહેવાપણું રહેતું નથી. ટૂંકમાં હું એટલું જ કહેવા માગું છું કે, મારા પિતાની ગેરહાજરીમાં મારા ઘરનો વડો હું છું. મારી ઇચ્છા કોઇથી ઉલ્લંઘી નહીં શકાય. નાથુકાકાના જમ્નુની પેઠે શું તમે બળજબરીથી મને ઓરડીમા પૂરીને રૂંધીને મારી નાખશો? જોઉં છું તમે મારાથી ઉપરવટ થઇને શું કરો છો?" વિશ્વનાથે પડકાર કર્યો.

ઓઘડશંકરભાઈને ચંપકલાલ બોલાવી લાવ્યો. વિશ્વનાથે પોતાની ઇચ્છા મક્કમપણે જાહેર કરી દીધી. ઓઘડશંકરે ઇચ્છાશંકર, મંછાશંકર પરભાશંકર, રામશંકર, પાર્વતીશંકર, શંભુશંકર આદિ અનેકની સાથે મસલત કરીને જાહેર કર્યું; "સાંભળી લ્યો, વિશ્વનાથ, તમારા કુટુંબે અમને જમવા નિમંત્રણ કર્યું છે અને હવે તે છતાં તમે જમણ પીરસવા ના પાડીને જ્ઞાતિગંગાનું અપમાન કરો છો તેથી તેમ શિક્ષાપાત્ર ઠરો છો."

"બેલાશક, આપને જે ફાવે તે સજા જાહેર કરો. તમે મને જેલમાં પૂરી શકો તેમ નથી. તમે મને ફાંસીએ લટકાવી શકો તેમ નથી. એવા કોઈ જ અપરાધ મેં કર્યો નથી કે, એવી સજાને પાત્ર ઠરી શકું. તમારી પાસે એવી સજાઓની સરમુખત્યારી યે નથી. બહુ બહુ તો તમે મને જ્ઞાતિ બહાર મૂકી શકશો." વિશ્વનાથે જ્વાલા સળગાવી.

"અવશ્ય અને તમને અમે એજ સજા ફરમાવીએ છીએ. આ પળથી તમને જ્ઞાતિબહાર જાહેર કરવામાં આવે છે. તમારી સાથે સંપર્ક રાખનાર પણ એ જ સજાને પાત્ર થશે. જ્ઞાતિજનો, આપણે અહીં જમવું નથી."

અને ઓઘડશંકરે આ મહાન ફેંસલો સુણાવીને જાણે પવિત્ર ન્યાયમૂર્તિ તરીકે પોતાની ફરજ બજાવી હોય તેમ, ત્યાંથી પ્રયાણ કર્યું. એમની પાછળ તમામ જમવા આવનારાઓની હારકટાર ચાલી રહી.

"ભાઈ તમે ખોટું કર્યું" ચંપકલાલે વિશ્વનાથને કહ્યું.

હાથ જોડીને આકાશ તરફ જોતો દયાર્દ્ર વાણીથી વિશ્વનાથ બોલ્યો: "હે! સર્વજ્ઞ પરમાત્મન્! આપ મારા સાચા સાથી છો;

સાક્ષી છો; મેં શું આ ખોટું કર્યું છે?" આંખો મીંચીને તે ગણુગણી રહ્યો :

"અસત્યો માંહેથી પરમ સત્યે તું જ લઈ જા."

## પ્રકરણ ૨૪ બહુમતીની ક્રાન્તિ

શાંતિ ભોજનને સ્થળેથી તમામ જ્ઞાતિજનો વિખરાયા નહતા. વિશ્વનાથ અને તેના કુટુંબ તરફ સહાનુભૂતિ દર્શાવનાર તેમજ ચંપકલાલનાં સગાંસંબંધી ત્યાં હજી ઉભાં રહ્યાં હતાં.

વિશ્વનાથ જ્યારે પ્રાર્થના કરી રહ્યો હતો ત્યારે જાણે તેની પ્રાર્થના પરમાત્માએ સાંભળી હોય તેમ ચંપકલાલનો મામો જમનાશંકર તેની પાસે આવ્યો અને તેનો ખભો થાબડીને બોલ્યો: 'ભાઈ, હિમ્મત રાખજે. તારા પગલા તરફ અમારી સહાનુભૂતિ છે. તારા પક્ષમાં કોઈ નથી એમ ના સમજીશ. ઓઘડશંકરનું ઘમંડ અમે ઉતારીશું."

વિશ્વનાથે પોતાના કાર્યમાં કોઇ સહાયકની આશા રાખી નહતી. જમનાશંકર તરફ તે આભારની દૃષ્ટિથી જોઈ રહેતાં બોલ્યો:

"મુરબ્બી, સાચું કહેજો. મારો શું આમાં કંઇ દોષ હતો?"

"તેં એક સુંદર દાખલો બેસાડયો છે" જમનાશંકરે કહ્યું: "ઓઘડશંકરે જ્ઞાત પટેલ તરીકે વાપરેલી જોહુકમીનું આવું કોઈક પરિણામ આવવાનો મને ભય હતો જ. મારા ભાણા ચમ્પકને તેણે ત્રણ ત્રણ વખત ઘોચપરાણાં કરીને ન્યાત કરવા ફરજ પાડી હતી; ન્યાત ન થાય તો તેને જ્ઞાતિબહાર મૂકવા ધમકી આપી

હતી. એના હાથ કોઈકનેયે જ્ઞાતિબહાર મૂકવા સળવળી રહ્યા હશે એટલે એણે તારા પર પોતાનો સોટો ઉગામ્યો. પરંતુ એનો એ અન્યાયજ છે. અહીં કાંઈ એવાં મરણ નથી થયાં કે જેમની પાછળ લાડવા ઉડાવવાના હોય! તમારા કુટુંબને તો આજે પાંખમાં લેવાની જ્ઞાતિની ફરજ છે. જ્ઞાતિના લાગવગવાળા અને મોટેરાઓએ આવે વખતે તો તમને સાથ આપવો જોઈએ છે. મુંઝાઈશ નહીં. જ્ઞાતિજનોમાં મારી કાંઈક લાગવગ છે, મારાં સગાં પણ ઘણાં છે, અમે સૌ તારા પક્ષમાં રહીશું."

ચમ્પકલાલ ત્યાં ઊભો હતો. પોતાના મામાનાં આ વેણ સાંભળી તેને આનંદ થયો. અનંત આદિ પિકેટરો એ વખતે વિશ્વનાથ પાસે આવી લાગ્યા. "તમે તો ભારે કરી!" અનંતે વિશ્વનાથને શાબાશી આપતાં કહ્યું.

"અનંતભાઈ, તમારી પ્રેરણાનું એ ફલ છે. આ ભોજન અટકાવવામાં હું જો સફળ નીવડયો હોઉં તો 'જ્વાલામુખી મંડળ'ના આદર્શોને જ એ આભારી છે" વિશ્વનાથ બોલ્યો.

"પણ તમને જ્ઞાતિબહાર મૂકીને ઓધડશંકરભાઈ ગયા. એ તો અન્યાય જ હતો" અનંતે કહ્યું.

"એ અન્યાય મિટાવવોજ જોઈએ." જમનાશંકરે કહ્યું.

એક આધેડ વયના જ્ઞાતિજનનું આ કથન સાંભળી અનંત છક્ક થઈ ગયો. વિશ્વનાથે તેની ઓળખાણ આપી. તેઓ સાથ આપવા રાજી છે અને ઓધડશંકરનો ઘમંડ ઉતારવા માગે છે એમ કહ્યું.

"મારું તો એમ માનવું છે, જમનાશંકરભાઈ, કે તમે તેમની જ્ઞાતિપટેલ તરીકેની સત્તા લઈ લેવા માટે બહુમતિ જમાવો. આજ પાર્લામેન્ટરી યુગ ચાલે છે એ તમે જાણો છો. પાર્લામેન્ટરી

શિરસ્તો એ હોય છે કે, જ્યારે કોઈ વડોપ્રધાન અથવા તો પ્રેસિડેન્ટ અપ્રિય થઇ પડે છે ત્યારે તેને બહુમતીના જોરથી રાજીનામું આપવા ફરજ પાડવામાં આવે છે અને તેને બદલે લોકપ્રિય માણસ સત્તા ઉપર આવે છે. જો આપની બહુમતી હોય તો, ઓઘડ શંકરની નાદીરશાહીનો મૃત્યુ-ઘંટ વગાડી શકો છો." અનંતે અભિપ્રાય આપ્યો.

કવિ કાન્તે કહ્યું : "અનંત, તારી વિચારસરણીને મારો ટેકો છે. આપણે ઇતિહાસમાં શીખી ગયા છીએ કે યુરોપમાં જુલ્મી રાજશાહીના અંત પ્રજાસત્તાવાદીઓએ આવીજ પદ્ધતિથી આણેલા છે. ફ્રાન્સની રાજશાહી, પ્રજાના બળવાથીજ નાબુદ થઇ. રશિયાની ઝારશાહી એજ સિદ્ધાંતથી ઉખડી ગઇ. ટર્કીની સુલ્તાનશાહીનો અંત પણ પ્રજાવાદે આણ્યો. યુરોપમાં આજે ૯૯ ટકા રાજ્યો પ્રજાસત્તાવાદી છે. અમેરિકા આજે જગતનું મોટામાં મોટું પ્રજાતંત્રવાદી રાજ્ય છે, જ્યાં આખોયે દેશ પ્રેસિડેન્ટની ચુંટણીમાં ભાગ લે છે. જ્ઞાતિને એવા એક દેશ સાથે સરખાવીએ, તો પ્રજાશાહીનો સિદ્ધાંત તેને લાગુ પડે છે. બહુમતી જેને ઇચ્છે તેજ જ્ઞાતિપટેલ થવો જોઇએ. બહુમતી જેમ ઇચ્છે તેમ જ્ઞાતિના કારોબારનું તંત્ર પટેલે ચલાવવું જોઇએ. એકહથ્થુશાઇ વાપરનાર અથવા વંશપરંપરાગત પટલાઇનો દાવો કરનાર પટેલ નહીં જોઇએ."

"તમારા વિચારો વાજબી છે." જમનાશંકર બોલ્યો : "આ ગામની જ્ઞાતિમાં મારી ૭૫ ટકા બહુમતી થઈ શકે તેમ છે."

"ત્યારે તો ઘણું ઠીક" અશોક બોલ્યોઃ "તમારા પક્ષના માણસોની એક સભા બોલાવો અને તમે નિર્ણય કરો કે, જ્ઞાતિ પટેલ તરીકે ઓઘડશંકર તમને માન્ય નથી. તમે જેટલા એકઠા થાઓ તેટલાઓ તમારો પોતાનો પટેલ અથવા પ્રેસિડેન્ટ પસંદ કરો.

તમારા પ્રેસિડેન્ટની મદદમાં એક કમિટી નીમો. એમાં તમે નિયમો ઘડો. તમારો સમૂહ જેમ વધુ હશે તેમ વધુ લાભ."

"અમે એમ કરી શકીશું" જમનાશંકરે કહ્યું.

"પણ એક વાત સ્પષ્ટ કરો" વિશ્વનાથ બોલ્યો: "તમારી બહુમતિએ કુરૂઢિઓ દૂર કરવા માટે અને યોગ્ય સુધારાઓ કરવા માટે નિયમો ઘડવા જોઈશે. ફરીથી પાછા તમે પણ ઓઘડશંકર જેવા જુલ્મી બનો, એમ ન થવું જોઈએ. મુઆ નહિ ને ભુત થયા એ પદ્ધતિનો એ સમૂહ ન હોવો જોઈએ."

"હા. એ વાત બરાબર છે." ચંપકલાલ બોલ્યો: "જેવી રીતે મારા ઉપર આપખુદી થઈ તેવી રીતે કોઈ ઉપર જ્ઞાતિવરા કરવા માટે આપખુદી વપરાવી જોઈએ નહીં."

"ખચીતજ" જમનાશંકરે કહ્યું: "અમે એ બાબતમાં આ ભાઈઓની સલાહ લેવા ના નથી પાડતા. અમારો ઈરાદો જ્ઞાતિ પટેલોના જુલ્મો રદ કરવાનો જ છે, એ તો મેં પહેલેથીજ કહી દીધું છે. મરણના જ્ઞાતિવરા બંધ પડવા જોઈએ એ નક્કી છે. એવા જ્ઞાતિવરાથી તો અનેક કુટુંબો દરિદ્ર બની ગયેલાં મેં જોયાં છે. પાસે પૈસો ન હોય તોપણ જ્ઞાતિવરા તો કરવાજ પડે, એવી ફરજ નીકળી જવી જોઈએ."

"માત્ર જ્ઞાતિવરા જ નહિં પણ બીજી અનેક બાબતોમાં તમારે ઉદાર ધોરણવાળા નિયમો ઘડવા જોઈશે." અનંત બોલ્યો.

"હું સમજી ગયો. તમે જ્ઞાતિની વાડીમાં જે બધું ઓઘડ-શંકર આગળ કહ્યું હતું તે મેં સાંભળેલું છે. હું પણ તે વખતે હાજર હતો. બ્રાહ્મણ જ્ઞાતિના ઉત્તમતાનો તમારો આદર્શ હું પસંદ કરું છું અને તમે જોશો કે, નવું બંધારણ એ મુદ્દાસર હશે."

આ મુજબ વિચારોની આપ-લે કરીને સૌ વિખરાયા.

એ રાતે જ્ઞાતિવરાની તમામ રસોઇ ગામનાં ચોપગાં પ્રાણીઓને ખવરાવી દેવાઈ અને જ્ઞાતિના કોઇ પણ માણસોના મ્હોંમાં તેનો એક પણ દાણો ગયો નહીં. જ્વાલામુખી મંડળના સભ્યો બીજે દિવસે પ્રભાતમાં વિહંગપુર પાછા ગયા–ફક્ત અનંત અને તેના મિત્રો ત્યાં રોકાયા.

આ બાજુ ઓઘડશંકરના દિલમાં વિશ્વનાથના બંડે જુલ્મ-શાહીના વિચારોનો થોક ઉત્પન્ન કર્યો હતો.

બીજા દિવસના પ્રભાતના પ્હોરમાં તેણે જ્ઞાતિમાં નોતરાં ફેરવી દીધાં, જેમાં વિશ્વનાથનું અને ચંપકલાલનું એમ બે ઘરનાં નોતરાં તેણે કાપી નાંખ્યાં. જમનાશંકરને આ ઉપરથી કારણ મળ્યું. તેણે જ્ઞાતિજનોને ઘેર ઘેર ફરીને પોતાના આગલી રાતના વિચારો દર્શાવ્યા. એને ટેકો આપવા ઘણાઓએ કબૂલ કર્યું. જ્ઞાતિ–પટેલનો એકહથ્થુ દોર તોડવા માટે શું કરવું તે વિષે વિચાર કરવા દશ વાગ્યાને શુમારે મહાદેવના એક મંદિરમાં તેઓ એકઠા થયા. અનંત અને તેના મિત્રો પણ ત્યાં હાજર રહ્યા.

જમનાશંકર અમ્બાપુર અને તેની આસપાસની અદાલતોમાં મુખત્યાર તરીકે કામ કરતો હતો એટલે દલિલોમાં તે એક્કો હતો. તેણે એકઠા મળેલાઓ સમક્ષ દલિલોની શરૂઆતનું ભાષણ કરતાં કહ્યું: " જ્ઞાતિજનો, આજે આપણે એટલાજ માટે એકઠા મળ્યા છીએ કે, આપણને જાણી બુઝીને છંછેડવામાં આવ્યા છે. અન્યાયનો સોટો એક દુઃખી કુટુંબ ઉપર ઉગામીને જ્ઞાતિ પટેલે આપણને પડકાર કર્યો છે કે–આપણામાં પાણી હોય તો આપણે તેને બતાવવું–નહીંતર એની ગુલામીમાં સબડયા કરવું. વિશ્વનાથની વ્હારે ચડવાની આપણી ફરજ છે. જો જ્ઞાતિ તરફથી એને પાંખમાં

લેવાને બદલે જ્ઞાતિના વર્તુલ બહાર કાઢવામાં આવે તો તેનો અર્થ એટલોજ થાય કે, આપણને એના સંયોગો વિચારવા નથી પણ કોઈ પણ રીતે બસ લાડવા જ જમવા છે! લાડવા જમવા એમાંજ આપણા જીવનનો તમામ ઉદ્દેશ સમાઇ જતો નથી. એક લુંટારો એક નાના છોકરાની સોનાની સાંકળી લૂંટવા માટે તેને એક પેંડો આપે અને પછી સાંકળી કાઢીને રસ્તે પડે એવીજ આપણી હાલત જ્ઞાતિપટેલે કરવા ધારી છે. એક બાજુ વિશ્વનાથને ત્યાં આપણે જ્ઞાતિવરા જમ્યા જઇશું, બીજી બાજુ એના પિતા ઉપર કેસ ચાલે; અને એ બહુ વિપત્તમા આવી પડે, તે આપણે હસી હસીને જોયા કરીએ! ત્રીજી બાજુ જ્ઞાતિપટેલ એમ જ ગણે કે, કેવો મેં વિશ્વનાથને કાબુમાં લીધો છે અને હવે જ્ઞાતિમાં મારો કેવો પ્રભાવ પડયો છે? આ વસ્તુસ્થિતિ શું સાંખી રહેવા જેવી છે? વિશ્વનાથની આર્થિક સ્થિતિ 'બાંધી મૂઠી લાખ' ના જેવી છે. ચાર મરણ પાછળ તે ચાર જ્ઞાતિવરા કરે એથી એને કેટલું બધું ખર્ચ થઇ જવા સંભવ છે? હજી એનો પોતાનો મહારોગ એને મટાડવાનો છે. હજી એનાં નાનાં નાનાં બાઇ બહેનોને ભણાવવા, પરણાવવા, વગેરેની ચિંતા એને માથે મોજુદ છે કાકાની ઓથ ગઈ. કાકાનો મોટો પુત્ર પણ ગયો. એની પોતાની માતા પણ ગુજરી ગઇ અને એની નવી માતાનું હૃદયભેદક મૃત્યુ થયું. એના પિતાને સખ્ત સજામાંથી બચાવવા એને હોશિયાર વકીલો રોકવા પડશે. વરિષ્ટ અદાલત સુધી લડવું પડશે. આ બધાં ખર્ચને પહોંચી વળવા માટે એને જે ચિંતા ઉપજી રહી છે તેમાં જ્ઞાતિવરા કરવાની જોહુકમીથી વધારો કરીને જ્ઞાતિ પટેલે એના પર ત્રાસ ગુજાર્યો છે. એ ત્રાસ લુંટારા જેવો નથી શુ?! વિશ્વનાથની ગેરહાજરીમાં ચંપકલાલે એના વતી કામ કર્યું તો એ નિર્દોષનું પણ નોતરૂં કાપીને જ્ઞાતિપટેલે તેને જ્ઞાતિબહાર મૂકવા ઠરાવ્યું છે. આવી રીતનો ત્રાસ ગુજારવામાં

જો આજે જ્ઞાતિ પટેલ ફાવશે તો, યાદ રાખજો, કે, બીજીવાર બીજા કોઇને ત્યાં આવી કોઇ કમનસીબી આવી પડી તો તેને યે જુલ્મના ચોકઠામાં જકડવામાં જ્ઞાતિપટેલ પીછેહઠ નહિ કરે. કાલ શું બનશે તે કોણ જાણે છે? બુરો વખત ક્યારે આવશે એ કોઇ જાણતું નથી. એવા વખતમાં જ્ઞાતિપટેલને હરકોઇને રીબાવવાની ટેવ પડી જશે તો તે જ્ઞાતિજનોને ઘણીજ ભારે પડશે. માટે આ અન્યાય દૂર કરવોજ જોઇએ. જ્ઞાતિજનો રાજી રહે એવી રીતે પટેલે વર્તવું જોઇએ. પોતાની સ્થિતિ અને સંપતિના વર્તુલમાં હરકોઇ ચાલે તો તેમાં તેના ઉપર કોઇ પણ જાતનું ફરજીઆતપણું પટેલે લાદવું જોઇએ નહીં. જ્ઞાતિપટેલ જ્ઞાતિજનોના મ્હોંરૂપ છે. એ મ્હોંમાં પ્રેમ, મીઠાશ, શાંતિ, ઠરેલપણું અને સહૃદયતા હોવાં જોઇએ; એ મ્હોંમાં સુવાસ હોવી જોઇએ. એને બદલે આપણે આ દાખલામાં શું જોયું છે? ક્રોધ, તિરસ્કાર, અને જોહુકમીનું વર્તન! સુવાસને બદલે કેવળ દુર્ગંધ! એ સાંખી રહેવાનો સમય હવે રહ્યો નથી. માટે આજે તમને સર્વને મેં એ પટેલને બદલી નાંખવા માટે એકઠા કર્યા છે. એમને કેવી રીતે બદલવા એ તમને આ સભામાં સમજાવવામાં આવશે."

અનંતને બોલવા કહેવામાં આવતાં તેણે કહ્યું, "આપણા દેશમાં અર્ધી સદી ઉપરાંતથી રાજસુધારાઓ માગનારી જે કોંગ્રેસ સ્થાપિત થઇ છે તેના થોડાક ઇતિહાસની તમને હું પ્રથમ જાણ કરૂં છું. પહેલાં એ કોંગ્રેસદ્વારા સરકારને અરજીઓ થતી, ઠરાવો મોકલાતા અને અમુક સુધારા આપો એમ વિનંતિ થતી. મહારાષ્ટ્રના નેતા લોકમાન્ય તિલકે તે પદ્ધતિમાં નારાજી બતાવીને એક પક્ષ સ્થાપ્યો, જેને ઉદ્દામપક્ષ તરીકે ગણવામાં આવ્યો. એ પક્ષ કોંગ્રેસની અંદરનોજ પક્ષ હતો. લોકમાન્ય તિલકે વિચારો જાગૃત કર્યા કે, સ્વરાજ આપણો જન્મસિદ્ધ હક્ક છે. અને તે આપણે મેળવવો જોઇએ. એમણે 'સ્વદેશી' નો પ્રચાર કર્યો અને

લોકમાં જાગૃતિ આણી. ધીમે ધીમે જુના વિચારોવાળાઓનો જથ્થો ઘટયો અને લોકમાન્યના વિચારોવાળા વધવા માંડયા. એ પછી મહાત્મા ગાંધીજીનો યુગ આવ્યો. એમણે કોંગ્રેસના વિચારોમાં પરિવર્તન કરી દીધું. એમણે અહિંસક શાંતિથી સત્યાગ્રહ દ્વારા પોતાનાં ધ્યેય સાધવાનો સિદ્ધાંત લોકમાં પ્રચાર્યો. આજ આપણે શું જોઈએ છીએ ? કોંગ્રેસ એજ સિદ્ધાંતવાદીઓની બનેલી છે. દેશની મોટી બહુમતી કોંગ્રેસમાં છે અને જુના વિચારવાળાઓ કોંગ્રેસમાં નથી, કોંગ્રેસનો પ્રમુખ અને કારોબારી સમિતિ તેમજ બીજી સમિતિઓમાં કોંગ્રેસના સિદ્ધાંતવાળાઓ જ ચુંટાય છે. જુના વિચારનો કોઈ પણ મહાસભામાં રહ્યો નથી. જ્ઞાતિજનો, દેશમાં ગાંધીજીના વિચારોને ટેકો આપનારાઓ ખુબ સંખ્યામાં વધી જવાથી કોંગ્રેસમાં આ પરિણામ આવ્યું છે.

"બહુમતીએ જુના વિચારવાદીઓ ઉપર વિજય મેળવીને જેમ કોંગ્રેસનાં તંત્રમાં તેઓના અવાજ રાખ્યો નથી તેજ રીતે તમે કરી શકો છો. જેમ ગાંધીજીના વિચારોને અનુસરનારાઓની બહુમતી દેશનાં ક્રમે ક્રમે વધી ગઈ અને કોંગ્રેસને તેઓએ સર કરી તેમ જ્ઞાતિઓમાં સુધારા કરવા માગનારાઓએ પ્રત્યેક જ્ઞાતિને સર કરવી જોઈએ. તેમનો બહુમતી વધી જાય તો તેમાંથી જુલ્મશાહીનો કારોબાર નાશ પામે અને કુરૂઢિયો અવશ્ય નિર્મૂળ થઈ જાય. એને પરિણામે, જુના વિચારવાળાઓ પોતાની જુલ્મશાહી વાપરી શકે નહીં, અને તેઓ પોતાના વિચારો મુજબ બીજાઓને વર્તવા ફરજ પાડી શકે નહીં અને તેઓનાં કાર્યો બહુમતી સહેલાઈથી રદ કરી શકે. તમે આજે એ વસ્તુસ્થિતિ લાવવા એકઠા મળ્યા છો. તમે ઓધડશંકરના જૂથ કરતા વધુ સંખ્યામાં હો તો તમારો નિર્ણય તેને જરૂર મહાત કરી શકે પણ હું થોડીક ચેતવણી આપી દઉં. તમારો નિર્ણય ન્યાયી હોવો જોઈએ, દ્વેષભાવ રહિત હોવો જોઈએ. તેમાં સત્યનું પૂરેપૂરું પરિપાલન હોવું જોઈએ. હું જાણું છું તે પ્રમાણે એવું જ

તમારૂં વલણ છે. અને તેથી તમે જરૂર ફત્તેહમંદ થશો, એમ મારૂં હૃદય કહે છે. ”

કવિને જમનાશંકરે પોતાના વિચારો દર્શાવવા કહ્યું. કવિએ ઉભા થઇને કહ્યું : “ જ્ઞાતિજનો, હું એ દિવસનું પ્રભાત જોવા તલસું છું કે જ્યારે ન્યાય પક્ષનું સામ્રાજ્ય જ્ઞાતિમાં પ્રવર્તતું હોય. તમે આજથી તમારા પક્ષને ‘ન્યાયપક્ષ’ નામ આપી શકો છો, અને ન્યાયથી ઉલટા સિદ્ધાંતે કામ લઇ રહેલાઓના પક્ષને બદલે તમારૂં સ્થાન અંબાપુરમાં વધારે ઉંચું છે એમ સાબીત કરી શકો છો-તમે દશ હો તો તેઓ એની સંખ્યામાં જ હોવા જોઇએ. આવું તમારૂં પરિબળ હશે તો જ તમે જ્ઞાતિની પટેલશાહીના દોર તોડી ન્યાય સ્થાપી શકશો.” બાદ અશોકને બોલવા કહેવામાં આવ્યું. તેણે કહ્યું : “ હું ટૂંકી પણ ચોખ્ખી રેખા દોરી તમારે શું કરવાનું છે તેનું શબ્દચિત્ર રજુ કરવા માગું છું. અત્રે કહેવામાં આવ્યું છે કે ૭૫ ટકા જ્ઞાતિજનો જમનાશંકરભાઇને સાથ આપે તેમ છે. જો એ સત્ય હોય તો પ્રત્યેક જણ શ્રી મહાદેવજીના સોગંદ લઇને આ પક્ષની પ્રતિજ્ઞા ઉપર સહી કરે અને તે પછી આજ શું કરવું તેમજ હવે પછી કેવા સિદ્ધાંતો પર પક્ષને કામ કરવાનું છે તે નક્કી કરે. મારા અભિપ્રાય મુજબ, તમારે આજે એમ ઠરાવવું કે—ઓઘડશંકરના જ્ઞાતિભોજનમાં તમે સામેલ થવા ના પાડો છો. એ ભોજન અન્યાય મૂલક છે એમ જાહેર કરીને તમે વિશ્વનાથને અને ચંપકલાલને તમારી સાથે સામેલ રાખી તેમની સાથે સંપર્ક કરો છો. એટલે તેઓ સાથે ભોજનવહેવાર તેમજ કન્યાવહેવાર ચાલુ રાખવા માટે તમે બંધાઓ છો. આ સાથે તમે એમ જાહેર કરો છો કે, જ્ઞાતિમાંથી મરણપાછળના જમણવાર બંધ કરો છો અને લગ્નપ્રથામાં અમુક પદ્ધતિના સુધારા દાખલ કરવા પ્રતિજ્ઞાથી બંધાઓ છો. જ્ઞાતિજનોની એક કમિટિ નીમીને તેના પ્રમુખ તરીકે તમે અમુક વ્યક્તિને નીમીને તે કમિટિ સહિત પ્રમુખને તમે યોગ્ય

બંધારણ ઘડવા અને તમારી મંજુરી માટે તમારી સમક્ષ તે રજુ કરવા સત્તા આપો છો. હું માનું છું કે, તમારાં કાર્યની આ આબેહુબ રૂપરેખા છે."

આ પ્રાસ્તાવિક ભાષણો અને માર્ગદર્શન સર્વની આંખ ખોલનારાં થઈ પડયાં. દરેકે દરેક જણે પોતાનાં નામો લખાવ્યાં. એની ગણત્રી કરવામાં આવતાં માલુમ પડયું કે– ઓઘડશંકરના પક્ષ કરતાં ત્રણ ગણી વધારે સંખ્યાનાં એ માણસો હતાં. બંધારણીય રીતે કામ લેવા માટે એ ગૃહસ્થોની સભા સ્થપાઇ અને તેના પ્રમુખ તરીકે કોને નીમવા એ માટે મત લેવાયા. દરેક જણે કાગળ પર સ્વેચ્છાનુસાર અમુકવ્યક્તિનું નામ પ્રમુખ તરીકે લખી પોતાની સહી કરી. એ કાગળીઆં એકઠાં કરી પરિણામ જાહેર થયું. એમાં કેવળ જમનાશંકરનું જ નામ રજુ થયું હતું. સર્વાનુમતે ન્યાય પક્ષના પ્રમુખ તેઓ ચુંટાયા.

પ્રમુખે રીતસર કામકાજ આદર્યું. પક્ષનું નામ 'ન્યાયપક્ષ' રાખવા દરખાસ્ત મૂકાઈ. તેને ટેકો અપાયો. મત લેવાયા. અને નામ મંજુર થયું.

પ્રતિજ્ઞા રજુ થઈ. તે પણ મંજુર થઈ અને તેના પર સહિ કરનારાઓએ શ્રી મહાદેવજીના સોગંદ લઈને જાહેર કર્યું કે, અમે આજથી પક્ષના ન્યાયના સિદ્ધાંતોને ટેકો આપવા અને પક્ષ જે કાંઈ ઠરાવ કરે તેને પાળવા ઇશ્વરસાક્ષીએ બંધાઇએ છીએ.

એ બાદ વિવિધ ઠરાવો સુચવવા કમિટી નીમાઇ. કમિટીને ઠરાવો ઘડવા મંજુરી અપાઈ અને તત્કાળ તે કમિટીએ એક ખરડો ઘડીને જુદી જુદી દરેક રૂઢિની તપસીલ કરીને તેમાં કેવા સુધારા કરવા જોઇએ તે જાહેર કર્યું. એને લગતા ઠરાવો એકેએક સભા સમક્ષ મૂકીને પસાર કરવામાં આવ્યા.

લગભગ બેથી અઢી કલાકના સમયમાં આ મુજબ નિર્ણય થયા બાદ સક્રિય પગલા રૂપે તમામ એકત્ર થયેલાઓએ વિશ્વનાથ અને ચંપકલાલ સાથેના પોતાના સંપર્કના પ્રમાણ તરીકે ઉપહાર લીધો.

કમિટિને અને પ્રમુખને આ ઠરાવોની ખબર ઓઘડ-શંકરને આપવાની સત્તા આપીને સૌ વિખરાયા. કમિટિ પંદર માણસોની નીમાઈ હતી અને તેના સભ્યોની એવી ચુંટણી થઇ હતી કે, જેઓ ઓઘડશંકરના સાથીઓ ઉપર પણ પ્રભાવ પાડી શકે. આ કમિટિના માણસો દ્વારા સક્રિય અને સચોટ પગલું ભરવા ઠરાવવામાં આવ્યું. કમિટીએ મસલત કરીને ઠરાવોની નકલો ઉતારી લીધી અને એનો દરેક સભ્ય તે ઠરાવ સહિત ઓઘડશંકરના સાથીઓ તરીકે જેઓ આ સભામાં ન્હોતા આવ્યા તેમને ત્યાં અલગ અલગ ગયો અને તે ઠરાવોની જાણ કરીને એ લોકોના દિલમાં ઠસાવવામાં આવ્યું કે—"આજે જ્ઞાતિની વાડી આગળ પિકેટીંગ થશે અને ઓઘડશંકરના અન્યાયી ભોજનમાં સામેલ નહીં થવા જ્ઞાતિજનોને અહિંસક શાંતિથી અપીલ થશે માટે ડાહ્યા હોય તેમણે જમવા જવું નહીં."

ભોજન સમયથી એક કલાક અગાઉ જમનાશંકર સહિત કમિટીના સભ્યો જ્ઞાતિની વાડી આગળ ઉપસ્થિત રહ્યા. તેમણે જમવા આવનારાઓને શાંતિથી ઉપદેશ દેવા માંડયો. પરિણામ સુંદર આવ્યું. ઘણાઓ પોતાને ઘેર પાછા ગયા. ફકત ઓઘડશંકર અને તેમના કુટુંબ સિવાય કોઇપણ જ્ઞાતિજન એ ભોજન લેવા વાડીમાં ગયો નહીં. ઓઘડશંકર રાતાપીળા થઇ ગયા. વાડીના બારણામાં આવીને એમણે ખૂબ બખાળા પાડયા પણ કમિટિનો પ્રત્યેક સભ્ય જાણે કાંઈ સાંભળ્યું જ નથી એમ ચૂપકીદી ધારણ કરીને ઉભો રહ્યો. રાત પડી. ઓઘડશંકરને જ્યારે ખાત્રી થઈ કે, હવે કોઇ

આવે તેમ નથી ત્યારે તેણે જાતે અનેક ઘરોની મુલાકાત લીધી. તેમાં યે ન ફાવ્યા.

એમના કુટુંબ સિવાય બીજાઓ આવ્યા જ નહીં. પણ મધ્યરાત્રિ થઇ ત્યારે ઓઘડશંકરે પોતાનાં કુટુંબીઓની સાથે યે ભોજન લઈને પોતાનો વિજય જાહેર કર્યો.

છેક છેવટ સુધી કમિટીના સભ્યો હાજર રહ્યા. અને જ્યારે ઓઘડશંકર તાળાં વાસીને ઘેર ગયા ત્યારે જ જમનાશંકરે ચૂપકીદી તોડીને અનંતને કહ્યું: "જોયું? વિશ્વનાથને અને ચંપકને જ્ઞાતિ બહાર કહેનાર પોતે જ કેવો જ્ઞાતિથી બહિષ્કૃત થયો?"

"બહુમતીએ આમાં સુંદર ક્રાંતિ કરી છે—" અનંતે કહ્યું.

"—અને જબરદસ્ત વિજય મેળવ્યો છે." કવિ બોલ્યો.

"હવે આ વિજય બરાબર જીરવી જાણવો જોઇએ." અશોકે અભિપ્રાય આપ્યો.

## પ્રકરણ ૨૫ — હતભાગી ગૃહસંસાર!

અશોક પોતાની બહેન બાલાને વડપુરમાં તેને સાસરે મૂકી આવ્યો હતો ત્યાર પછી બાલાનો ગૃહસંસાર સુખ રૂપ ચાલશે, એવી આશા તેણે રાખી હતી પણ વસ્તુતઃ તેમ બન્યું નહતું. કમલાશંકરને ત્યાં બાલાની ગત 'નવી નવ દહાડા' જેવી થઇ રહી. થોડાક દિવસ તો શાંતિથી વીત્યા પણ ધીમે ધીમે પતિદેવે અને તેનાં માબાપે પોતાનાં પોત પ્રકાશ્યાં.

એક પ્રાતઃકાળે પાંચ વાગે ઉઠીને મહાનંદાએ બાલાને બુમો મારીને જગાડી અને કહ્યું: "ખાઇ પીને બસ ઘોરવુંજ ગમે છે, ખરૂં કે ? દરરોજ મારી પૂજાની સામગ્રી તારે કરવી, સમજી ?"

મહાનંદાએ દેવઘરમાં બાલા પાસે પૂંજો કઢાવ્યો, પોતાને ન્હાવાનું પાણી એની પાસે કરાવ્યું અને ન્હાઇને દેવપૂજામાં બેસીને કેટલીક ચીજો માગવા માંડી. અચાનકજ એણે કહ્યું : "વહુ, તું કેવી આચાર વિનાની છે ? આ મેલાં ગંદા કપડાં પહેરીને દેવપૂજાનો સામાન કેમ આપે છે ? તું ન્હાઇ કે નહી ?"

"ના હું નથી ન્હાઇ."

"તારાં માબાપે તને આચાર પણ શીખવ્યા નથી ? દેવઘરમાં ન્હાયા વિના દાખલ થવાય ખરૂં ? મૂર્ખી, તેં તો બધું અપવિત્ર કર્યું !"

બાલાને એણે એટલી બધી ધમકાવી નાંખી કે એનાથી રડી પડાયું.

"રડીને બોપાગાળા વિદ્યા ના અજમાવ, સમજી ?" મહાનંદાએ દંશ માર્યો: "તું રડીશ તેથી કાંઇ હું છેતરાઇ જાઉં તેમ નથી."

બાલા ન્હાઇને એની સેવામાં હાજર રહી પણ મહાનંદાની પૂજા એટલે દેવપૂજા ન્હોતી. જાણે વહુને ત્રાસ આપવાની એ પ્રવૃત્તિ હતી એમજ માલુમ પડયું. બે કલાક એ પૂજા દરમ્યાન કંઇ નહીં ને કંઇ એવી પચીસ ચીજો તેણે બાલા પાસે મંગાવી અને એ માટે ઘરમાં બધેયે એને આંટાફેરા ખવરાવ્યા.

મહાનંદાએ એ પૂજા ભાગ્યે જ એકચિત્ત કરી હશે, એમ દેવોને લાગ્યું હોવું જોઇએ.

બીજા દિવસથી શોભારામની પૂજાને લગતી તૈયારી અને તેમને આપવાની ચીજોની ફરજ પણ બાલાને સોંપાઈ. આ બે જણની મરજી સાચવવામાં ખરે જ બાલાની ગત એક 'ફુટબોલ' જેવી બની રહી. મહાનંદા કંઈક માગે તે લેવા બાલા ગઈ હોય ત્યાં શોભારામ તરફથી કંઈક ચીજની માગણી કરવામાં આવે; અને તે અપાય ત્યાં સાસુજીની બૂમો ચાલુ જ થઇ હોય. ફેરાફાંટા ખાઇને એ ચીજો પૂરી પાડવામાં એનો દમ નીકળી જવા લાગ્યો. તે વિચાર કરતી કે, આજ સુધી નોકરો પાસે આ બધુ કામકાજ કરાવવામાં આવતું અને હવે મારી પાસે કેમ કરાવવામાં આવે છે? પણ એ મન વાળતી કે, આર્યધર્મના ફરમાનોમાં સાસુ કપરી હોય તો વહુએ શું કરવું, એ માટે વહુઓને માર્ગદર્શન ફકત સેવા કરવાનું જ છે, એટલે બાલા એજ માર્ગદર્શનને અનુસરી રહી.

એક દિવસ આ સેવા એને ભારે પડી ગઈ. સાસુજીએ દેવને ધરાવવાના પ્રસાદ તરીકે સાકર મૂકેલી નહીં હોવાની ફરિયાદ કરીને જલ્દીથી તે લાવવા બાલાને ફરમાવ્યું. બાલા ઉતાવળી ઉતાવળી રસોડામાં જઈ સાકર લઇ આવી પણ દેવઘરમાં પેસતાં અચાનકજ ઘીની વાટકીને તેના પગની ઠેશ વાગી; આથી ઘી ઢોળાયું અને સાસુજીનો ક્રોધ ૧૦૫ ડીગ્રી પર ચઢી ગયો. તેણે બખાળા પાડીને કહેવા માંડયું: "આંધળી, સહવારના પ્હોરમાંજ અપશુકન કર્યાં? ઘી ઢોળાયું એટલે જરૂર હવે આજ મારો દહાડો ખરાબ જવાનો અને કંઇક મ્હોંકાણના સમાચાર આવવાના!"

મહાનંદાના બખાળાથી નોકર છગન અને નોકરડી રામી ત્યાં ધાઇ આવ્યાં. તેઓને ધમકાવીને મહાનંદાએ આઘાં કાઢી મુકયાં. બાલા રડવા લાગી. એટલે સાસુજીએ કહ્યું: "બસ? રડી રડીને તું જ્યારે ને ત્યારે મને શા માટે ડખસાવે છે? તારો વાંક તને વસતો નથી અને તું મારી પૂજામાં ખલેલ પાડે છે?" ગુસ્સામાંને ગુસ્સામાં

મહાનંદાએ જર્મન સિલ્વરની આરતી કે જેમાં ઘી હતું અને દીવેટ પણ સળગતી હતી તે ઉઠાવીને બાલાના કપાળમાં છુટ્ટી મારી.

બાલાના કપાળમાં જખ્મ પડ્યો. એનાં વસ્ત્રો પણ ઘીથી ખરડાયાં અને એની દરકાર કર્યા વિના મહાનંદા ગુસ્સામાં દેવઘરમાંથી જતી રહી.

પતિનાં માબાપ પોતાનાં દુશ્મન થઇને પોતાની પાછળ લાગ્યાં છે, એમ બાલાને હવે સમજાઈ ગયું. નોકરડી રામી એની તરફેણમાં હતી. એણે કેટલાક દેશી ઉપચાર બતાવીને એના જખ્મને રૂઝાવવા તજવીજ કરી.

પણ એ રાતે પતિદેવ આગળ બાલાને ભારે પંચાત થઈ પડી: "કેમ? આ કપાળમાં શું કર્યું છે? આવો ચાંલ્લો?!"

બાલાએ સાસુનો દોષ ના કાઢ્યો પણ કહ્યું કે– "મને એક થાંભલો વાગ્યો હતો."

"મૂળ તો તું કાળી છું અને તેમાં આ તારા કપાળમાંનો ડાઘ તો તને વધારે બેડલગામણી બનાવે છે! જાણે ભૂતડી!"

બાલા રડવા લાગી.

"નાલાયક, બસ કશો ઉત્તર નહિં અને રડ્યાજ કરવાનું! અને જુઠ્ઠી વાત કેવી બનાવી કાઢી? માએ સોંપેલું કામ તેં બરાબર કર્યું નહિં અને તેમને ગુસ્સે કર્યાં તેથીજ તને શિક્ષા કરવાની તેમને ફરજ પડી. આ વાત મારાથી કેમ છુપાવે છે?"

"હું છુપાવતી નથી."

"ત્યારે આ શું કરે છે? તેં વાત કેમ બનાવી કાઢી? તને કરેલી શિક્ષા વિષે તેં મને કેમ સીધો જવાબ ન આપ્યો?"

"હું એમની દરેક આજ્ઞા બરાબર પાળું છું."

"જુઠ્ઠી વાત! તેં એમનું કહ્યુંજ માન્યું નથી તેથી તને તેમણે શિક્ષા કરી હતી. પિતાજીની સેવામાં પણ તું ગફલત કરે છે."

બાલા કંઈ બોલી નહિ એટલે કમળાશંકરે એની કાનપટ્ટી ઝાલીને કહ્યું: "જવાબ કેમ દેતી નથી અને રડયા કરે છે શા માટે?"

"શું જવાબ દઉં? મારી ભુલ થઇ."

"ભૂલ થઇ! બસ? એમ કહ્યાથી છટકી જવાશે? જા, આજની રાત આ ખંડ બહાર જઈ ભોંય ઉપર સુઈ રહે. સમજી?"

બાલાને ખંડ બહાર કાઢીને કમળાશંકરે બારણાં વાસી દીધાં. બાલા ભોંય પર સુઇ રહી. પ્રાતઃકાળ થયો અને પાંચ વાગે મહાનંદા ફાનસ સાથે કમળાશંકરનાં ખંડ આગળ આવી. બહાર બાલા સુતેલી હતી.

"અરે, કોણ અહિં સુતું છે? વહુ! અહીં કેમ સુતી છું?"

બાલાએ કંઇ ઉત્તર દીધો નહીં. મહાનંદાએ કમળાશંકરને જગાડયો: "અલ્યા, આ વહુ કેમ બહાર સુતી છે?"

"હું શું જાણું?"

"બોલને કેમ સુતી હતી? અમારા ઘરના ભવાડા કરવા વાસ્તે કે?"

"ના, ના, સ્વપ્નમાં પણ હું એમ ના ઇચ્છું."

"તો પછી બહાર કેમ સુતી? કમળ, તને ખબર છે, એ ક્યારે બહાર આવી?"

"ના મા, હું તો આખી રાત ઘસઘસાટ ઉંઘ્યો હતો!"

"વાહ! આ તો ધણીને ઊંઘતો મૂકીને ન્હાસી જાય એવી નીકળી!"

"એમાં ન્હાસી જવાની વાત ક્યાં આવી?" બાલાથી બોલાઇ જવાયું.

"ત્યારે બીજું શું? તું બહાર જમીન પર સુતી, તે એવું દેખાડવા કે મારા ઘરમાં તને દુઃખ પડે છે. ખરૂંને? અને જમીન પર કેમ સુતી? તારાથી તારા સુવાના ઓરડામાં મરી રહેવાતું ન્હોતું? બહાર નોકર ચાકરો દેખે એવી રીતે તું સુતીજ કેમ?"

"પણ હું શું કરૂં? મને અંદર સુવા દીધી ન્હોતી!"

"શું કહ્યું? તને અંદર સુવા દીધી ન્હોતી? વાહરે! સાહેબજાદી! શું તું મારા કમળનો વાંક કાઢે છે?"

"ના. ના. મારી ભૂલ થઇ."

"અહો! આને તો બોલ્યે કંઇ બંધજ નથી! કમળ, શું તેં એને સુવા દીધી ન્હોતી?"

"મા, એમ તે કદી બને ખરૂં?"

"હં...આ જ ગધેડી જુઠ્ઠી છે. કમળ, એને અંદર લઇ જા અને ફરીથી આવું જુઠ્ઠું બોલે નહિ એ માટે એને પાંશરી કર." મહાનંદાએ ઇશારતથી એને બાલાને માર મારવા જણાવ્યું.

કમળાશંકર એને અંદર ઘસડી ગયો અને બારણાં બંધ કરીને બાલાને ફટકારી. બારણાના કાણામાંથી મહાનંદા જોઇ રહી કે, એને કેવો માર પડે છે.

"છોકરો હજી બહુ ઢીલો છે!" એમ કહીને એટલા મારથી મનોગત અસંતોષ બતાવીને તે ત્યાંથી ચાલી ગઇ.

માર પડયાથી બાલાના શરીર પર કયાંક કયાંક ઢીમણાં થયાં, સોળ ઉઠયા, ઉઝરડા પડયા, અને સાંધામાં દુઃખાવો થવા લાગ્યો. પણ એ વાત એટલેથી ન પતી. રામી દિલસોજીભરી રીતે બાલાને બોંયસ્સો ચોપડીને સારવાર કરતી હતી એ જોઇને મહાનંદાએ કમળાશંકરને ચઢાવ્યો અને રાત પડી ત્યારે કમળાશંકરે બાલાને કહ્યું: "આ બધા શા ફેલ કરવા માંડયા છે? આ શરીર પર ચોપડયું છે શું! અને જમીન કેટલી બધી ખરડી છે?"

"મારૂં શરીર તુટે છે. મને બહુ દુઃખ થાય છે."

"તો હજીયે ચાડીઓ ખા ને? મારી બાને તેં શા વાસ્તે એમ કહ્યું હતું કે મેં તને કાઢી મૂકી છે?"

"મેં એમ કયાં કહેલું?"

"ત્યારે શું કહ્યું હતું? મને સુવા દીધી ન્હોતી એનો અર્થ શો? પણ મેં તને શા માટે સુવા ન્હોતી દીધી? માની સ્હામે તું થઇ તેની શિક્ષા રૂપે જ ને? તને તો કશી શિક્ષાજ ન થાય, ખરૂં કે? શું તું કોઇ એવી રાજકુવરી છે કે, તને કાંઇ કહેવાય નહીં?"

"પણ હું એવું કયાં કહું છું?"

"તો શું કહે છે?"

"કંઇજ નહીં. આપ મારા દેવ છો. આપની તાબેદારી ઉઠાવવા હું સરજાયલી છું. આપ મારા પર કૃપા રાખો."

તારા દુર્ગુણ અને દેદાર પછી હું તારા પર કૃપા રાખી શકું નહિ. મને નોકરડી કહેતી હતી કે એની આગળ તું મારૂં ભુંડું બોલી હતી."

"કદી ન બને."

"તું આજ કાલની અહીં આવેલી સાચી અને મારા ઘરની જુની નોકરડી જુઠ્ઠી, એમને? બોલ, તેં એને શું શું કહ્યું હતું, મારા વિષે?"

"કંઇજ ન્હોતું કહ્યું?"

"વળી જુઠ્ઠું બોલી? તેં મને, મારી બાને અને મારા પિતાને ગાળો દીધી હતી. અમારૂં સત્યાનાશ જાઓ એમ કહ્યું હતું ખરી વાત કે નહીં?"

"ના, ના, પતિદેવ, હું કંઇ બોલી નથી."

"તું બોલી છું. શું બોલી હતી તે કહે."

"તમારાં પવિત્ર ચરણને સ્પર્શીને સોગંદપૂર્વક કહું છું કે, હું કશું બોલી નથી."

"જુઠ્ઠી? માર ખાધા વિના તું લબાડીવિદ્યા છોડે એવી નથી, એ ચોક્કસ છે." આમ કહીને પતિદેવે બાલાના શરીર ઉપર નેતરની સોટીનો ખૂબ પ્રયોગ કર્યો.

કમલાશંકરની નાની બહેન ઉર્મિ જેનું વય ફક્ત ૬ વર્ષનું હતું તે રામીની સાથે કમલાશંકરના ખંડ આગળથી પસાર થતી હતી. ભાભીને અને તેને સારો મેળ હતો. ઉર્મિના કાલા ઘેલા બોલ બાલાને બહુ ગમતા અને પોતાની ફુરસદને વખતે એ નાનકડી નણંદ સાથે ભાભી આનંદ કરતી. એ ભાભી અત્યારે રોતી હોય અને ભાઈ એના પર ગુસ્સે થયા હોય એમ ઉર્મિને લાગ્યું. "રામા, ભાભી કેમ રૂએ છે?" ઉર્મિએ નોકરડીને પૂછયું.

બારણાની એક ફાટ આગળ ઉર્મિને લઇ જઇને રામીએ તેમાંથી નજર કરવા તેને ઇશારત કરી. ઉર્મિએ ભાભી પર ભાઇને

સોટીઓ ચલાવતો જોયો. એનું બાલ-હૃદય કંપી ઉઠ્યું; "ભાઈ, ભાઇ, આ શું કરો છો? ભાભીને કેમ મારો છો?" તેનાથી બહારથી બોલી જવાયું.

રામી આ વખતે ત્યાંથી પસાર થઇ ગઈ. કમલાશંકરે બારણાં ઉઘાડયાં અને ઉર્મિને પૂછ્યું; "શું છે? અહીં કેમ આવી? ચાલી જા, અહીંથી."

"નહી જઉં, ભાભીને મારો છો તે તમને પરમેશ્વર નહીં મારે?" નિર્દોષ ઉર્મિએ કહ્યું. કમલાશંકરે ગુસ્સે થઇને એના બે હાથ ઝાલીને એને એક ધીમી ધોલ મારી અને કહ્યું, "જાય છે કે નહીં? નહીતો, તનેયે ખૂબ મારીશ!"

"ભાઇ, તમારૂં મોં કેમ ગંધાય છે? તમારી આંખો વાઘ જેવી કેમ દેખાય છે? તમે દારૂ પીધો છે? દારૂ તો નોકરો પીએ. આપણે બ્રાહ્મણ. આપણાથી દારૂ પીવાય?"

છ વર્ષની આ નાની બાળકી જાણે કોઇ મુખપાઠ બોલતી હોય તેમ એ બધાં વાક્યો બોલી ગઈ. કમળાશંકરે આમ તેમ નજર કરી. અને પછી એને પૂછ્યું:

"આ બધાં વાક્યો જાણે તને કોઇએ ગોખાવ્યાં હોય તેમ તું બોલી ગઈ! સાચું બોલ. તને કોણે શીખવ્યું છે? તારી ભાભીએ શીખવી રાખ્યું છે ને? જો તારા દેખતાંજ હું એ માટે એના કેવા હાલ કરૂં છું?"

કમળાશંકરે આમ કહીને ખંડની અંદર દોડી જઇને ગુસ્સાથી બાલાના શરીર ઉપર સોટી લગાવી. "ઓ......મા......ઓ—"

બિચારીથી બોલાઈ જવાયું. ઉર્મિની આંખ આંસુથી છલ્લો-છલ્લ ભરાઈ. "ભાઇ, ભાભીએ ન્હોતું કહ્યું. ભાભીને ના મારો.

રામીએ મને કહ્યું છે. રામીને છગને કહ્યું હતું. છગને તમને દારૂ પીતાં જોયા હતા."

કમળાશંકરે એકદમ બારણાં બંધ કરી દીધાં. રોતી રોતી ઊર્મિ મહાનંદા પાસે ગઇ. "બા, બા, ભાઇ ભાભીને સોટીએ સોટીએ મારે છે? ચાલોને? એમને છોડાવો."

"ચૂપ, મૂર્ખી! તને કોણે દોઢડહાપણ કરાવ્યું છે?"

"ભાઇએ દારૂ પીધો છે."

માએ એને સમજાવી પટાવીને ચૂપ કરી, અને એ રાતે માતા પિતાની કાઉન્સિલ મળી. "વહુને એને પીયર મોકલી દો." નિર્ણય થયો.

રાત્રિના દશ વાગ્યા હતા. સાડાદશ વાગે ટ્રેન ઉપડતી હતી. મહાનંદાએ કમળાશંકરને કહ્યું: "વહુને પિયર મોકલી દે."

કમળાશંકરે બાલાને કહ્યું. "તૈયાર થઇ જા. હું તને ટ્રેન પર મૂકી આવું"

"શા માટે?"

"તારે પિયર જતી રહે."

"ના. હું તો અહીં જ મારૂં સ્વર્ગ સમજું છું. મારશો–પીટશો કદાપિ મારી નાંખશો તોપણ ચુંકાર કર્યા સિવાય હું અહીં જ પડી રહીશ. પિયર નથી જવાની." આર્ય અબળાએ અંતરનો આર્ત્તનાદ પાડયો.

"એમ? જા, ચાલી જા. જવું જ પડશે."

આર્ય ધર્મને અનુસરનારી નારીએ ના જ પાડયા કરી અને કહ્યું: "બધું સહન કરીશ. પણ પિયર તો નહીં જ જાઉં, ચાહે તો મને મારી નાંખો."

કમલાશંકર થાક્યો. તેણે મહાનંદા પાસે જઇને કહ્યું: "નથી માનતી એ તો! મારી નાંખો પણ નહીં જાઉં એમજ લવારી કર્યાં કરે છે!"

મહાનંદાએ કમલાશંકરના ખંડ પાસે જઇને મૃદુ સ્વરે કહ્યું:

"વહુ બેટા, બહાર આવોને? મારે તમને કાંઇક કહેવું છે."

બાલા બહાર આવી. મહાનંદા તેને પોતાના ખંડમાં લઈ જઇને સમજાવવા લાગી: "તમારે પિયર જઇ આવોને થોડા દહાડા? કમળ તમને જવાની રજા આપે છે તો ખુશીથી જાઓ, અમને વાંધો નથી. થોડાક દહાડા જઇ આવશો તો મન છુટું થશે."

"સાસુજી, મને અહીં કશું દુઃખ નથી અને ઘણું જ ગમે છે. હું અહીં જ રહીશ. તમે કહેશો તેમ તમારી ચાકરી કરીશ. ગુલામડી થઇને પણ હું તો આ ઘરમાંજ રહેવા માગું છું. મને પિયર જવા ન કહો." બાલાએ કહ્યું.

એની દઢતા મહાનંદાને પણ મુંઝવી રહી. એ બાબતમાં મહાનંદાએ શોભારામની સલાહ લીધી. શોભારામે નવો માર્ગ સૂચવ્યો: "ભલે અહીં પડી રહે. નોકરડીની પેઠે તમામ કામ એની પાસે કરાવો. કમળની વહુ તરીકે નહીં પણ આપણી નોકરડી તરીકે એને ઓળખાવો."

છગનને અને રામાને બીજે દિવસે નોકરીમાંથી છુટાં કરવામાં આવ્યાં. ઘરનું રજેરજ કામકાજ બાલાને સોંપાયું.

પતિને પ્રભુ માનનારી એ સહિષ્ણુ આર્ય રમણીરત્નનો હતભાગી ગૃહસંસાર આવો હતો!

## પ્રકરણ ૨૬ સત્યનો પ્રભાવ

જ્ઞાતિ પટેલ ઓઘડશંકરના જમણવારમાં તેના કુટુંબ સિવાય બીજાઓ જમવા ગયા નહીં, એથી તે ખૂબ ગુસ્સે થયો અને એના ગુસ્સાએ જમનાશંકરના પક્ષનું કડક વેર લેવાની વૃત્તિ જન્માવી.

એ ધૂંધવાયલો ઘેર ગયો તે પછી એને આખી રાત ઊંઘ આવી નહીં. એણે જ્ઞાતિની પટલાઈ પ્રપંચવિદ્યામાં પારંગતતાથી જ મેળવી હતી. માણસોનાં દિલ કેમ ફેરવી નાંખવાં એની આવડત એનામાં અજબ હતી. એના ફલદ્રુપ મગજે કંઈક મુદ્દા તારવી કાઢ્યા. માણસના મનનાં માપ લઈને તેણે નવા પક્ષમાં ફાટફુટ પડાવવાનો માર્ગ શોધી કાઢ્યો.

બીજે દિવસે તે પહોંચ્યો અંબાપુરના પોલીસ પટેલને ત્યાં. અને તેને કેટલીક પૂછપરછ કરીને તે વટપુર ગયો. તે સીધો જ ફોજદારને ત્યાં ગયો. એ તે ફોજદાર હતો કે જે અંબાપુરમાં આનંદરામને ત્યાં મૃત્યુ–પ્રસંગે જઈ ચઢીને તેને કેદ કરી ગયો હતો. એનું નામ હતુ જાલિમસિંહ.

જાલિમસિંહ ફોજદારને ઓઘડશંકરે જણાવ્યું:

“આનંદરામ સામેના કેસમાં આપને કેવા કેવા પુરાવાના સાક્ષીઓ જોઈએ છે, સાહેબ?”

ફોજદારે એના પોતાના વિષે પૂછપરછ કરી. “હું અંબાપુરનો જ્ઞાતિપટેલ છું.” ફોજદારને ઓઘડશંકરે કહ્યું. આનંદરામના બચાવ માટેના એક કાબેલ વકીલે ફોજદારને મુંઝવી નાંખ્યો હતો. તેને અમુક બાબતોમાં સાક્ષીઓની જરૂરીઆત હતી. તેણે કહ્યું: “પ્રથમ તો મારે

એ મુદ્દામાં સાક્ષીઓ જોઇએ છે કે, જમ્બુને માર મારીને આનંદરામે પુરી દીધો હતો એવું જોનાર કોણ કોણ હતા ?"

"એ તો આનંદરામ પોતે કબૂલ કરતો હશે ને ?"

"ના. એનો બચાવ એવો છે કે, છોકરો રીસાઇને આપોઆપ ઓરડીમાં પુરાયો હતો. એથી ઉલ્ટું, કાંતાની ચિઠ્ઠીમાં તેને પુરેલો જણાવાયો છે. એટલે ખરી હકીકત તારવવાની જરૂર છે. ઓરડીને અંદરથી મરનારે સાંકળ દીધી હોય તો બહારનાઓને તે બારણું ઉઘાડવાનો ઇલાજ રહે નહિં એટલે ઉતારવાં જ પડે. એવું તો બનેલું નથી. એટલે તહોમતદારનો એ બચાવ લુલો છે કે–જમ્બુ આપોઆપ પુરાયો હતો. હવે મારે જાણવું છે કે, એને પૂર્યો ત્યારે કોઈ ત્યાં હાજર હતા કે નહીં ?"

"ઘણાએ જણ હાજર હતા. હું એવા સાક્ષીઓ આપને મેળવી આપીશ."

"તો તેના ઉપર એ આરોપ સજ્જડ થશે કે, તેણે જ જમ્બુનું મોત નીપજાવ્યું. એ પછી અમારે એવા સાક્ષીઓ જોઇએ છે કે, જેઓએ ગોદાવરીનાં મહેણાં સાંભળ્યાં હોય. જાહેરમાં રડવાકુટવાનો રિવાજ એ રડનારકુટનારને જ આ દાખલામાં ભારે પડી જવો છે ! રોનારાં–કુટનારા મોટેથી આક્ષેપો કરે તેનાં આવાં બૂરાં પરિણામ આવે છે એ હવે જ એ કુરિવાજ પોષનારાંને માલુમ પડશે !"

"એ મુદ્દામાંયે સાક્ષીઓ મળી શકશે, સાહેબ ? સેંકડો માણસો સાંભળે તેમ ગોદાવરીએ કાંતાને મહેણાં માર્યાં હતાં. એ સાંભળનારાઓને હું લાવી શકીશ."

"હવે ત્રીજી બાબત, જાનમાં જનારાંઓ સંબંધીની છે. આરોપી પોતાના દીકરાને પરણાવવા જાન સાથે વિજયપુર ગયેલો. તેને

બદલે તેનાં કાકાને પરણાવી આવ્યો અને એમાં રૂા. ૩૦૦૦] કન્યાવિક્રયના આપ્યા હતા એ બાબત પુરવાર થવી જોઈએ."

"પહેલી બાબતના સાક્ષી મળશે કે, જે બાઈને પુત્રવધૂ બનાવવા આનંદરામ ગયેલો તેને 'ભાભી' તરીકે લઈ આવ્યો! કન્યાવિક્રયની બાબતનો પુરાવો મળવો મુશ્કેલ છે."

"પહેલી બાબત જાનૈયાઓમાંના કેટલાકથી પુરવાર થઈ શકશે ને? તો બીજી બાબતમાં આ છાપું અમને મદદગાર થઈ શકે તેમ છે?"

"કિયું છાપું છે?"

"એનું નામ 'ગર્જના' છે. એ અહીં વટપુરમાંથી જ રોજ નીકળે છે. એમાં એક અનંત શ્રીવદન મહેતા નામના જુવાનનો પત્ર પ્રકટ થયો છે. તેણે સજ્જડ લખાણ કર્યું છે. આનંદરામે અને તેની સ્ત્રીએ કન્યાવિક્રય તરીકે નાણાં આપેલાં, એ ચોક્કસ હતું. કાન્તાના આપઘાતનાં કારણોમાં આ બાબત પણ એક કારણરૂપ હતી. જો આ નાણાં કન્યાવિક્રયનાં નથી અને સ્ત્રીધન છે એમ પહેલેથી જ નક્કી થયું હોત તો કાન્તાને આપઘાત કરવાની જરૂર ઉત્પન્ન થઈ ન હોત. કન્યાવિક્રયના રિવાજે જ આ એક બલિદાન લીધું છે. રૂઢિવાદીઓ ચેતશે કે?—આવું એ પત્રમાં લખેલું છે."

"અનંત શ્રીવદન મહેતાનો આ પત્ર છે?"

"હા. જુઓ આ છાપું." ફોઝદારે છાપું બતાવ્યું.

"એ છોકરો ન સમજાય એવા કોયડારૂપ છે ને?"

"કેમ? કોયડો કેવી રીતે?"

"અરે સાહેબ, શું કહું? આરોપીના જે દીકરાના લગ્નની સામે તે પડ્યો હતો, તેજ દીકરાને તે પોતાની સાથે વિહંગપુરના

આરોગ્યભુવનમાં લઈ ગયો હતો. આરોપીને ત્યાં જમણવાર થયું તેમાં તે અમારી વિરૂદ્ધ પડયો હતો. આરોપીનો દીકરો પણ વિરૂદ્ધ પડયો હતો. એ અનંત મહેતા આ કાગળ લખીને આરોપીના કેસમાં સામે પડે છે, એ આશ્ચર્યની વાત નથી? આરોપીનો એ દુશ્મન છે કે દોસ્ત? એ સમજી શકાતું નથી."

આમ કહીને જ્ઞાતિ પટેલે જમણવારને લગતો ઇતિહાસ કહ્યો. ફોઝદારે વિચાર કરીને પૂછ્યું:

"તમે એ છોકરાને ઓળખો છો?"

"સારી પેઠે. તે અંબાપુર આવેલો છે અને હજીયે ત્યાં હશે."

"એમ? તો તે છોકરાને હું મળવા માગું છું. આ પત્રની સચ્ચાઇના મજબુત પુરાવા એની પાસે છે એમ એ લખે છે તો તે મારે જાણવા છે. ઉપરાંત, તમારા સાક્ષીઓને પણ મળીને તેમનાં પ્રાથમિક નિવેદન લેવાં છે. મરનારના કુટુંબીઓ અને ખાસ કરીને છોકરી મંજુને પણ હું મળવા માગું છું. બાળકો સત્ય તારવવામાં ઘણાં ઉપયોગી થઈ પડે છે. ચાલો, અંબાપુર."

બેઉ જણ અંબાપુર ગયા.

ઓઘડશંકરે એક લિસ્ટ તૈયાર કર્યું. નાથુરામને ત્યાં મરણ પ્રસંગે તે પોતે ડાઘુ તરીકે ગયો હતો. કેટલાક જુવાનીઆ અને જ્ઞાતિજનો જમણની તકરારના પ્રસંગે ઘરમાં ગયા હતા. તેઓનાં નામ તેણે તે યાદીમાં લખ્યાં. બીજા પણ જે કેટલાક ડાઘુ તરીકે આવેલા તેઓનાં નામ તેમજ જાનમાં ગયેલા જાનૈયાઓનાં નામ પણ તેણે લખ્યાં. આ નામોમાં એણે ખુબી એ રાખી કે, જમનાશંકરના પક્ષમાં જેઓએ પ્રતિજ્ઞા લીધી હોય એમ એને શંકા હતી તેઓનાં નામ લખ્યાં નહીં પણ જેઓ કેવળ પિકેટીંગની બ્હીકે

જમવા ન્હોતા આવ્યા, અને પોતાના પક્ષમાં હજીયે ભળી શકે એવા હતા, એમનાં નામ લખ્યાં.

ફોઝદારે પોલિસપટેલનાં માણસો મોકલીને એ માણસોને પોતાની પાસે બોલાવ્યા. ઓઘડશંકરે તેમને કહ્યું : “ જુઓ ભાઇઓ, ન્યાય અને સત્યનો પક્ષ લઇને તમે મારે ત્યાં ન્હોતા જમવા આવ્યા ખરું ને ? મને તેથી તમારી ન્યાયબુદ્ધિ માટે માન ઉપજ્યું છે. હવે તમારે ન્યાયને ખાતર સાચી હકીકત કહેવાની જરૂર ઉભી થઇ છે. ફોઝદાર સાહેબ તમને જે કાંઇ પૂછે તેમાં કોઇની શેહશરમ રાખ્યા વિના જવાબો દેજો.”

એ ચાર જણે સાચી હકીકત જ કહેવા જણાવ્યું. અને ફોઝદારે જમ્બુને મારવામાં આવેલા મારથી તથા જબરદસ્તીથી તેને ઓરડીમાં પૂર્યાની પ્રશ્નાવલિ શરૂ કરી ત્યાં તેઓ ચોંકયા. કોર્ટ દરબારમાં ફેરા ખાવાથી ત્રાસતી જનતા ‘ અમારે શું ? ’ એ નિયમે ઘણીવાર સત્ય હકીકત કહેવા બહાર આવતી નથી. જેઓને બોલાવવામાં આવ્યા હતા તેઓ સંબંધી એમજ બન્યું. કોઈએ કહ્યું: “હું હાજર નહોતો.” કોઇએ કહ્યું: “ હું બહાર બેસી રહેલો.’ કોઇ એ કહ્યું: ‘ એ છોકરો તે વખતે મારા જોવામાં આવ્યો ન હતો ’ આમ સાચી હકીકતનું નિવેદન ટાળવા માટે સૌએ યત્નો કર્યા.

“ ફોઝદારો કડક કેમ હોય છે, એવો સવાલ લોકો કરે છે.” જાલિમસિંહે કહ્યું: “ હવે આ દાખલામાં જુઓ. માણસો જુઠું જ બોલવા પ્રયત્ન કરે ત્યારે અમારે કડક થઈને તેઓ પ્રત્યે વર્તવું કે નહીં ? સાચું જ કહી દેવું એવો નિયમ લોક કરતા હોય તો ગુન્હાખોરીને પોષણ મળે નહીં. પણ દુનિયા એવી હોય તો સત્ય યુગજ ન આવે ? ”

“ પણ સાહેબ, અમારે જુઠું બોલવા કારણ જ શું હોય ?” એક જણે દલીલ કરી.

ઓધડશંકરે અત્રે કહ્યું: "જમનાશંકરની શેહશરમ! જમનાશંકરે આનંદરામના કુટુંબને જ્ઞાતિ મારફત મદદ કરવા પ્રતિજ્ઞા લીધી છે. આનંદરામનો બચાવ એવો છે કે, જંબુપર જુલ્મ ગુજાર્યો ન્હોતો. જમનાશંકર એ બચાવને ટેકો આપવા પોતાના પક્ષકારોને કહે એટલે તમે સાચી હકીકત નજ કહોને?"

ફોજદારે પૂછ્યું: "શું આ સાચું છે? જમનાશંકરે તમને 'ભણાવ્યા છે'?"

"ના" એ ત્રણ જણે એક સાથે કહ્યું.

"તો સાચી હકીકત કહોને? તમે એના પક્ષમાં છો?"

આવેલાઓમાંથી એક પણ જણ, પ્રતિજ્ઞાથી બંધાયલાઓ માંનો નહતો, એવું તેમના જવાબોમાંથી માલુમ પડ્યું, તેમજ જમનાશંકરે હજી સુધી આ બાબતમાં કોઇને કાંઇ કહ્યું નહતું એમ જણાયું.

"ત્યારે હવે કહી દો, જંબુને જાણી બુઝીને માર શા માટે મારવામાં આવ્યો હતો?"

હાજર રહેલાઓમાંથી કોઇ જ એ બાબતમાં ખરી હકીકત કહેવા તૈયાર થયો નહીં. ફોજદારને જ્ઞાતિને લગતી તકરારની હકીકત તેઓએ કહી; જાનમાં ગયા હોવાનું અને આનંદરામના પુત્રને બદલે નાથુરામ પરણ્યાનું તેઓએ જોયું હોવાનું કહ્યું; કાંતાનું શબ ટાંકામાંથી મળ્યાનું પણ કહ્યું પરંતુ જંબુના મારની મૂળ હકીકતમાં તેઓએ પ્રકાશ પાડયો નહીં!

"તો હવે મરનારાંનાં કુટુંબીઓને હું પૂછપરછ કરવા જઇશ." ફોજદારે કહ્યું. તેણે આવેલાઓનાં નામ ઠામ લખી લઇને તેમને જણાવ્યું કે: "તમને હું વટપુર ખાતે સાક્ષી તરીકે

બોલાવીશ. માટે આડાઅવળા બહારગામ જતા રહેશો નહીં ત્યાં વકીલ તમને ઉલટપાલટ તપાસમાં ગભરાવશે ત્યારેજ તમે સીધી વાત કરશો, એવી મને ખાત્રી છે"

તેઓને જવા દેવામાં આવ્યા. એ બાદ ઓઘડશંકર અને પોલિસ પટેલ સહિત ફોઝદાર આનંદરામને ઘેર ગયો. ચંપકલાલ, વિશ્વનાથ અને અનંત તેમજ તેના બે મિત્રો, એ વખતે ત્યાં વાતોમાં પ્રવૃત્ત હતા. ફોઝદારે પ્રથમ અનંતને મળવા માગ્યું. "એઓ શ્રીમાન ક્યાં છે ?" તેણે સૌને પૂછ્યું.

અનંત આગળ આવ્યો. ફોઝદારે 'ગર્જના' પત્રનું લખાણ તેણે છપાવ્યું હોવા વિષે સવાલ કર્યો. અનંતે કહ્યું : "અમે અત્યારે એજ ચર્ચા કરીએ છીએ સાહેબ. આપ બિરાજો આ ખુરશી ઉપર, આપને એ સંબંધી હું કેટલોક ખ્યાલ આપીશ." ફોઝદારને ખુરશી અપાઈ. ઓઘડશંકર અને પોલિસ પટેલને પણ સામાન પૂર્વક બેસાડવામાં આવ્યા. બાદ અનંતે કહ્યું: "વસ્તુતઃ એ નાણાં કન્યાવિક્રમનાં હતાં, એની તો આ ભાઈઓને હું ખાત્રી કરાવી શક્યો છું. અને તેથી એ નાણાં તેઓને પાછાં આપવા માટે મેં કન્યાપક્ષને સમજાવ્યો છે. થોડાક દિવસમાં તે નાણાં આવી જશે પણ આ વિશ્વનાથ તે નાણાં પોતાના ઉપયોગમાં લેવા ના પાડીને કોઈ જાહેર સત્કાર્યમાં વાપરવા કહે છે, એ અમારી મોટી મુંઝવણ છે."

ફોઝદારે જોયું કે, આ નવલોહીઓ, ભાવનાવાદી અને સાચા બોલો છે તેથી પોતાને ઘણો ઉપયોગમાં આવી શકશે. એણે પૂછ્યું: "કન્યાવિક્રયનાં એ નાણાં હતાં એવું ન્યાયમંદિરે ક્યાં ઠરાવ્યું છે ?"

"સત્તાવાળાઓ બેસે એજ ન્યાયમંદિર ન ગણતા મનુષ્ય માત્રનું હૃદય ન્યાયમંદિર છે. અમે મિત્રોએ અમારા હૃદયન્યાય-

મંદિરમાં બિરાજતા સત્ય રૂપ ન્યાયદેવતાની કસોટીએ આ બાબત ચઢાવી છે અને પૂછપરછથી સાચી હકીકત મેળવીને આ નિર્ણય કર્યો છે. ”

અને એણે પોતાના પિતાના પત્રની, જીવરામને ત્યાં જઇને એણે કરેલી પૂછપરછની ઇત્યાદિ હકીકત કહી અને એ પછીજ ‘ ગર્જના ’ માં લખાણ લખ્યાનું જણાવ્યું. ફોઝદારે તેના પિતાનો પત્ર જોવા માગ્યો. અનંતે તે બતાવ્યો, જેમાં જીવરામે શ્રીવત્સ ઉપર લખેલા પત્રની નકલ હતી.

“ અમને આ પત્ર અદાલતમાં ઉપયોગી થઇ પડે એવો છે આપ તે મને આપી શકશો ? ”

“ અવશ્ય, ” અનંતે કહ્યું. પત્ર પોતાને હસ્તક લીધા બાદ ફોઝદારે કહ્યું: “ હું પણ એવી માન્યતા ધરાવું છું કે, આ નાણાં કન્યાવિક્રયનાં હતાં. એ પછી તે પાછાં મળે તો તેનો ઉપયોગ મિ. વિશ્વનાથ ચાહે તેમ કરવા મુખત્યાર છે. ”

“ એ તો ખુલ્લી વાત છે પણ એને તો જાહેર કાર્યમાં જ તે આપવાં છે. અમે તેની ના પાડીએ છીએ.”

“ કારણ ? ”

“ એને હજી એના પિતા ઉપરના કેસમાં અદાલતો પર અદાલતોમાં લડવું પડશે. ”

ફોઝદારે કહ્યું : “ અહીં તમારી ભૂલ થાય છે, જુવાન ! જો તમે સચ્ચાઇને વળગી રહેતા હો તો આ કેસ સરળ છે. બીજી અદાલતોમાં જવુંજ પડે તેમ નથી. ”

“ આ કેસ કેવી રીતે સરળ છે ? ”

"આનંદરામે સચાઇને બદલે જૂઠનો આશ્રય લઇને બચાવ કરવા માંડયો છે, એ રીત તજી દે અને ખરી હકીકતનો એકરાર કરે તો કેસ સરળ છે. કદાચ ન્યાયાધીશ પર તેથી વધુ સારી અસર થવા સંભવ છે અને આનંદરામને થનારી સજામાં તેથી રહેમ-દિલીનું મિશ્રણ થઇ શકે તેમ છે."

"એ તો અમે સર્વ ઇચ્છીએ છીએ. પણ આનંદરામે જૂઠનો આશ્રય લેવો ન જોઇએ. એમણે શો બચાવ રજુ કર્યો છે?"

"જંબુ પોતાની મેળે રિસાઇને ઓરડામાં પૂરાયો હતો."

વિશ્વનાથ બોલ્યો: "એ વાત ખોટી છે."

ફોઝદારે પૂછ્યું: "તમે આનંદરામના શા સગા થાવ?"

"હું એમનો પુત્ર છું."

"તમે એ વખતે હાજર હતા?"

"મારી એ કમનસિબી છે કે, હું હાજર નહતો પણ આ ચંપકલાલ હાજર હતા. સિવાય જંબુની વિધવા તેમજ જંબુની નાની બહેન મંગુ કહી શકે તેમ છે કે જંબુને માર મારવામાં આવ્યો હતો."

"સાહેબ, મને આમાં નિરર્થક વચ્ચે લાવવામાં આવે છો' ચંપકલાલે કહ્યું: "હું એ વખતે બીજા કામે બહારના ભાગમાં રોકાયલો હતો. મને ખબર નથી કે—"

"ચંપકભાઇ, તમે અસત્યના સાથી બનવા કોશિષ ના કરો. તમે શું એમ સમજોછો કે, જુઠી વાતો કહેવાથી મારા પિતા છૂટી જશે? કદાપિ નહીં. ફોજદાર સાહેબના એ કથન સાથે હું મળતો થાઉં છું કે–કેસમાં સત્ય હકીકત રજુ થવી જોઇએ. મંગુ

અને જંબુની વિધવા રાધાબાબી આ બાબતમાં તમને જુઠ્ઠા પાડશે તો તમે શું કહેશો?" વિશ્વનાથે કહ્યું,

"મારા દેખતાં જ મંગુ કાંતાનો જે પત્ર લાવી હતી, તે પત્રને બનાવટી કહેવા તમારા પિતા તૈયાર થયા હતા. મેં તેમને જ્યારે રમુજમાં કહ્યું કે, 'એ છોકરીએ પત્ર લખ્યો હોય તો એને પોલિસ–ચોકીએ લઇ જઉં?' ત્યારે જ પોતે ચૂપ થયા હતા. વધુ કમનસિબી એ છે કે, પોતાના વકીલની ચઢવણીથી એમણે એજ બચાવ હજીયે કરવા માગ્યો છે. પત્ર કોણે લખ્યો તે તેઓ કહી શકતા નથી પણ બનાવટી છે એમ કહે છે." ફોઝદારે કહ્યું.

વિશ્વનાથે જાહેર કર્યું: "ફોઝદાર સાહેબ, મને આપ ન્યાયનો સાથી ગણજો. મારા પિતાનો જે કોઇ અસત્ય બચાવ હશે, તેની સ્હામે હું પડીશ અને સત્ય જ કહીશ."

"ધન્ય છે." અનંતથી બોલી જવાયું.

ફોઝદારે પૂછ્યું: "શું આપ પણ મિ. વિશ્વનાથની માફક માનો છો?"

"મને કોઈ જાતનો ઢાંકપિછોડો પસંદ નથી." અનંતે ફોઝદારને કહ્યું "જો જંબુને માર પડયો ન હોત, તો આ દુઃખદ પ્રસંગો ઉભા થયા ન હોત. સંસ્કારિતાની ખામી, અજ્ઞાનનો પ્રભાવ અને અસત્યના અવલંબનની આપણા લોકોની વૃત્તિને અંગેજ તેઓ હાથે કરીને આવી આફતો વહોરી લે છે. જમ્બુના મરણ માટે આનંદરામ જવાબદાર છે એમાં શંકા નથી. અને જે બીજાં ત્રણ મૃત્યુ થયાં તે માટે પણ પોતે આડકત્રા જવાબદાર છે. કાયદો એમને કઇ કલમમાં મૂકશે અને કઇમાં નહીં એ હું જાણતો નથી પણ હું એટલું તો જાણું છું કે–ઢાંકપિછોડો કરનાર વૃત્તિના

માણસો જો અમારે ત્યાં ન હોય તો કુરૂઢિઓનો પ્રચાર સમાજમાં ન થાય. આવા ગુન્હેગારોને અદાલત તરફથી, દાખલો બેસાડનારી સજા થવી જોઈએ, એવો મારો અભિપ્રાય છે."

પ્રપંચીઓને પણ આવા સાચાબોલાનાં તેજ આંજી નાખે છે. ફોઝદાર સાથે આવેલો ઓઘડશંકર અનંતના હૃદયની સચ્ચાઇ અને એને અંગે એની વાણીમાં રહેલી એકવાક્યતા તેમજ એની આંખોમાંનો અનેરો પ્રકાશ જોઈને છક્ક જ થઈ ગયો. પુરાણ કાલમાં વિદ્વાન ઋષિમુનીઓની સભામાં જેમ ઋષિ–બાલ અષ્ટાવક્રે પોતાની વિદ્વતાથી પ્રભાવ પાડ્યો હતો તેમ અનંત અદાલતમાં પ્રભાવ પાડશે એમ એને લાગ્યું. ખુશી થતાં તેણે તેને પૂછ્યું: "ભાઈ, તમે જો આવા વિચારો અદાલતમાં બતાવશો તો તે વિશ્વનાથના પિતાની વિરૂદ્ધમાં જશે.

અનંતે કહ્યું "હું સચ્ચાઇનો મિત્ર છું. અને વિશ્વનાથ પણ સચ્ચાઇનો મિત્ર છે. સચ્ચાઈને ખાતર ચાહે તેવી આફત પણ સહેવી પડે તો સહેવી જોઈએ. આનંદરામે પોતાના બચાવ માટે અસત્યનો રાહ લીધો છે તેની સામે પડવા વિશ્વનાથે લીધેલી પ્રતિજ્ઞા તમે સાંભળી. આનંદરામના અસત્ય સાથે વિશ્વનાથને કાંઇ જ સંબંધ નથી. હવે ચંપકલાલને મારી વિનંતિ છે કે આમાં સચ્ચાઇ જ નીતરી રહે અને ન્યાયનો વિજય થાય એવી હકીકત એમણે કહેવી. આનંદરામનું શું થશે એ આપણે વિચારવાનું નથી. ન્યાય ન ઝંખવાય; સત્ય ન ઢંકાય, એજ આપણો આદર્શ હોવો જોઈએ."

ફોઝદાર ખૂબ ખુશ થયો. એને ચોક્કસ એમ લાગ્યું કે, જો આ યુવાન સત્યને ખાતર આનંદરામના સગાઓને જ આનંદરામની વિરૂદ્ધ સાક્ષી આપનારા બનાવી મૂકશે તો સરકારપક્ષનું

કામ ઘણું સરળ બની જશે અને ન્યાયાધીશને આરોપીના આરોપોની ખાત્રી થઈ જશે.

"આપણે પેલી નાનકડી માતા મંગુને બોલાવીએ. સત્યનું તેજ મંગુ પ્રકટ કરશે, એવી મને ખાત્રી છે. ચંપકલાલને હમણા બેસી રહેવા દો." ફોજદારે સૂચવ્યું; અને વિશ્વનાથ ઘરની અંદર જઈને મંગુને બોલાવી લાવ્યો.

"બહેન, માણસનો સૌથી મોટામાં મોટો ગુણ શું છે ?" ફોજદારે પૂછ્યું.

"સત્ય."

"તે દહાડે તું મને કાગળ આપવા આવી ત્યારે મેં તને કિયે માર્ગે ચાલવા કહ્યું હતું ?"

"સત્યને માર્ગે."

"શાબાશ" ફોજદારે કહ્યું અને અનંત તથા વિશ્વનાથ તરફ તે ઘડીભર જોઈ રહ્યો બેઉજણ પુલકિત વદને મંગુ તરફ નિરખી રહ્યા હતા. એના જવાબોથી એમના મુખ ઉપર ગૌરવ ઝલકતું દેખાઈ આવતું હતું. ફોજદારે ચંપકલાલ તરફ જોયું. એના ચહેરામાં અકળામણ હતી. ફોજદારે મંગુને પૂછ્યું: "તારા જંબુભાઈ પોતાની મેળે જ ઓરડીમાં પૂરાયા હતા કે ?"

"ના. આનંદકાકાએ, આ ચંપકભાઈએ અને બીજા પણ કેટલાકે એમને બાંધીને પુરી દીધા હતા !"

ફોજદારે ચંપકલાલ સામે જોયું. તે ઝંખવાણો પડી ગયો હતો. "બીજા કોણ કોણ હતા તે તને યાદ છે, બહેન ?" વિશ્વનાથે પૂછ્યું.

"હા. પેલા પાર્વતીશંકરકાકા આપણી સામે રહે છે ને તે, મારી સહીપણી ચંદાના બાપા. પછી કહું ?" મંગુ થોડોક વખત યાદદાસ્ત તાજી કરવા થોભી અને બોલી: " હા. બીજા ચાર જણ હતા. રમુજીરામ હરિહરશંકર, વેણીશંકર અને અમારી નિશાળમાં પેલી અમથી કાણી આવે છે એનો ભાઇ શંભુશંકર."

પોતાની પાસેની યાદીમાં ફોજદારે નામ જોયાં. પાર્વતીશંકર અને હરિહરશંકરના નામ એમાંથી મળ્યાં. ફોજદારે કહ્યું : " જુઓ આ બે નામના ગૃહસ્થો મારી આગળ જુઠું બોલ્યા છે ! આ શ્રીમાન ચંપકલાલ ભાઈ પણ એમાંના એક છે ! તેઓને અદાલતમાં બોલાવી ને સાચી વાત તેમના મ્હોંએથી કઢાવ્યા વિના અમે નહીં રહીએ."

"ચંપકભાઈ" વિશ્વનાથે કહ્યું: " તમારે અસત્ય બોલવાની શી જરૂર છે ? મારા પિતાને સજા થાય એ બ્હીકે તમે અસત્ય બોલો છો ? તમારા કરતાં આ મારી 'નાનકડી માતા' હઝાર દરજ્જે ઉત્તમ ગુણવાળી ઠરી છે એ તમે જોયું. તમને એણે જુઠા કહ્યા એટલે હું ધારૂં છું કે, તમેયે એને 'જુઠી' કહેશો ! જે કાંઈ એને કહેવું હોય તે કહી નાખો !"

" તમે ન્યાય પક્ષના છો એ ન ભુલી જશો. તમે પ્રતિજ્ઞાથી બંધાયલા છો એ પણ ન ભુલી જશો." અનંતે યાદ આપી.

અને એ બેના કથનની અસર ચંપકલાલ ઉપર થઈ. એણે સાચી હકીકત કહી દીધી. ફોજદારે તે નોંધ્યા બાદ કહ્યું: " મિ. અનંતરાય, તમે પેલા રૂા. ૩૦૦૦ની વ્યવસ્થા માટે ગુંચાતા હતા. હું તેનો માર્ગ સુચવું છું. એ રકમ આ સત્યાવલંબી બાળકી મંગુના શિક્ષણ માટે ટ્રસ્ટ તરીકે મૂકવી."

વિશ્વનાથને એ માર્ગ ગમ્યો. મંગુને એણે વાત્સલ્યભાવે પોતાના બેઉ હાથે ઉચકી લીધી અને ખોળામાં બેસાડીને કહ્યું:

"આજે તેં જબરો રંગ રાખ્યો છે, એનું ઉત્તમ ફળ તને મળ્યું છે. હું એ પૈસા તને ભણાવવામાં જ વાપરીશ."

ઓઘડશંકર અત્રે બોલ્યોઃ "તમે જુવાનીઆઓએ મને આજે નવી આંખ આપી છે. નવા યુગમાં સચ્ચાઇને અંગે બાપની સામે પડવામાં પણ દીકરો અચકાતો નથી અને સત્યશોધકોને મદદગાર થઇ પડે છે, એ જોઈને હું તો ચકિત જ થઇ ગયો છું. હું અહીં આવ્યો હતો તમારા પ્રત્યે વેરવૃત્તિથી; પણ અત્યારે જોઉં છું કે મારૂં વેર નષ્ટ થયું છે. તમે મને તમારા સત્યથી જીત્યો છે!"

"તો શ્રીમાન્" અનંતે કહ્યું: "આપ આજથી એવી પ્રતિજ્ઞા લ્યો કે, 'ન્યાય અને સત્યને માર્ગે ઝુઝીને સામાજિક કુરૂઢિઓનો નાશ કરવા હું મથીશ.' એ પ્રતિજ્ઞાથી આપ પુનઃ "જ્ઞાતિપટેલ"નો મુકુટ આપને મસ્તકે ધારણ કરી શકશો."

"એમ? શું એ બનવા જોગ છે?" ઓઘડશંકરે પૂછ્યું.

"હા. પ્રથમ તો અમે આપને 'ન્યાયપક્ષે'ના વાઇસ-પ્રેસિડેન્ટ તરીકે ચૂંટીશું અને એ પછી બીજી ચુંટણીમાં આપનો જ મૂળ અધિકાર આપને મળશે, કે જે કમિટીની દોરવણી અને સંમતિ અનુસાર આપે વાપરવાનો છે. આ ફેરવાયલું દૃષ્ટિબિન્દુ આપને માન્ય હોય તો..."

"ભાઈ, તારા જેવા અને આ વિશ્વનાથ જેવા યુવકો જે પક્ષમાં હોય તેમાં જોડાવા અને તમે જેમ કહો તેમ વર્તવામાં મને હવે કંઇ જ વાંધો નથી." ઓઘડશંકરે ખુલ્લા દિલે કબૂલાત આપી.

ફોઝદાર અત્રે ઉભો થયો અને બોલ્યોઃ "ત્યારે આજે તો મારૂં અહીં આવવું ન્યાયને જ એકલું લાભકર્તા થઇ પડ્યું નથી પણ સમાજને યે લાભકર્તા થઇ પડ્યું છે. તમારો વિચ્છેદ દૂર થયો છે અને તમો એક થશો, એ જાણીને મને આનંદ થાય છે."

"ફોજદારો હો તો આપના જેવા જ હજો, સાહેબ." ઓઘડશંકરે કહ્યું.

"જેઓ સત્યને ચાહનારા હોય છે તેઓને કદી ફોજદારોનો કદાપિ ડર રહેતો નથી. અમે તેઓને હમેશાં સંરક્ષક લાગીએ છીએ—માત્ર જેઓ છકકાંપંઝા રમતા હોય છે અને અધર્મ, અનીતિ તેમજ અસત્યનું અવલંબન કરી રહેલા હોય છે તેઓને અમે જુલ્મી, કડક અને ખરાબ લાગીએ છીએ." ફોજદારે કહ્યું અને એ ત્યાંથી વિદાય થયો. તેની સાથે પોલીસપટેલ પણ ગયો પણ ઓઘડશંકરને અનંતે આગ્રહ કરીને બેસાડયો.

અર્ધા કલાક બાદ મસલત અને મંત્રણાને પરિણામે જમનાશંકરને અને ન્યાયપક્ષની કમિટીના ગૃહસ્થોને બોલાવવામાં આવ્યા. ઓઘડશંકરે પ્રતિજ્ઞાપત્ર પર સહી કરી અને ન્યાયપક્ષના વાઈસ પ્રેસિડન્ટ તરીકે તેને સર્વાનુમતે ચુંટવામાં આવ્યો.

સાંજે જ્ઞાતિની વાડીમાં 'ન્યાયપક્ષ' મળ્યો. ઓઘડશંકરે મહાદેવજીના સોગંદ લઇ પ્રતિજ્ઞા જાહેર કરી. સેંકડો માણસોની સમક્ષ ઓઘડશંકરની ફેરવાયલી વલણ માટે પ્રશંસા–ગાન કરવામાં આવ્યાં અને એને વાઇસ–પ્રેસિડન્ટ તરીકે સૌએ ચૂંટયો. અંબાપુરની જ્ઞાતિમાં એ પછી એકજ પક્ષ રહ્યો. એ હતો 'ન્યાયપક્ષ.' તેની સામે બીજો કોઇ પક્ષ ન હોવાથી એ જ્ઞાતિગંગા જ ન્યાયપક્ષ બની રહી. સત્યનો આ પ્રભાવ સૌને નિસ્મિત અને પ્રફુલ્લિત બનાવી રહ્યો.

## પ્રકરણ ૨૭ બીજી સ્ત્રી લાવવાનો 'સિગ્નલ'

બાલાને માથે શોભારામના ઘરનું કામકાજ આવ્યું. એણે પોતે એ માગી લીધું હતું એટલે એને એ સોંપાયું છે, એમ તેનાં સાસુ-સસરા કહેવા લાગ્યાં બાલાએ લગીરે બડબડાટ વિના એ બોજો ઉપાડી લીધો પણ એમાં મુખ્ય નડતર એ હતી કે મહાનંદા એને અવારનવાર અકળાવી નાંખતી. બાળાની રસોઇ થોડાક દિવસ સરસ થઇ એટલે સાસુજીએ એની સરસાઇ વધી ન જાય એટલા ખાતર યુક્તિપ્રયુક્તિઓ યોજી. તે રાંધતી હોય ત્યારે તેને કાંઇક કામ બતાવીને રસોડામાંથી બહાર મોકલે અને ચપટી ભરીને મીઠું દાળની તપેલીમાં નાંખી દે!

સસરાજી, સાસુજી અને પતિદેવ જમવા બેસે ત્યારે એ ખારી દાળ પર જે રામાયણ ચાલે તેની આગળ સીતાહરણવાળું રામાયણ જરૂર ફીક્કું પડી જાય!

કોઇવાર બાલા કપડાં ધોતી હોય અને અધવચ્ચ બીજું કામ બતાવીને તેને આઘી મોકલીને સાસુજી સાબુવાળાં કપડાંમાં મુઠી ભરીને ધૂળ નાંખી દે! અને પોતે જાણે ત્યાં નહોતાં એમ બતાવવા ત્યાંથી જતાં રહે. થોડીવારે બાલા કામેથી પાછી ફરે અને ધૂળ જોઈ અચંબામાં પડે ત્યાં તો એ મહાવિચિક્ષણ મહિલા પધાર્યાં જ છે ને? એમનું એ પછીનું પીંજણ, ગાદલાં ગોદડાં પીંજનારીઓના પીંજણ કરતાં પણ ચઢી જાય એવું જ હોય!

આ અને આવા ત્રાસ છતાંયે બાલા પૂરી સહિષ્ણુતા જાળવી રહેતી. રાત્રિ પડતી ત્યારે એને સુવાનું નોકરડીવાળી જ ઓરડીમાં! અને તે પણ ગંદી ગોબડી ફાટેલીતૂટેલી ગોદડી ઉપર!

અજાણ્યાંઓ જ્યારે મળવા આવે ત્યારે તો મહાનંદાનો પંચમ સૂર હમેશાં બાલાને "અલી નોકરડી, ચ્હા લાવજે" એવો જ નીકળતો.

એને માથામાં નાખવા માટે ધૂપેલ કે તેલ અપાતું નહીં. એને સારાં વસ્ત્રો પહેરવા દેવાતાં નહીં. એને દિવસના ભાગમાં લગીર પણ જંપીને બેસવા દેવામાં આવતી નહિ અને જો તે નવરી પડી એમ સાસુજી જુએ તો તેણે માંજેલાં વાસણોની ઓચિંતી પરીક્ષા લઈ ને એમાંનાં કેટલાંયેની ઉપર ડાઘ શોધી કાઢે અને તેને તે ફરીથી માંજવા ફરમાવે. બાલાની આંખે એ ડાઘ ન દેખાય તોપણ સાસુજીની માર્જારી સમી તીવ્ર આંખ એ ડાઘ જોઈ શકતી હોય એટલે એના ઉપર કોઈપણ 'હાઈકોર્ટમાં અપીલ' ન ચાલે! બાલાએ ફરીથી એ વાસણ માંજવાં જ રહ્યાં.

આઠ–દશ દિવસના અરસામાં તો બાલાને આ સાસુજીના ઘરનું કામકાજ કરતાં ત્રાહિતોબા પહોંચી. એની તબિયત પર તેની અસર થઈ પણ તબિયત બગડવાનું બ્હાનું કાઢીને એ રહે ક્યાં? માંદા પડવાની તો આ સાસુજીના સામ્રાજ્યમાં મનાઈ હતી! અને જો માંદી હોવાનું જાહેર કરે તો એને ઢોંગની કલમ લાગુ પાડતાં સાસુજીને વાર પણ ન લાગે. પરિણામે બગડતી જતી તબિયત છતાંયે બાલાએ ઘરકામમાં ચિત્ત પરોવ્યું.

શ્રીમાન કમલાશંકરભાઈ ચ્હા પીવા પધારે અથવા જમવા આવે એટલી ઘડીજ એમનાં દર્શન કરીને એ પાવન થતી. એ પછી દિવસના બાકીના ભાગમાં પોતે ઘરમાંથી અદૃશ્ય રહેતા;

અને રાત્રિએ તો પોતે ભ્રમણ–પર્યટનની નોકરી પર જતા! એ નોકરી સ્વેચ્છાથી એમણે સ્વીકારી હતી. એ નોકરી એવી અપૂર્વ હતી કે, એમાં કોઇ માલીક નહતો, એમાં કશો પગાર મળતો નહી. એમાં સમયનું કશું બંધન રહેતું નહતું. એમાં સ્થળ સંબંધી પણ કંઈ અંતરાય નહતો. રાત્રે આઠ વાગે પોતે કોઇ નર્તિકાને ત્યાં હોય તો બાર વાગે કોઇ જુગારના અડ્ડામાં હોય. પછી કોઇ વાર પોતે લાલ પ્રવાહીમાં પણ સ્નેહીઓ સાથે રસમસ્ત રહેતા. ભ્રમણ–પર્યટનની આવી સરસ નોકરી મૂકીને ઘેર વહેલા જવું એમને ગમે ખરૂં ? ભરેલાં ખિસ્સાં જ્યારે ખાલી થઇ જાય અથવા તો જ્યારે લાલ પ્રવાહીના પાન પછી તત્ત્વજ્ઞાન–તલ્લીનતા જેવી સ્થિતિમાં પોતે હોય ત્યારે કોઇ પરોપકારી મિત્ર તેમના ખિસ્સાનો ભાર હલકો કરી નાંખીને પોતાના ખિસ્સામાં મૂકી દે તે પછી જ તેઓ સ્વગૃહ તરફ જતા! જો ભાનમાં હોય તો ઠીક પણ ભાનમાં ન હોય તો મિત્ર સ્નેહીઓ ભાડુતી ગાડીમાં નાંખીને એમને લઇ જતા અને શોભારામ શેઠને જગાડીને ગાડીના પૈસા તેમની પાસે ચૂકવી દેવરાવીને ગૃહમંદિરમાં શ્રીમાનની પ્રતિષ્ઠાપનવિધિ કરતા.

બાલા બિચારી ઘણીવાર જાગતી રહેતી. રાતના બે કે ત્રણ વાગે આ ચકચૂર સજ્જન પધારતા ત્યારે તે મનમાં ને મનમાં મુંઝાઇ બળાપો કરતી. એને એમની પાસે જવાનો મનાઈ હુકમ મહાનંદાની હાઇકોર્ટમાંથી મળેલો હોવાથી, કોઈવાર તેમની કને જવા હિંમત તે કરી શકતી નહીં.

આ પતિદેવને થોડાક દહાડામાં એક નવો ગોઠીઓ મળ્યો. એમના કરતાં એ નાની ઉમરનો હતો. એ એનું કોણ જાણે કેવાયે સંજોગમાં મિલન થયું. એ ઘણુંખરૂં એમને ત્યાં જ પડયોપાથરો રહેતો. બાલાએ પાછળથી જાણ્યું કે, એનું નામ અક્ષય હતું અને એની દોસ્તી કમલાશંકરે વિનાઅર્થે કરી નહતી.

એક રાતે મહાનંદા, શોભારામ, કમળાશંકર અને એમનો નવો દોસ્ત અક્ષય પ્રવાસે જવા તૈયાર થયા હોય એમ બાલાને લાગ્યું. તેઓ ક્યાં જવાના હશે એમ બાલા વિચાર કરતી હતી ત્યાં અક્ષય સહિત મહાનંદા તેની પાસે આવી અને બોલી: "અમે આજે બહારગામ જઈએ છીએ. તારી કોઈ સહીપણીને સુવા ત્યાં જવું હોય તો તેમ કરજે અથવા તો તારે ઓરડીમાં સુવું હોય તો ઘરનાં બારીબારણાં બરાબર વાસીને સુજે–જોજે, કોઇ ચોર પેસી જાય નહીં અને ચોરી કરી જાય નહીં. તું એકલી જ ઘરમાં હોઈશ માટે કહું છું."

"વારૂ જી. હું બરાબર સંભાળ રાખીશ"

"અને હાં ... તારા કોઇ દારૂડીઆ નોકર દોસ્તદારોને અમારી ગેરહાજરીમાં અહીં એકઠા ન કરીશ. સમજી?"

બાલા તો આ સાંભળીને આભી જ બની ગઇ. પોતાના જન્મમાં આવાં વેણ એણે પોતાના પરત્વે કહેવાયેલાં સાંભળ્યાં ન હતાં. સાસુ, સસરા અને પતિદેવની વફાદારીભરી સેવાનો આ પ્રથમ ઉપહાર હતો!

બીજો ઉપહાર એને આઘાતકારક રીતે તેજ રાતે મળનાર હતો; એવી એને ખબર ન હતી. ચારે જણના જવા બાદ બાલા તો ઘર બંધ કરીને સુઇ રહી પણ પોતે આ મોટા ઘરમાં એકલી છે અને કોઈ જ અન્ય માણસ એમાં નથી એ ભયથી તે થર થર ધ્રુજતી રહી. અર્ધ રાત્રિ એણે આ સ્થિતિમાં જ ગાળી એટલામાં ઘરમાં એક સ્થળે ધબાકો સંભળાયો. બાલાએ ચીસ પાડી હોત પણ એને એટલો બધો ભય ઉપજ્યો કે, હોઠ વાટે એક હરફ પણ તે બહાર કાઢી શકી નહીં. કોઇક ચીજ તોડવામાં આવતી હોય એવા મોટા અવાજો સંભળાયા. બાલા હબકને લીધે મૂચ્છિંત થઇને પડી.

જ્યારે તે જાગૃત થઈ ત્યારે તેણે જોયું કે, ઘરમાં પુષ્કળ માણસો ભરાઈ ગયાં છે. શ્રીમતી મહાનંદા અને શોભારામ પાછાં ફર્યાં છે. "ઓ નાદાન! તેં આવી રીતે ઘર સાચવ્યું?" મહાનંદાનો સ્વર તેણે સાંભળ્યો.

"શું થયું?"

"ઘરમાં ચોર ભરાયો હતો. તેણે તિજોરી તોડી છે અને તેમાંથી ઘરેણાંગાંઠાં લઈને તે નહાસી ગયો છે!"

"તે ઘરમાં પેઠો હતો કેવી રીતે? અને તમે બધાં આવ્યાં કેવી રીતે?"

"ચોર પાછલી દિવાલ ફોચીને પેઠો હતો. અમે એ બાજુએથી આવતાં હતાં ત્યાં મોટું બાકોરું જોઈને પાડોશીઓને જગાડીને અંદર આવ્યાં! ત્યારે તું તો ઘસઘસાટ ઉંઘતી હતી! આવી સાચવણી કરવી હતી તો પહેલેથી કહી દેવું હતું ને? અથવા તારી કોઈ સહીપણી કે તારા કોઈ સગાને ત્યાં પહેલેથી જ સુવા જવું હતું ને?"

"ચોરીમાં એ બાઈનો કાંઈ હાથ હશે?" કોઈક માણસ શોભારામને પૂછતો સંભળાયો.

"ના રે, એ કાંઈ એવી ચોરટી નથી. આ તો એનું નફકરા-પણું હતું એનું પરિણામ. અને આપણે ઓછાં એ બાબતમાં પોલિસ-ચોકીએ ફરિયાદ કરવા જવા નવરાં છીએ. જે કાંઈ ગયું હશે તે જાણે અમારી પનોતી લઈને ગયું એમજ અમે ગણીશું." શ્રીમતી મહાનંદાએજ શોભારામની વતી શેખીખોર જવાબ દેતાં આ મુજબ પુષ્પ વેર્યાં.

અને એ પ્રસંગ પછીના બીજા દિવસના પ્રભાતે ઔર રંગ દેખાયો: "હવે તો તારા જેવી કુલટા ઉપર શોકય લાવ્યા સિવાય

છૂટકો નથી. મારા કમળને તેં શું સુખ આપ્યું છે? મારા ઘરમાંયે તારે લીધે શી સુખસંપત્તિ આવી! તારા બેફામપણાથી ઉલ્ટી ચોરી થઈ! કદાચ કોઈ બદમાશ માણસોને તેંજ બોલાવ્યા હશે અને પછી ઢોંગ કરીને તું સુઈ ગઈ હોઈશ! ખેર! અમારે તો કાંઈ એ માટે દુનીઆમાં ઢંઢેરો પીટવા જવું નથી. અને એવી ચોરીની અમને દરકારે નથી. વડીલોના પુન્યપ્રતાપે અમારી પાસે અઢળક પૈસો છે અને તારા કરતાંયે વધુ ફુટડી સાતસોને છપ્પન સ્ત્રીઓ મારો કમળ પરણી લાવી શકે તેમ છે. થોડાકજ દિવસમાં તું જોઈશ કે, રૂપરૂપની અંબાર જેવી એક અપ્સરા તારે માથે શોક્ય તરીકે આવે છે કે નહીં?"

મહાનંદાની વક્તૃતાને બાલાએ અધવચ્ચ પણ અટકાવી નહીં; તેમ તે પુરી થઈ ત્યારેયે તે વિષે કાંઈ ટીકા કરી નહીં. મહાનંદા થોડીવાર આમતેમ જઈ આવીને બોલી: "જો, તારી તબિયત ખરાબ હોય તો તારે પિયર જા, સમજી? મને તો વહેમ છે કે, તને જીર્ણ તાવ આવે છે."

"મને અહીં જ પડી રહેવા દો." બાલાએ કહ્યું.

"પણ ગાંડી, અહીં તો હવે નવી વહુ આવશે એટલે નવા નોકરચોકરો રાખવા પડશે અને અમને તારૂં કશું જ કામ પડશે નહીં. માટે તારી મેળે સમજી જઈને પીયર જતી રહે ને?"

બાલાએ કશો ઉત્તર દીધો નહીં. "ઠીક. તને આજીજી કરતાં મને આવડતી નથી. તું શાંત અને કહ્યાગરા સ્વભાવની છે એટલે જ ખુલ્લાદિલની આ વાત મેં કરી દીધી. અને જાણે છે? નવી વહુ કેવી છે? પેલો અક્ષય મારી સાથે આવ્યો હતો તેની એ બહેન થાય છે. સિદ્ધપુરની છે. રૂપમાં તો એવી સરસ છે કે, તું તો એની આગળ નોકરડી જ લાગે! એ અક્ષય તારા ભાઈ અશોક

સાથે ભણતો હતો. થોડાક વખત ઉપર એનું લગ્ન થવાનું હતું ત્યારે તારા ભાઇએ અને પેલા અનંતે જેને "જ્વાલામુખી" તરીકે બધા ઓળખે છે તેણે તેનાં લગ્ન અટકાવ્યાં હતાં. અક્ષય તે પછી વિહંગપુરની શાળા છોડીને આપણા શહેરમાં ભણવા આવ્યો છે. બાગમાં મારા કમળનો ને તેનો ભેટો થોડાક દહાડા પર થયો ત્યારથી એ બેને દોસ્તી થઇ અને હવે તો એનું સરસ ફળ એ આવ્યું કે, જેવી રૂપસુન્દર પુત્રવધૂનાં કંપના હું કરતી હતી તેવી મને મળી ચૂકી! અમે ગઇ કાલે રાતેજ જઇને તેને જોઇ આવ્યાં."

મહાનંદાનું આ કથન સાંભળીને બાલા કંઇજ બોલી નહીં. એની આંખમાંથી અશ્રુનાં બિંદુ ખરવા માંડયાં. બીજી સ્રી રૂપ સ્પેશીઅલ ટ્રેન આવવાનો સિગ્નલ ઉપર મુજબ ફરકાવીને મહાનંદા ત્યાંથી જતી રહી. બાલાનાં અશ્રુની એને અગાઉયે દરકાર નહતી. અત્યારે યે ન દેખાઇ અને હવે પછી પણ દરકાર રહેવાની નહતી.

મહાનંદાના જવા પછી બાલા આકાશ તરફ જોઇ રોતી રોતી મનોગત બોલી: "હે પ્રભુ! પૂર્વજન્મના કિયા મહાપાપનું આ ફળ હશે કે, પતિદેવનાં ચરણની સેવામાંથી પણ વંચિત રહી છું?"

એનો બંધુ ચિત્રકાર અશોક આ વખતે અહીં હાજર હોત તો એણે હિંદુસંસાર જેના વડે ટકી રહ્યો છે એવી આ આર્યકુલલક્ષ્મીનું આબેહુબ ચિત્ર દોરી લીધું હોત.

## પ્રકરણ ૨૮ ભયંકર વંચના!

મહાનંદાએ પોતાનું વચન પાળવામાં જ ગૌરવ લીધું. બે દિવસ વીત્યા અને વિહંગપુર જઇને એક અજાણ્યા સ્થળે કમલા-

કરને અક્ષય મારફત એક બીજી સ્ત્રી સહિત ચૂપચાપ પરણાવી દેવામાં આવ્યો.

"એક પર બીજી' કરવામાં જાણે કેવો વટ પાડયો હોય તેમ સાસુએ વટપુરનાં પોતાનાં સગાં સંબંધીઓને અને પાડોશીઓને નિમંત્રણ આપીને જાણે એકાદ ફર્નીચર પોતે લાવ્યાં હોય અને તે સંબંધી અભિપ્રાય પૂછે તેમ પૂછવા માંડયું: "વહુ કેવી છે? બાલા કરતાં વધારે રુટડી છે કે નહીં?" અને આ પ્રશ્નોના જવાબ કોણ નકારમાં આપે? એ આગુન્તકો એવાં ન હતાં કે જે પોતાના 'દિલની સુણાવી દે.'

એ આવનારાંઓને ચ્હા, ચેવડો આદિ નાસ્તો આપવા માટે એ વખતે બાલાને તસ્દી આપવામાં આવી ન હતી પણ રસોઈયા અને નોકરો મારફત કામ લેવામાં આવ્યું હતું. શોભારામભાઈ આટામીલવાળા હતા; અને એમને ત્યાં નોકર રસોઈયા નહોય તો તેથી એમનું નાક કપાય ને?

આ વલણ જુનાં સાચાંબોલાં નોકરોને કાઢી મૂકતી વખતે લેવાની આટામીલવાળા શેઠને જરૂર ન્હોતી લાગી; બાલાને ત્રાસ આપવા માટે જ ઘરકામનો ઢસડબોરો કરાવતી વખતે પણ ન્હોતી લાગી; હવે 'નવી વહુ' આવતાં પોતાની પ્રતિષ્ઠાને ખાતર નોકર રસોઈઆ રાખવાની એમને જરૂર લાગી.

એ દિવસે બપોરે કમલાશંકરને ભણાવવા માટે તેના શિક્ષકો આવ્યા ત્યારે કમલાશંકરે કહ્યું: "આજે નથી ભણવું. તમે પાછા જાઓ."

"પણ પરીક્ષા નજદીક આવે છે અને તમે હજી અંગ્રેજીમાં ઘણા કાચા છો." એક શિક્ષકે કહ્યું.

"શાળાની પરીક્ષામાં હું ભલે નપાસ થાઉં! સંસારની પરીક્ષામાં ફાવ્યો છું ને?"

"એટલે? સંસારની પરીક્ષા શું?"

"તમે નથી જાણતા? મેં પેલી મારી નાલાયક પહેલી સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કરી!" કમલાશંકરે વાઘ માર્યો હોય એવી શેખાઈ કરી.

"એક ઉપરે બીજી સ્ત્રી?!" બીજા શિક્ષકે કહ્યું. "અમારે હવે વિચાર કરી જોવો પડશે કે, આપને ભણાવવા આવવું કે કેમ?"

"એમાં વિચાર શા માટે કરવો પડે? હું બીજી સ્ત્રી કરૂં તેમાં ભણવાને શો સંબંધ? તમે તમારે જેમ ભણાવો છો તેમ ભણાવો, મહિનો થાય ને પગાર લઈ જાઓ. બસ પછી તમારે બીજી ચિંતા કરવાની શી રહી?"

"અમારૂં ભણાવવું પથ્થર પર પાણી જેવું નીવડે એથી તો અમારૂં ભણાવવું લજવાય." બીજા શિક્ષકે કહ્યું: "હયાત સ્ત્રી ઉપર બીજી સ્ત્રી લાવવી એ તો અનાચારને પોષવા બરોબર છે. વિદ્યાથી વિભૂષિત સજ્જન કદાપિ એવું કૃત્ય ના કરે. આપે આ કૃત્ય કરતા પહેલાં અમને પૂછવું જોઈતું હતું."

"તમને હું પૂછવા આવું? તમે 'ટ્યુશન' થી તમારૂં ગુજરાન ચલાવનારા ગરજાઉ ગરીબોને તે અમારે શ્રીમંતોએ પૂછવાનું હોય? આ તો બીજી લાવ્યો પણ કાલ મને રૂચે તો ત્રીજીયે લાવું!"

કમલાશંકરે વિવેકની મર્યાદા તજીને શિક્ષકોનું જે અપમાન કર્યું તેથી તેઓને માઠું લાગ્યું. તેમણે તેજ ઘડીએ જાહેર કરી દીધું; "અમે હવેથી ભણાવવા નહીં આવીએ."

"તો બારણાં ઉઘાડાં છે. આપ જઈ શકો છો."

શિક્ષકો શોભારામ અને મહાનંદા પાસે ગયા. મહાનંદા એ વખતે ઝૂલે ઝૂલતી હતી અને પાનપટ્ટી બનાવતી હતી.

" તમારા પગાર માટે આવ્યા ? " તેણે કહ્યું.

" આ વખતે તો તમને અમે બબ્બે રૂપીઆ વધુ બક્ષિસ આપીશું. મારો કમળ નવી લાવ્યો. તમે એને જોઈ છે ? જાણે અપ્સરા ! " મહાનંદાએ કહ્યું: "અને...એ...તમે ક્યાં છો ? " છેલ્લો પ્રશ્ન એણે શોભારામને સંબોધીને કર્યો.

" કેમ, શું છે ? " શોભારામે તિજોરીના એક નાનકડા ખંડમાંથી બહાર આવતાં પૂછ્યું.

" આ લોકોના પૈસા આપી દો. બબ્બે વધારે આપજો, હોં ? "

એક શિક્ષકે કહ્યું: " અમે હવેથી ભણાવવા નહીં આવીએ, એવું કહેવા આવ્યા છીએ. "

" કેમ, મારા કમળને તો તમારે બી. એ. બનાવવાનો છે. " મહાનંદાએ કહ્યું.

" પણ બી. એ. થતાં એમને બાર જન્મ લેવા પડશે ! "

" બસ ? કંટાળી ગયા ? " શોભારામે પૂછ્યું.

" બાબત એવી નથી. " અને અત્રે કમલાશંકર સાથેની તપાટપીની વિગત તેઓએ કહી.

" ખરું પૂછાવો તો એમાં તમારો દોષ છે. 'કાણાને કાણો કહીએ' એ કાંઈ વ્યવહારનીતિ છે ? કમળ બીજી પરણી લાવ્યો, એ કદાચ તમને રુચ્યું ન હોય તોપણ તમારે એ વાત કહેવા જેવી ન હતી. ભણાવવાથી તમારે તમારો અર્થ સાધી લેવો હતો. " શોભારામે કહ્યું અને મહાનંદા તરફ જોઈ આંખની ઇશારત કરતાં પૂછ્યું: " હું ખરું કહું છું ને ? "

"પણ કમળ સાથે આવી બાબતમાં એ લોકોને ચર્ચા કરવાની શી જરૂર હતી ?" મહાનંદાએ કહ્યું.

"એમણે પોતે જ એ વાત કાઢી. અને અમારે કહેવું જોઈએ કે, કોઈ પણ સુસંસ્કૃત સમાજમાં ન હોય એવો આ રિવાજ પોષતા કુટુંબમાં અમે ભણાવી શકીએ નહીં." એક શિક્ષક બોલ્યો.

"તમારા કરતા મને સંસ્કૃતિનો વિશેષ ખ્યાલ છે." શોભારામે કહ્યું.

"શબ્દોમાં જ ! આચારમાં નહીં !"

"ભલા માણસો, નાહક જીભાજોડી કરીને શા માટે તમારા પંદર પંદર રૂપીઆ ખુઓ છો ?" મહાનંદાએ કહ્યું: "તમને પૈસાની તો જરૂર છે ! "મંમંથી કામ રાખોને ? ટપ ટપ શીદને કરવી ?"

"એવી દંભી વ્યવહારનીતિ શિક્ષક તરીકેની પવિત્ર ફરજ બજાવતાં અમારાથી પોષી શકાય નહીં. વિદ્યાર્થીના જીવનના ઘડતરમાં અમારે ઉચ્ચ સંસ્કાર નાખવાના હોય છે. એ સંસ્કારથી ઉલ્ટું વર્તન અમારા શિક્ષણને લજવે."

"ઠીક. તો તમારી મરજી. તમારા પૈસા અમે પ્રોફેસરને ત્યાં મોકલીશું. જવું હોય તો જઈ શકો છો." શોભારામે કહ્યું.

"તમે નહીં તો બીજા." મહાનંદાએ કહ્યું: "બીચારા સેંકડો છોકરાઓ 'ટયુશન' માટે ભાટકાં મારે છે. એવા ચાર પાંચને હવે તો સોંઘા સસ્તામાં યે અમે પકડી લાવીશું."

એ વિદ્યાર્થી-શિક્ષકો ત્યાંથી ચાલ્યા ગયા. પ્રોફેસર પાસે આવીને તેમણે સાદ્યંત હકીકત કહી. પ્રોફેસરે વિચાર કરી જોયો. જે કમલાશંકરનાં માતપિતાએ પોતાની સમક્ષ મીઠી વાણીથી

વાતચીત કરીને બાલાને કશી દૂભવણી નહીં થાય એવું વચન આપ્યું હતું તેઓએ 'એક પર બીજી' લાવવાનું કૃત્ય કર્યું એથી પ્રોફેસરને આશ્ચર્ય સાથે દુઃખ થયું, સમાજનાં આવાં દંભી પૂતળાં સમાજની પ્રગતિમાં ફાંસ રૂપ છે એમ એને લાગ્યું. એણે શોભારામની મુલાકાત લેવા ઠરાવ્યું એ વિદ્યાર્થી-શિક્ષકો સહિત શોભારામને ત્યાં ગયો. કમલાશંકરે જે માફીપત્ર લખી આપ્યું હતું તે એણે પોતાની સાથે રાખ્યું.

પ્રથમ મુલાકાત કરતાંયે શોભારામે અને મહાનંદાએ પ્રોફેસરને ઘણોજ મીઠો આવકાર આપ્યો.

"આપે કેમ તસ્દી લીધી, પ્રોફેસર સાહેબ?" શોભારામે પૂછ્યું.

"મને એ જાણીને દુઃખ થયું છે કે, તમે બાલાને દૂભવણી નહીં કરવાનું વચન આપ્યું હતું તેમ છતાં તેના ઉપર શોક્ય આણી!" પ્રોફેસરે કહ્યું.

"એમાં અમારું કશું જ ચાલે તેમ નહતું. આપની આગળ ખરી વસ્તુસ્થિતિ રજુ થઈ હોય એમ મને નથી લાગતું." શોભારામે કહ્યું: "બાબત એવી બની હતી કે, બાલા આક દૂષિત સ્ત્રી માલુમ પડી હતી?"

"એટલે?"

"એ પૂછવામાં માલ નથી." શોભારામે કહ્યું: "અમે તો એવી વસ્તુસ્થિતિયે નિભાવી લેવા તૈયાર જ હતાં. પણ કમળે હઠ કરી કે, 'એ સ્ત્રી મને ગમતી નથી' માટે હું બીજી કરીશ. જો અમે એને નારાજ કરીએ તો આજ કાલના છોકરાઓની મનસ્વી રીત તમે જાણો છો ને? ક્યાંક કુવાહવાડા ગોઝારો કરે તો દુઃખ ઉભી થાય!"

"ત્યારે શું, બાલાએ જ તમને એવું કારણ આપ્યું કે, તમારે 'બીજી' લાવવી પડી?"

"હા. દોષ જ બધો એનો છે. અમે ઘરમાં ન હોઈએ તો ચાહે તેવાં માણસો અહીં આવ્યાં જ હોય! થોડાક દિવસ ઉપર તો અમારી ગેરહાજરીમાં એક રાતે મોટી ચોરી થઇ. ભીંત કોચીને કોઇ દુષ્ટો અમારી તિજોરીમાંથી રૂપીઆને ઘરેણાં લઈ ગયા. આશરે પાંચેક હઝારની એ ચોરી હતી. પણ અમે ગમ ખાધી. અમે એ બદ્દલ પૉલિસમાં ફરીઆદ પણ નથી કરી. કહો, આવી ખરાબ ચાલની બેદરકાર સ્ત્રીથી મારો કમળ કેમ પ્રસન્ન રહે?" મહાનંદાએ તહોમતનામું રજુ કર્યું.

"તમારી દલીલો મને આશ્ચર્ય ઉપજાવે છે. બાલા દૂષિત હોય એમ માની લેવા હું તૈયાર નથી પણ તેમ છતાંયે કમળાશંકર માટે બીજી સ્ત્રી લાવવાની તમારે જરૂર નહતી."

"આપને બાલાનો વાંક નહીં વસે, એમ અમે ધારતાં જ હતાં." મહાનંદાએ કહ્યું.

"આપે માઠું લગાડવા કારણ નથી, પ્રોફેસર સાહેબ" શોભારામે કહ્યું: "પણ આ બાબતમાં હવે શું થઇ શકે તેમ છે? બાલાને એને પિયર જવું હોય તો જાય. એની ઇચ્છા હશે અને એનાં માબાપની સંપત નહીં હોય તો અમે દરમહિને થોડાક રૂપીઆ એને ખોરાકી તરીકે મોકલીશું. કમલ માયાને પરણી લાવ્યો એમાં કોઈ હવે ફેરફાર થઇ શકે તેમ છે?"

"તમારી વાતો આઘાત ઉપજાવનારી છે. એક સ્ત્રી ગમી નહીં એટલે પુરૂષ બીજી લાવે અને સ્ત્રીને પિયર જવા ફરમાવે એ વાજબી છે? પણ ધારો કે, સ્ત્રીને પુરૂષ ગમ્યો નહીં તો શું?"

"પણ મારા કમળમાં એવું તે દૂષણ શું છે કે, એ બાલાને ન ગમે?"

"એ બાબતમાં તો મારી પાસે સજ્જડ પુરાવો છે. તમારા ચીરંજીવીમાં દૂષણ નથી એવો ઢાંકપિછોડો તમે કરો એ હું તો નજ માની શકું."

"પુરાવો આપ શો આપી શકો તેમ છો?" શોભારામે પૂછ્યું.

પ્રોફેસરે પોતાના ખિસ્સામાંથી માફીપત્ર બહાર કાઢ્યું, અને હાથમાં રાખીને કહ્યું· "તમારા ચીરંજીવીએ મારી આગળ માગેલી માફીનું આ લખાણ છે." એ માફીપત્રને લગતી ઘટના વિષે પ્રોફેસરે વિગત આપીને ઉમેર્યું: "જ્વાલામુખી મંડળનો અગ્રણી અનંત જેણે પોતાની હિંમતથી ગામેગામ પ્રસિદ્ધિ મેળવી છે તેની હાજરીમાં આ માફીપત્ર તમારા ચીરંજીવીએ મને લખી આપ્યું છે. તેમાં બાલાને નહીં સતાવવા વચન આપેલું છે. અમે એ વખતે જ તેને કહ્યું હતું કે, જો ફરીથી તારા સબંધમાં કોઈ ફરિયાદ આવી તો આ માફીપત્ર અમે વર્તમાનપત્રોમાં છપાવીશું. મને લાગે છે કે, હવે એ મોકો આવ્યો છે. જનસમાજ જાણશે કે, બાલાને દૂષિત કહેનાર આ યુવક કેવા નિંદ્ય ચારિત્રવાળો છે. મારા નોકરે તમારા ચીરંજીવીને ઘણી વખત ખરાબ સ્થાનોમાં ભટકતો દીઠો છે. આ શહેરમાં એ એક અર્ધ–ગુપ્ત તરીકે જાણીતી બિના છે કે, આપના ચીરંજીવી 'વિકારની પ્રત્યક્ષ મૂર્તિ' રૂપ છે. તમે શ્રીમંત છો; પ્રતિષ્ઠાપાત્ર છો. તમારા ચીરંજીવીનાં કરતુક તમને કલંકિત કરે છે. તે તરફ તમે લક્ષ આપતાં નથી. તેના દોષ ઢાંકી દઇને તમે બાલા ઉપર દોષ મૂકતાં હો એમ મને તો લાગે છે. આથી મારે નછૂટકે આ પત્ર જાહેર વર્તમાનપત્રોમાં છપાવવો જોઇશે. જનસમાજ આપોઆપ વિચારી લેશે કે, એનો સાર શો દોરવો?"

ઘડીભર ચૂપકીદી છવાઇ.

એ બાદ મહાનંદાએ શોભારામને કહ્યું: "તમે કેવા ગેરકાળજીવાળા છો? છોકરો આવો ખરાબ છે એવી મને તો ખબરજ નહતી. તમે બહાર ફરતાહરતા રહેતા હતા તોયે એ વાત જાણતા ન્હોતા?"

શોભારામે તેને જવાબ આપ્યો: "મને મીલનાં કામકાજમાંથી ફુરસદજ ક્યારે મળે છે?"

"પ્રોફેસર સાહેબ" મહાનંદાએ કહ્યું: "આપની પુત્રીની છેડતી કમલાશંકરે કરી હતી ક્યારે? તમારે અમને આજ પહેલાં વાત તો કરવી હતી?"

"જે રાતે બાલાને તેનો ભાઈ મૂકવા આવ્યો તેજ રાતે આ બનાવ બનેલો. અમે બીજે દિવસે તમારી મુલાકાતે આવ્યા ત્યારે કમલાશંકરનું વર્તન ફેરવાઇ ગયેલું જોઇને મેં એનામાં વિશ્વાસ રાખ્યો હતો તેથી જ તમારી આગળ વાત ન્હોતી કરી."

"તમે યે વાત ન કરી અને એ બદમાશ તો શેનો વાત કરે એટલે જ અમે અંધારામાં રહ્યાં. એની ખરાબ ચાલની વાતો અમારે કાને તો નથી આવી પણ આપ ભાગ્યે જ જુઠ્ઠું બોલો. હું આપને અમારા હિતૈષી તરીકે જ ગણું છું. અને શું આપ કહો છો તે પ્રમાણે, એ મૂર્ખાએ આપને એવું લિખિત વચન આપ્યું છે કે, બાલા ઉપર એ બીજી સ્ત્રી નહીં લાવે?" મહાનંદાએ પૂછ્યું.

"એનાં માફીપત્રનો અર્થ જ એ તારવી શકાય છે. આપ જ વાંચી જુઓને એ?" પ્રોફેસરે આમ કહીને મહાનંદના હાથમાં ભોળાભાવે એ પત્ર મૂક્યો. મહાનંદાએ પોતાની ખુરશીમાંથી ઉઠતાં શોભારામને પૂછ્યું: "મારાં ચશ્માં તમે જોયાં છે?"

"ના. મેં નથી જોયાં" શોભારામે કહ્યું.

"હું મારાં ચશ્માં શોધી આવું." મહાનંદા એમ કહીને ત્યાંથી બીજા ખંડમાં જતી રહી.

થોડીવારે તે હસતી હસતી પાછી ફરી.

એની પાછળ નોકર હતો. નોકરના હાથમાં ચહાના પ્યાલા રકાબીઓની 'ટ્રે' હતી. નોકર દરેક જણ આગળ એક એક પ્યાલા રકાબી મૂકીને ચાલ્યો ગયો.

"તમારાં ચશ્માં મળ્યાં ?" પ્રોફેસરે પૂછ્યું.

"મારી આંખ તો બધુંયે જોઈ શકે એવી છે, પ્રોફેસર સાહેબ!" મહાનંદાએ હસતાં હસતાં કહ્યું.

"તમે તો કમળાશંકરનું માફીપત્ર વાંચવા ચશ્માં શોધવા ગયાં હતાં ને ?" પ્રોફેસરે પુછ્યું.

"આપ અજબ વાત કરો છો ને ? હું તો એ માફીપત્ર ફાડી નાંખવા ગઈ હતી. તે વાંચ્યું અને ફાડી નાંખ્યું. ઉપરાંત, એનો તમે કશો જ જાહેર ઉપયોગ કરો નહીં એટલા વાસ્તે તે ચુલામાં હોમીને તેની રાખ પણ કરી આવી !" અત્રે તે ખડખડાટ હસી પડી.

શોભારામ પણ તેની આ ચાલાકીથી પ્રસન્ન થતો તેની સાથે હસવામાં ભળ્યો.

પ્રોફેસરને અંતરમાં ઘણો જ ગુસ્સો ઉપજ્યો પણ સંયમ ધારણ કરીને તેણે કહ્યું: "આવી ભયંકર વંચના ? જે નારીશકિત, પાપ અને અધર્મનો નાશ કરવા સર્જાયલી છે, તે જ એ દુર્ગુણોની પોષણકર્ત્રી ?! આશ્ચર્ય !"

"પ્રોફેસર સાહેબ, હવે એ બાબત ઉપર પડદો પાડો. ચાહ પી લ્યો અને કહી દો, આપને અમે કેટલા રૂપીઆનો ચેક આપીએ ? આપ ચાહે તેટલા રૂપીઆ બોલી જાઓ. આપ ચાહે તે કાર્યમાં

તે રૂપીઆ વાપરજો; અને મારા કમળ પર દયા દૃષ્ટિ રાખજો. બસ, એજ આ ખાલી પત્રના નાશનો અર્થ છે." મહાનંદાએ કહ્યું.

પ્રોફેસરને આ દરખાસ્ત સાંભળીને તો અતિશય દુઃખ થયું. કમલાશંકરનાં પાપ ઢાંકવાની આ આડકત્રી રીત એને ગમી નહીં. આવાં પ્રપંચનાં પૂતળાં કે જે પોતાની સાત્વિક વૃત્તિનો ગેરલાભ ઉઠાવવા માગે છે તેઓનો સંસર્ગ જ નિરર્થક છે, એવું નક્કી કરી લઇને તે ખુરશીમાંથી ઉઠયો અને મહાનંદાને નમસ્કાર કરીને બોલ્યો: " તમે આજના તમારા વર્તનથી તમારા માટેના મારા તમામ માનનો નાશ કર્યો છે. તમારાં જેવાંઓને તો દૂરથી જ નરગજના નમસ્કાર ! "

તે દુઃખી અંતઃકરણે ચાલવા લાગ્યો. એના વિદ્યાર્થી–શિક્ષકો પણ એની પાછળ જવા લાગ્યા. " આ ચ્હા તો પીતા જાઓ ! " મહાનંદાએ દાઝયા પર ડહામ દીધો. મૂર્ખ સાથેના પ્રસંગમાં ચૂપકીદી રાખવાનું ડહાપણ વાપરીને એ વિદ્વાન પુરુષે વિદાય લીધી. એમના ગયા પછી, પત્નીની ચાલાકીથી ખૂબજ ખુશ થયેલા શોભારામે પત્નીનાં પુષ્કળ વખાણ કરવામાં એક ડીક્ષનેરી ખાલી થાય એટલા બધા શબ્દો વાપરી નાંખ્યા અને એમ કરતાં કરતાં તમામ પ્યાલામાંની ચ્હા એણે અને એની પત્નીએ પોતાનાં ઉદરમાં પધરાવી દીધી.

## પ્રકરણ ૨૯ મું

## કિન્નાખોર

"પિતાજી, તમે નિરર્થક હઠ કરી રહ્યા છો. અનંતનો આમાં કંઈજ દોષ કાઢી શકાય તેમ નથી. તે તો કેવળ સત્યને આધારે જ કામ કરી રહ્યો છે. તમે લબાડીપણાનો આશ્રય લેવા ચાહો છો, એ ઠીક નથી."

"તારૂં કહેવું મારે ગળે ઉતરતું નથી અને ઉતરશે નહીં. એ છોકરોજ આ બધાં ધાંધલનું મૂળ છે. મને એની ઉપર એટલી બધી દાઝ ચઢે છે કે, એને જોઉં તો કાચોને કાચો કરડી ખાઉં."

"આપ આ બિલકુલ પાગલ જેવી વાત કરો છો. આનું ફળ ઠીક નહીં આવે. અદાલત આપને સખ્તમાં સખ્ત સજા કરશે."

"મને અદાલત ફાંસીએ કેમ નથી ચઢાવતી? 'બહુ ઋણીઆને ઋણ નહીં; બહુ દુઃખીઆને દુઃખ નહીં.' હું તો મરણીઓ બન્યો છું. મારી પર દુઃખ પડવામાં હવે શી બાકી છે? તારી અદાલતને મારા માટે ચાહે તેમ કરવું હોય તે કરે. મેં જે રીતે બચાવ કરવા માંડયો છે તે રીતે જ કરીશ. ચાલ્યો જા, અહીંથી. હું તારી સાથે વાત કરવા માગતો નથી."

"પિતાજી, પિતાજી,—"

"જાય છે કે નહીં? નહી તો..."

ઉપર્યુક્ત સંવાદ વિશ્વનાથ અને આનંદરામ વચ્ચે વટપુરની કાચી જેલમાં થઈ રહ્યો હતો. કેસ ચાલતા પહેલાં આનંદરામને સમજાવવા વિશ્વનાથ આવ્યો હતો. અંબાપુરમાં બનેલી તમામ હકીકત તેણે આનંદરામને કહી હતી. અનંતે જ્ઞાતિનું જમણવાર

અટકાવવા આદરેલી સત્યની લડત, ઓઘડશંકરનું આપોઆપ લઘુમતીમાં પડી જઈને એકલડોકલ હાલતમાં રહેવું, ન્યાયપક્ષની સ્થાપના વગેરે હકીકત જણાવીને તેણે અનંતનાં કાર્યોનાં પરિણામનાં ખૂબ વખાણ કર્યાં હતાં અને તેનો છેલ્લો વિજય ઓઘડશંકરના માનસમાં આવેલા પલ્ટાનો જણાવ્યો હતો. ચંપકલાલે ફોઝદાર આગળ કરેલા સાચા એકરારની હકીકત કહીને વિશ્વનાથે આનંદરામને કહ્યું હતું કે–તે તેમજ બીજા સાક્ષીઓ સાચી જુબાની આપશે ત્યારે કેસમાં લબાડીપણાનો પરાજ્ય થશે. માટે ડહાપણ વાપરવું બહેતર છે. જેમ જ્ઞાતિપટેલ ઓઘડશંકરે સચ્ચાઈનો પ્રત્યક્ષ ચમત્કાર જોયો અને સમયના પ્રવાહને માન આપ્યું તેમ વર્તવા વિશ્વનાથે આનંદરામને વિનતિ કરી પણ તેણે પોતાની હઠ છોડી નહીં. અનંત ઉપર એને ચઢેલી દાઝ અનેક શબ્દો દ્વારા એણે બહાર પાડી અને ઉપર જણાવ્યું તેમ, આખરે ચીઢાઈને વિશ્વનાથને એણે ચાલ્યા જવા કહ્યું. વિશ્વનાથ તેમ છતાં વિનતિ કરી રહ્યો એટલે 'જાય છે કે નહીં ?' નહીં તો—આમ કહીને આનંદરામે તેના તરફ દાંતીઆં કરીને મુક્કી ઉગામી. પહેરેગીરે તે જોઈ. કંઈ ઉત્પાત થાય તે પહેલાં વિશ્વનાથને તેણે ત્યાંથી વિદાય કર્યો.

આનંદરામની આ પ્રકારની હઠીલાઈ વિશ્વનાથને અપાર સંતાપ ઉપજાવી રહી. પિતાના આવા માનસ માટે તે અકળાયો; અનંત વગેરે પાસે આવીને તેણે આનંદરામના જવાબોનો સાર કહ્યો.

અનંતે કહ્યું: " કેસ ચાલશે ત્યારે તેઓ પુરાવા જોઈને ઠેકાણે આવશે. અને છતાં નહીં માને તો પછી આપણે શું કરી શકીએ તેમ છીએ ? જે સજા થવાની હશે તે થશે. આમાં બીજો કોઈ ઉપાય કારગત થઈ પડે તેમ નથી લાગતો. "

મેજીસ્ટ્રેટની અદાલતમાં જ્યારે કેસ ચાલુ થયો ત્યારે લોકની પુષ્કળ મેદની જામી હતી. કુતૂહલથી બહુ લોક જોવા આવ્યા હતા

કે, આ કેસનું શું પરિણામ આવશે? પ્રારંભમાં સરકાર તરફથી સરકારી વકીલે કેસ શરૂ કર્યો. આરોપીને તેણે રૂઢિ રાક્ષસીની પ્રત્યક્ષ પાષાણ મૂર્તિ તરીકે ઓળખાવ્યો. જંબુ પ્રત્યે તેણે વાપરેલી હેવાનીઅતથી જંબુના નીપજેલા મરણને તેણે આરોપીનું સાપરાધ મનુષ્યવધ જેવું કૃત્ય જણાવ્યું. વૃદ્ધ લગ્ન અને કન્યાવિક્રય જેવા જંગલી રિવાજોને આરોપીએ ઉત્તેજન આપ્યાથી જ કાન્તાને આત્મઘાત કરવો પડયો એમ કહીને સરકારી વકીલે એ આપઘાતના આડકત્રા કારણ રૂપ આરોપીને જણાવ્યો,

આની વિરૂદ્ધ આનંદરામના વકીલે બચાવ કર્યો કે—એકકે મરણ માટે આરોપી સીધ્ધી કે આડકત્રી રીતે જવાબદાર નથી. આ મૃત્યુઓમાં મરનારનો કંઇ જ ઉપાય ચાલે તેમ નહતો. જંબુની રિસાળ પ્રકૃતિ ઉપર ભાર મૂકીને એને પોતાની મેળે જ ઓરડીમાં પૂરાઈ રહેલો તેણે જણાવ્યો.

અદાલતે મુદ્દાઓ કાઢયા: (૧) જમ્બુના મોતમાં આરોપીનો કાંઇ પણ હિસ્સો હતો કે નહીં? (૨) કાન્તાને આપઘાત કિયાં કારણોસર કરવો પડયો હતો? (૩) આરોપીએ વૃદ્ધલગ્ન અને કન્યાવિક્રયના રિવાજો પોષ્યા હતા કે કેમ? (૪) આરોપીની સ્રીનું મૃત્યુ શા કારણે થયું હતું?

ફરિયાદ પક્ષના સરકારી વકીલે આનંદરામની જુબાની લેવા માંડી: " જમ્બુને તમે ઓરડીમાં પૂર્યો હતો?"

"ના. તે પોતાની મેળે પૂરાયો હતો."

"એ કેવી રીતે બન્યું હતું?"

"મેં એને કાંતા સાથે વાતો કરતો દીઠો તેથી ઠપકો આપ્યો. અને એ છોકરો મૂળથી જ રખડેલ અને ખરાબ ચાલનો લાગ્યો

હતો. એને ઠપકો આપતાં તે ગુસ્સે થયો, મને પણ ગુસ્સો ચઢતાં તેના વડીલ તરીકે તેને મેં ઠેકાણે લાવવા એક દેવદારની પટ્ટી ઉઠાવી. એટલે તે ન્હાસી ગયો. અને હું તેને મારું નહિ તે માટે તે ઓરડીમાં પુરાઇ ગયો."

"એ ઓરડી હવા અજવાળા વિનાની હતી?"

"મને એ બાબત ખ્યાલમાં રહી નહતી. હું તો સ્મશાન યાત્રાની તૈયારીઓમાં રોકાયો હતો તે દરમ્યાન મારી મરનાર સ્ત્રીએ તે ઓરડીનું બારણું ઉતરાવ્યું અને ત્યારેજ અમે જાણ્યું કે–તે બેહોશ થઈ ગયો છે. અમે ડાકટરને બોલાવવાના હતા તેવામાં ફોઝદાર આવ્યા તેથી ન બોલાવી શકયા. સરકારી ડાકટરની તપાસમાં જંબુ મરેલો માલુમ પડયો પણ મારો વાંક નથી."

"તમે કોઇના દેખતાં જંબુને ઠપકો દીધેલો?"

"ફકત કાંતા અને મારી સ્ત્રી એ બેના દેખતાં. ત્રીજું કોઇ તે વખતે હાજર નહતું."

અત્રે ચંપકલાલ, પાર્વતીશંકર અને શંભુશંકરની જુબાનીઓ લેવાઇ, જેમાંથી મરનારને આનંદરામે ઓરડીમાં પુરાવ્યો હતો એ સાબીત થયું. ઓરડીનાં બારણાં ઉતરાવવામાં આવ્યાં નહતાં, પણ મરનાર ગોદાવરીએ ઉઘાડયાં હતાં, એમ ચંપકલાલના કથનથી પુરવાર થયું. આ પુરાવાઓથી આનંદરામનો મિજાજ ફાટી ગયો. અદાલતે આ મુદ્દામાં ચુકાદો આપ્યો: "આરોપીએ જંબુને ઓરડીમાં પૂર્યો હતો. મરનાર કાંતા તે વખતે હાજર હતી. સ્ત્રીજાતિના દેખતાં આવા દેખાવો કરવાનું જંગલીપણું લાગણી ઉશ્કેરનારૂં થઇ પડે છે. સંસ્કૃતિના નિયમો પ્રમાણે સ્ત્રીઓ સમક્ષ અત્યાચારના ખાવો કરવા ન જોઇએ. આરોપીએ આ બાબત લક્ષમાં ન રાખી.

કાંતાના આપઘાતનાં બીજાં કારણો ભેગુ આ પણ એક આડકતરું જવાબદાર કારણ હતું અને આરોપીએ તે કારણ ઉત્પન્ન કર્યું હતું."

ફરીઆદ પક્ષના સરકારી વકીલે વૃદ્ધ લગ્ન અને કન્યા વિક્રયના મુદ્દામાં આનંદરામની સાક્ષી લેતાં પૂછ્યું : "જુઓ, તમારો ભત્રીજો પરણવાનો હતો તે માટે તમે જાન લઇ ગયા હતા ને?"

આનંદરામે હકારમાં જવાબ દીધો: "પછી તમારા ભાઇ ઉર્ફે તમારા દીકરાના કાકાનું લગ્ન તેને બદલે કરી દેવાનું કારણ શું હતું?"

"છોકરો ક્ષયરોગી હતો. તેથી તેને વિહંગપુરના આરોગ્ય ભવનમાં મોકલ્યો હતો. મારા ભાઇએ કહ્યું કે—હું પરણીશ. અમોએ એમનું માન રાખ્યું; કારણ કે, એ વડીલ હતા."

"એ પરણવાલાયક ઉંમરના હતા?"

"હા સાહેબ."

"એમની ઉંમર શી હતી?"

"હશે ૪૮ થી ૫૦ ની વચ્ચે."

"ઉમરની સાબિતી આપી શકશો? જન્મોત્રી હશે ને?"

"જન્મોત્રી જડતી નથી."

"તો જન્મ મરણના દફતરખાનામાંથી તે સાબિતી મળી શકશે કે?"

"કદાચ મળે."

"વારુ; છતાં તમારા કહેવા મુજબ એમને ૫૦ ની અંદરના માની લઈએ. તો પછી એ ઉંમર લગ્ન માટે વ્યાજબી હતી?"

"હા સાહેબ. સાઠ સાઠ વર્ષે પણ માણસો પરણે છે, એવો અમારી જ્ઞાતિમાં રિવાજ છે."

"કન્યાનાં માબાપ રાજી ખુશીથી એવાં લગ્નો કરે છે?"

આનંદરામે હકારમાં જવાબ આપ્યો.

"સામાન્ય રીતે તમારી જ્ઞાતિમાં બધા એ જ ઉંમરે પરણે છે?"

"એવું કંઇ ખાસ નથી. જ્યારે કોઈને પરણવું હોય ત્યારે તે પરણે."

"૫૦ વર્ષની ઉંમર મોટી ઉંમર નથી?"

"પણ મારા ભાઈ તો તેથી નાની ઉંમરના હતા."

"બે વર્ષ ઓછાં માનો—તમારા કહેવા પ્રમાણે. પણ એ ઉંમરનાં લગ્ન ૨૫ વર્ષની ઉંમરના વર કરતાં મોટાં તો ગણાય ને?"

"હા. પણ ૪૮ વર્ષની ઉંમર કાંઇ મોટી નથી."

"૨૫ કરતાં એ ઉંમર મોટી ખરી કે નહિ? તમને પૂછું તે જ સવાલનો જવાબ આપો."

"હા. મોટી ખરી."

"મરનારને કેટલાં સંતાન હતાં?"

"મરનાર જંગુ, ઉપરાંત ૧૦ વર્ષનો જગુ અને બે દીકરીઓ."

"તેમને કાંઇ પરિવાર છે કે?"

"જગ્ગુને એક છોકરો છે અને મોટી દીકરી ચંચળને યે એક દીકરો છે. જયુ અને મંજુ નાની ઉંમરનાં છે અને કુંવારાં છે."

"આવો પરિવાર અને આવી મોટી ઉંમર છતાં કન્યાનાં માબાપે રાજીખુશીથી તમારા ભાઇ સાથે લગ્ન કર્યાં?"

"બધેયે એમ થાય છે ને એમણે કર્યાં."

"તમારે કન્યા પક્ષને કાંઈ આપવું પડેલું?"

"સ્ત્રીધન તરીકે રકમ આપેલી."

"કેટલી રકમ?"

"૩૦૦૦ રૂપીઆ."

"એ રકમ બધાયે વરપક્ષવાળા તમારી જ્ઞાતિમાં આપે છે?"

"એ તો જેવો વખત."

"સીધો જવાબ આપો. જ્ઞાતિમાં સ્ત્રીધનની રકમ રૂા. ૩૦૦૦ બધા આપે છે?"

"કોઇ કોઇ તો ૫૦૦૦ પણ આપે છે?"

"૨૫ વર્ષનો વર એટલી રકમ આપીને પરણ્યાનો કો દાખલો બતાવશો?"

"મને એવો કોઈ દાખલો યાદ નથી."

"તમને કાંઇ સંતાન છે કે?"

"મને પાંચ બાળકો છે. ત્રણ દીકરા અને બે દીકરીઓ."

"કોઇ પરણ્યા છે?"

"ના. બેના વિવાહ કરેલા છે."

"એમને જ્યારે પરણાવશો ત્યારે તમારે કન્યા પક્ષને શું આપવું પડશે?"

"ખાસ કંઇ નહીં. થોડાંક ઘરેણાં સંપત પ્રમાણે કન્યા માટે કરાવવાં પડશે."

"કેટલી કિંમતનાં?"

"આશરે ૨૦ તોલાનાં."

"એની કિંમત તો બહુ થશે. એક હઝાર કે પંદરસો થઈ જશે; ખરૂં ને?"

"અરે, હઝાર શું? એથી ઓછી."

"એમ? ત્યારે માની લ્યો ૩૭ રૂ. ના તોલા પ્રમાણે આશરે ૭૪૦ અને ૧૦૦ ઘડાઇના એમ ગણીને ૮૫૦ થાય ખરૂં ને?"

"બસ. એથી વધારે નહીં."

"એ સિવાય કન્યાને બીજું કાંઈ આપવાનું કે?"

"કંઈ નહીં."

"તો પછી સવાલ ઉઠે છે કે– તમો મરનાર નાથુરામને વાસ્તે રૂ. ૩૦૦૦ કેમ આપ્યા?"

"કન્યા પક્ષે આગ્રહ કર્યો તેથી."

"તમે વાંધો કેમ ન લીધો? જ્ઞાતિનો કાંઇ રિવાજ હશેને કે, ઓધન અમુક હદ સુધીજ અપાય?"

"જ્ઞાતિનો માન્ય રિવાજ થોડાંક ઘરેણાં કરાવવાનો છે. પણ..."

"કેમ અચકાયા? મોટી ઉંમરનાં લગ્ન હોવાથી કન્યાપક્ષના આગ્રહથી તમે એ નાણાં આપ્યાં હતાં ને?"

"એવું તો કાંઇ નહીં પણ..."

અત્રે સરકારી વકીલે આ બાબતમાં કોર્ટનો આશ્રય માગ્યો. અદાલતે સાક્ષીને સીધા અને સાચા જવાબો આપવા સૂચના કરી.

સરકારી વકીલે પૂછ્યું: "એ નાણાં તમે રિવાજ કરતાં વધારે શા માટે આપ્યાં હતાં?"

"મરનારે કન્યાપક્ષનું દિલ કચવાવવું નહીં એવી ઇચ્છા જાહેર કરી હતી"

"એ રકમ રિવાજ કરતાં વધારે તો હતી ને?"

આનંદરામ થોડીવાર ચૂપ રહ્યો. વકીલે ફરીથી તેજ સવાલ કર્યો. આનંદરામે કહ્યું "૫૦૦૦ પણ આપનારા પડયા છે."

"તમે વધારે પડતી રકમ આપી હતી કે નહીં?"

"હું તે વધારે પડતી માનતો નથી."

"વારુ; ૨૫ વર્ષનો તમારો પુત્ર જો પરણ્યો હોત તો તેટલીજ રકમ આપત?"

"કદાચ આપવી પડી હોત તો આપત!!"

અત્રે કોર્ટે આ મુદ્દો બંધ કરાવ્યો અને જણાવ્યું કે રકમ વધારે પડતી હતી એ સાબીત થયું છે.

"જુઓ, આનંદરામભાઇ" સરકારી વકીલે કહ્યું: "એ રૂપીઆ તો તમે કન્યા અને કન્યાના બાપને નામે બેંકમાંજ મૂકાવ્યા હશે."

"કન્યાના બાપે શું કર્યું તે હું જાણુતો નથી."

"એ રકમનું શું થયું એ જાણવાનો તમને હક્ક છે ને?"

"અમે એ હકક વિષે આગ્રહ ન્હોતો કર્યો."

"એટલે કદાચ કન્યાનાં માબાપ તે વેડફી મારે તો તમે એમની સામે પગલાં ન લ્યો ?"

"એમ કરવું ખરાબ દેખાય."

"એ રકમનો હિસાબ ન માગી શકો ? અથવા તો એ પાછી માગી શકો ?"

"એવો કાંઈ રિવાજ નથી."

સરકારી વકીલે અત્રે અદાલતના પૂછવાથી જણાવ્યું કે આ નાણાં વિક્રયનાં હતાં, એ મુદ્દો આરોપીના જવાબોમાંથી પુરવાર થયો છે. છેલ્લા બે જવાબો ખાસ કરીને એ મુદ્દા તરફ ઢળે છે. રકમને સ્ત્રીધન કહેવા છતાં સ્ત્રીને નામે તે ચઢાવવા વરપક્ષે આગ્રહ કર્યો નથી; અથવા તો તે વેડફાઈ જાય તો વરપક્ષે એનો હિસાબ માગવાનો રિવાજ નથી કે પાછી માગવાનો રિવાજ નથી. એનો અર્થ જ એ થયો કે નાણાં માબાપને અપાયાં હતાં. અને મરનાર ગોદાવરી તરફથી જે મ્હેણાં મરનાર કાન્તાને મારવામાં હતાં તેમાં "તારા માબાપને રૂ. ૩૦૦૦ આપીને ગુલામડી ખરીદી" એમ કહેવાયું હતું તે ખરું હતું એમ સાબીત થયું છે.

આવો અર્થ કરવા સામે આનંદરામના વકીલે દલીલો કરીને સ્ત્રીધન તરીકે એ રકમ હોવાનું કહ્યું અને કન્યાનાં માબાપની એ ફરજ જણાવી કે–તેનો ઉપયોગ સ્ત્રીધન તરીકે કરવો. એણે આનંદરામની વધુ ઉલટતપાસમાં જવાબો મેળવ્યા કે–એ રકમ માટે કન્યાની માતાનો ખાસ આગ્રહ હતો અને એ રકમ વિના તે કન્યાનું લગ્ન કરવા રાજી નહતી. જાન પાછી જાય એમાં વરપક્ષની શાખ જ્ઞાતિમાં બગડી જાય એ હેતુથી જ કન્યાની માતાને રાજી રાખવામાં આવી હતી. માબાપને ખાવા માટે તો એ પૈસા આપ્યા જ ન્હોતા. કન્યાની માએ ગૃહસ્થાઈની રીતે એ પૈસા સ્ત્રીધન

તરીકે જ જાળવી રાખવા જોઇતા હતા. કન્યાની માએ એ નાણાં પોતાના ઉપયોગમાં લેવા માટે લીધાં હોય તો તે બદલ વિક્રયની જોખમદાર તે ઠરે છે—વરપક્ષ નહીં.

આ મુદ્દામાં ફરીઆદ પક્ષ તરફથી અનંતના પિતાના પત્રની નકલ કે જે અનંતને તેની બહેન જયાએ મોકલી આપી હતી તે રજૂ કરવામાં આવી. "શાહુકારને ત્યાં એ નાણાં જમા મૂકવામાં આવેલાં છે" એ શબ્દોએ સ્ત્રીધનનો મુદ્દો સાબિત કર્યો. કન્યા માટે એ રકમ અલગ રખાયલી છે એની સાબિતી જો કે આમાંથી મળતી હતી તો પણ અનંદરામના વકીલે એજ પત્રમાંના અમુક શબ્દો ઉપર ભાર મૂકીને કન્યાની માતાએ વિક્રયના હેતુથી એ નાણાં લીધાં હોવાનું જણાવ્યું હતું. એ નાણાં લેવાયા પછી, જ્યારે કન્યાના પિતાને કાને વાત પહોંચી અને મિ અનંતના પિતાએ કન્યાના પિતાને ઠપકાભરેલો પત્ર લખ્યો ત્યારે કન્યાના પિતાએ તે રકમ સ્ત્રીધન તરીકે ફેરવી નાંખી હતી. અર્થાત્ વિક્રયની જવાબદારી કન્યાની માતા ઉપર હતી. કન્યાના પિતાના પત્રમાંના શબ્દો આ હતા: તેણે લખ્યું હતું: "જો હું તે વખતે જાણતો હોત કે નાણાં વિક્રયનાં છે તો આ પૈસા લેત નહીં."

અનંતના પિતાને જીવરામે લખેલા પત્રની નકલ અદાલતને ઉપયોગી થઈ પડી. એને આધારે આ મુદ્દામાં અદાલતે નિર્ણય આપ્યો: "નાણાં લેવાયાં ત્યારે બેઉ પક્ષની મતલબ વિક્રયના હેતુનીજ હતી. કન્યાની માતા અને વરનાં ભાઈભાભી સિવાય ચોથું કોઇ તે બાબતની વાતચીત વખતે હાજર નહિ હોવાનું સાબિત કરવામાં આવ્યું છે. એટલે એક બીજા ઉપર આક્ષેપો ઢોળવામાં આવે એનો કોઈ ત્રાહિત સાક્ષી નથી. બન્ને વકીલોની દલીલો અને આરોપીના આ મુદ્દાના જવાબો ઉપરથી એ સાબીત થાય છે કે—

**જો જ્ઞાતિનો રિવાજ હોય કે, અમુક જ રૂપીઆ સ્ત્રી ધન**

તરીકે લેવા તો આવી મોટી રકમ આપવાની જરૂરીઆત જ ઊભી થાત નહિ. ૩૦૦૦ની રકમ બેશક ઘણી વધારે પડતી છે. એ રકમ આપીને આ દાખલામાં કન્યાવિક્રય અને વૃદ્ધલગ્ન, એ બે કુરિવાજને ઉત્તેજન અપાયું છે. ખચિત જ એ એક અફસોસની વાત છે કે, આવા રિવાજોનો પ્રતિબંધ કરવા માટે જ્યારે ચોમેરથી પ્રયત્નો થઇ રહ્યા છે; વર્તમાનપત્રો, ભાષણો, વગેરે દ્વારા પ્રચાર કાર્ય થઇ રહ્યું છે ત્યારે આરોપી જેવાઓનાં માનસમાં પલટો થતો નથી. કાનૂન દ્વારા સરકાર તરફથી એવા પ્રતિબંધ થવાની જરૂર છે કે–અમુક ઉંમર–વધારેમાં વધારે ૪૦ પછી કોઈપણ માણસે આ સમયમાં પરણવું જોઇએ નહિ. એ કાનૂન અસ્તીત્વમાં નથી. પરંતુ આ કેસમાં આરોપીના જ જવાબો, એવું પુરવાર કરનાર થઈ પડયા છે કે, આટલી ઉંમરે પરણનાર તેની જ્ઞાતિમાં બહુ ઓછા નીકળે છે અને તેવા પરણનારને નાણાં વધુ આપવાં પડે છે—અર્થાત્ વિક્રયનાં! આરોપીએ આ બન્ને પરિસ્થિતિ છતાં આ લગ્ન કરીને જે આડકતું માઠું પરિણામ નીપજાવ્યું, તે, કાન્તાના આપઘાતનું હતું.

આરોપીની સ્ત્રીના મૃત્યુનું કારણ અદાલતે આપઘાત ઠરાવ્યું. ધણી–ધણીઆણી વચ્ચે થયેલા ચડભડાટ તથા ફોઝદાર આવી પહોંચ્યાથી ઘરની આબરૂ જશે એ બ્હીકે તેણે આપઘાત કર્યો હતો, એમ ચંપકલાલની જુબાનીથી સાબીત થયું હતું. મુદ્દાઓ આમ સમગ્ર રીતે તારવ્યા બાદ મેજીસ્ટ્રેટે આરોપીને પૂછ્યું:

"આ તમામ આરોપો તમને કબૂલ છે કે?"

"ના. કોઇપણ આરોપ માટે હું તકસીરવાર નથી."

"એ સિવાય તમારે કાંઇ કહેવું છે?"

આનંદરામે કહ્યું: "હા, મને નિર્દોષ તરીકે છોડી મૂકવો જોઈએ. પણ આ બધા બનાવો માટે અનંતને ગુન્હેગાર ઠરાવીને

તેને સખ્ત શિક્ષા કરવી જોઇએ. એ છોકરાએ અમારી બાબતમાં નાહક વચ્ચે માથું માર્યું હતું. પારકી પંચાત કરવાની એને જરૂર જ શી હતી? મારા દીકરાનું મન એણે ફેરવી નાંખ્યું હતું. એણે જો મારા દીકરાને પરણવા દીધો હોત તો આમાંથી એકકે મરણ નીપજ્યું નહોત. એ અનંત અને તેના બે તોફાની દોસ્તદારો જ આ મરણો માટે ગુન્હેગાર છે. તેઓને ફાંસીની સજા કરવી જોઇએ. પણ તેમ ન કરતાં જો તમે મને ગુન્હેગાર ઠરાવશો તો—"

"ચૂપ રહો. તમારે હવે કાંઇ પણ કહેવા જરૂર નથી." મેજીસ્ટ્રેટે કહ્યું.

"હું શા માટે ન બોલું? મને એક તરફી રીતે તમે ગુન્હેગાર ઠરાવવા માગતા હો તો તમે ન્યાયાધીશ તરીકે તદ્દન નાલાયક છો?"

"તમને ભાન નથી કે—તમે અદાલતનું અપમાન કરી રહ્યા છો."

"તમને જ ભાન નથી; કારણ કે તમે પહેલેથી જ મારી વિરૂદ્ધ છો."

"ચેતવણી આપવા છતાં અદાલતનું અપમાન કરવાની તમારી હઠીલાઈ બદલ તમને ગુન્હેગાર ઠરાવીને તમારો રૂ. ૫૦ દંડ અથવા બે માસની જેલની સજા કરવામાં આવે છે."

"અને બીજી બાબતમાં?"

"બીજી બાબતોમાં તમે ગુન્હેગાર ઠર્યા છો. આથી જંબુને માર મારીને મૂર્ખપણે હવા અજવાળા વિનાની ઓરડીમાં પૂરવા બદલ તમોને પાંચ વર્ષની સખ્ત જેલની અને કાંતાના આપઘાતના આડકત્રા કારણ રૂપ તમો ઠર્યા હોવાથી તે બદલે તમને વધુ પાંચ વર્ષની એમ મળીને દશ વર્ષ અને બે માસની સખ્ત સજા કરવામાં આવે છે."

"ત્યારે આ અનંતને સજા કરવાનું મારૂં કહેવું તો ફોકટ જ નીવડ્યું ને? ઉલ્ટો ચોર કોટવાળને દંડે એની રીતે તમે મને સજા

કરી છે.'' આનંદરામે અનંત કે જે તેના પિંજરાથી થોડેક જ દૂર એક ખુરશીમાં બેઠો હતો તેના તરફ આંગળી ચીંધીને કહ્યું.

"ચૂપ.'' મેજીસ્ટ્રેટે કહ્યું અને પહેરેગીરોને ફરમાવ્યું કે, 'બંધવાને લઇ જાઓ.'

અનંત આ વખતે પોતાના મિત્રો સાથે વાતચીત કરતો હસતો હતો. આનંદરામ તેના તરફ ક્રિન્નાખોર નજરે નિહાળી રહ્યો હતો. મેજીસ્ટ્રેટ પોતાની ખુરશીમાંથી ઊઠતા હતા. બીજાઓ પણ ત્યાંથી જવા તૈયારી કરતા હતા. બંધવાને પિંજરામાંથી લઇ જવા પહેરેગીરોએ બહાર કાઢયો.

એક શીખ પહેરેગીર આનંદરામની સાથે ચાલતો હતો. એ પહેરેગીરના ખભા પરના પટ્ટામાંથી 'કિરપાણ' લટકતું હતું. અનંતની નજદીક થઇને આનંદરામ પસાર થતો હતો. અનંતનું ધ્યાન તે વખતે અશોક સાથે વાતો કરવામાં હતું. ઓચિંતો જ આનંદરામનો પિત્તો તે વખતે ખસી ગયો. તેણે શીખ પહેરેગીરની 'કિરપાણ' બહાર કાઢવા તેના મ્યાન પર હાથ નાંખ્યો.

"ખબડદાર'' શીખ પહેરેગીરનું ધ્યાન તેના તરફ જતાં તેણે કહ્યું અને આનંદરામનો હાથ તેણે મજબુતાઇથી પકડી લીધો. બીજા પહેરેગીરો સ્ફુર્તિથી તેની મદદે આવ્યા અને સર્વેએ મળીને તેજ વખતે આનંદરામને તાબે કરી લીધો.

આનંદરામની કિન્નાખોરી, નિષ્ફળ નિવડી: સરકારી વકીલે એ વખતે અનંતને પૂછ્યું: "તમે એના પર કેસ માંડવા માગો છો?''

"ના.'' અનંતે કહ્યું: "કદાપિ હું એમના હાથી મરણ પામ્યો હોત તો 'શહીદ' ઠર્યો હોત–સમાજને ખાતર મેં પ્રાણ આપ્યો એવી મને કીર્તિ મળી હોત! એ તક ગઇ એથી મને દુ:ખ થાય છે.''

પહેરેગીરો બંધવાને સખ્ત ચોકી પહેરા નીચે અદાલત બહાર લઇ ગયા.

કેસના ચુકાદા પછી અનંત વગેરે અદાલત બહાર નીકળતા હતા ત્યાં પ્રોફેસર તરફથી એક ચીઠ્ઠી મળી : " તમે મારે ત્યાં જરૂર આવી જજો. અગત્યનું કામ છે."

વિશ્વનાથ સહિત એ મિત્રો પ્રોફેસરને ત્યાં ગયા ત્યારે માલુમ પડયું કે–કમલાશંકરે બાલા ઉપર બીજી સ્ત્રી કરી છે?

" આવો દ્રોહ ! " અનંત બોલ્યો : " એણે તો, પ્રોફેસર સાહેબ, આપને માફીપત્ર લખી આપ્યું છે ને ? એમાં બાલાને નહીં દૂભવવાનું વચન આપ્યું છે ને ? લાવો એ માફીપત્ર. હું ' ગર્જના ' પત્રમાં તે પ્રકટ કરાવી દઉં."

" એ માફીપત્ર સંબંધમાંજ મેં તમને અહીં બોલાવ્યા છે." પ્રોફેસરે આમ કહીને પોતે મહાનંદાને ત્યાં ગયો ત્યારે કેવી કપટ-વિદ્યાથી તેણે તે માફીપત્ર ફાડીને બાળી નાંખ્યાનું કહ્યું તેની વિગત કહી.

" કમલાશંકરનાં આ લગ્ન અત્યંત આઘાતકારક છે. હવે મ્હારી બ્હેનની શી હાલત થશે ? મ્હારી માતા આ ખબર જાણીને કેવું કલ્પાંત કરી મૂકશે ?" અશોક બોલ્યો.

" ત્હારી બ્હેનની સહિષ્ણુ પ્રકૃતિ મને મુદ્દલે ગમતી નથી. જો આ પરિણામ આવ્યું હોય તો તે તેની સહિષ્ણુતાનેજ આભારી હોવું જોઇએ. " અનંતે અભિપ્રાય આપ્યો.

કવિ : " અનંત એ પ્રકૃતિદોષ હું કે તું કહીએ તેથી દૂર ન થાય. "હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જો." કમલા-

શંકર જેવાને ક્રાન્તિકારી પ્રકૃતિની સ્ત્રી મળી હોત તો ખબર પડત. જે પતિ એક હયાત પત્ની ઉપર બીજી પત્ની લાવે તેની હયાત પત્નીએ તેની સામે બળવો ઉઠાવવો જોઇએ."

"બરાબર છે." પ્રોફેસરની પુત્રી પ્રભાએ આ વખતે ત્યાં આવી પહોંચતાં કહ્યું: "પણ ખેદની વાત છે કે, આ દાખલામાં બાલા બ્હેન તદ્દન નરમ છે. હું હમણાંજ એની મુલાકાત લઇ આવી–"

"એમ ?" પ્રોફેસરે પૂછ્યું; "મને તો તેં કહ્યું પણ નહતું!"

"પિતાજી, તમે ભલાભોળા સ્વભાવના છો એટલે તમને મહાનંદા ઠગી શકી; પણ મ્હારી આગળ એનું કશું ચાલ્યું નથી- હું શું કરી આવી છું એ તમે જાણો છો?"

"તેં શું કાંઇ ઝઘડો કર્યો છે?" પ્રોફેસરે પૂછ્યું.

પ્રભાએ કહ્યું: "જે કાર્ય કમલાશંકરની માતાએ અથવા તો કમલાશંકરની પત્ની બાલા બ્હેને કરવું જોઇતું હતું તે કમલાશંકરના એક મિત્રની માતાએ બજાવ્યું અને તેની હું સાક્ષી બની છું. એક અડ્ડામાં એ માતાએ એના પુત્રને તથા પુત્રના મિત્રોને ખૂબ ફટકાર્યા છે. એને લગતો ફોટો મેં પડાવી લીધો છે. જુઓ, આ રહ્યો એ ફોટો."

સૌએ તે ફોટોગ્રાફ જોયો. તેમાં જુગારના અડ્ડાનું દૃશ્ય હતું. કમલાશંકરને અને ત્રણ માણસોને આધેડ વયની એક બાઇ પોતાના હાથમાંના ઝાડુથી ખૂબ ફટકારતી જોવામાં આવતી હતી!

"આ ક્યારે બન્યું?" અનંતે પૂછ્યું.

પ્રભા બોલી: "મારા પિતાજીએ મને બપોરે વાત કરી કે, માફીપત્ર મહાનંદાએ કપટથી બાળી નાખ્યું હતું. આ પછી હું

અમારા નોકર રામજી સાથે મોટરમાં બેસીને નીકળી પડી. એ મિસ્ટર કેવા કુચાલના છે, એ તો હું જાણતી હતી. એમને ઘેર જઈને રામજી મારફત એના નોકરને પૂછતાં તેઓ બહાર ગયા છે એમ જાણ્યું. પણ રામજીએ નોકરને લાંચ આપીને ખૂબીબંધ જાણી લીધું કે–શ્રીમાન અમુક સ્થળે ગયા છે. રામજીના પગમાં જોર આવ્યું અમે તે સ્થળે ગયાં. રામજી તપાસ કરી આવ્યો; તો કમળાશંકર તેના મિત્રો સાથે ત્યાં જુગાર રમતો હતો! બીજાઓને પણ રામજી ઓળખતો હતો. એમાંના એક મિત્રની માતાને રામજી બોલાવી લાવ્યો. સાથે સાથે એક ફોટોગ્રાફરને પણ બોલાવી લાવ્યો. માતાએ જ્યારે એ જુગારીઓને પુષ્પાંજલિ સહિત ઝાડુવતી મહા પ્રસાદી આપવા માંડી ત્યારનો દેખાવ ફોટોગ્રાફરે ઝડપી લીધો!

"એના સ્ટુડીઓમાં જઈને મેં એની નકલો કઢાવી. એમાંની એક સહિત હું મકાનંદાને ત્યાં પહોંચી. સાથેજ આ ત્રણે મિત્રો હતા અને રામજી પણ હતો.

"કમળાશંકર ક્યાં છે?" એમ પૂછતાં પ્રથમ તો એણે દાદ દીધી નહીં પણ મેં આ ફોટોગ્રાફની નકલ કાઢીને તેના હાથમાં મૂકી અને કહ્યું: "જુઓ, આમાં તમારો કમળાશંકર દેખાય છે? ન દેખાતો હોય તો ચશ્માં પહેરવા માટે બીજા ખંડમાં જાઓ! અને તેમ છતાંયે ન દેખાય તો આ ફોટોગ્રાફની અનેક નકલો મારી પાસે છે તે જુઓ. ફોટોગ્રાફરને ત્યાં એનો કાચ પણ સલામત છે તેમાંથી, જો તમારી ઇચ્છા હશે તો, વધારે નકલો કઢાવી આપીશ! અને જો એ પણ તમારી આંખે નહીં દેખાતા હોય તો આવતી કાલે છાપામાં આ ફોટોગ્રાફની નકલ પ્રકટ થશે તેની તમે કહેશો તેટલી નકલો તમને હું પૂરી પાડીશ!"

"શાબાશ! તમે તો ભારે કરી–" અનંતથી બોલાઈ જવાયું.

"હજી તો આ નવું રામાયણ હવે રસભર્યું બને છે!" પ્રભા બોલી: "મેં જ્યાં આવું કહ્યું ત્યાંતો એનો ચહેરો રૂની પૂણી જેવો સફેદ બની ગયો. એ ફિક્કા ભાવે મારા તરફ જોઈ રહી અને મેં એને કહ્યું : 'તમે કદાચ મને નહીં ઓળખી હોય. હું પ્રોફેસર પીયુષકાંતની પુત્રી પ્રભા—"

"હેં ?!" મહાનંદા બોલી: "બહેન, તમારા પિતાનો મારા કમલ ઉપર ઘણો ઉપકાર છે.—"

"કૃપા કરીને કોઈ જાતનાં મીઠાં મધુરાં વેણની જાળ મારા ઉપર ફેલાવવા યત્ન કરશો નહીં. મારા પિતાજીને તમે છેતરી શક્યાં હતાં. મારા સહાધ્યાયીઓને તમે છેતરી શક્યાં હતાં પણ હું તો 'જેવાં સાથે તેવાં'ની પ્રકૃતિવાળી છું. તમે મહાવિચિક્ષણ મૂર્તિ તરીકે તમને મનાવતાં હશો તો હું યે તેવી જ છું એમ જાણો. આ ફોટોગ્રાફ તમારે ફાડવો હોય તો ભલે ફાડી નાખો અને પછી જુઓ કે, એના એક એક ટુકડામાંથી હઝાર હઝાર આખા ફોટોગ્રાફો પુનર્જન્મ લઈ શકે છે કે નહીં?"

એ વખતે એક સ્ત્રી ત્યાં આવી પહોંચી. એને જોતાંજ અમારા નોકર રામજીએ કહ્યું.

"અહો અચ્છન! તું અહીં ક્યાંથી?"

"એ કોણ છે?" મેં રામજીને પૂછ્યું.

"એ તો વિહંગપુરની એક ગાનારી છે! ગાવા-નાચવાનો ધંધો કરે છે! હું વિહંગપુરનો વતની છું એટલે એને બરાબર ઓળખું છું" રામજીએ જવાબ દીધો.

મહાનંદા આ વખતે તડૂકીને ઉભી થઈ અને રામજી કને આવીને ધમકાવવા લાગી: "પોલીસને બોલાવું કે? મારા દીકરાની ખાનદાન કુટુંબની એક વહુની તમે મશ્કરી કરો છો!"

“ રહેવા દો, રહેવા દો, બાઈજી” રામજી બોલ્યો : “ નખથી તે શીખ સુધી હું આ અરછનને ઓળખું છું. એને વિહંગપુરમાં ઓળખતાં હોય એવાં એકથી એકહજાર આસામીઓ હું લાવી આપું તેમ છું ! એને તમે તમારા દીકરાની ‘વહુ’ તરીકે કહેવા માગો છો ? હું તો મારા શેઠને ત્યાં એને ઝાડુ વાળનારી તરીકે યે રાખું નહીં !”

એ વખતે એ સ્ત્રી તુરત જ ત્યાંથી ચાલી ગઈ અને રામજીએ મને કહ્યું: “ ચાલો બહેન, હવે તમારી પૂરી ફત્તેહ થઈ ચુકી. આ બાઈ કોણ છે એનો ભેદ મળી ગયો. તમે છાપામાં નિરાંતે આ બધી બાબતો જાહેર કરી દો. જો અદાલતમાં કેસ જશે તો હું સંખ્યાબંધ સાક્ષીઓ લાવી આપીને સાબીત કરી આપીશ કે, આ કોઈ ખાનદાન બાઈ નથી પણ વિહંગપુરની ગાનારી નામે અરછન છે. એની જાત મેં જાહેર કરી દીધી એટલે તે કેવી અહીંથી નાસી ગઈ ! મારું કહેવું સાચું છે, એનો એ પુરાવો !”

મહાનંદા તો જ્યાં ઊભી હતી ત્યાં ઠરીજ ગઈ! એના મુખ ઉપર શ્યામતા જ છવાઇ ગઈ. મેં ચાલવા માંડયું; રામજી પણ મારી પાછળ ચાલવા લાગ્યો એટલે મહાનંદાએ મને ઉદ્દેશીને કહ્યું: “પ્રભા બહેન ! મહેરબાની કરીને થોભી જાવ. આ માણસ કહે છે, એ વાત શું સાચી છે ?”

“ હા સાહેબ, હું ભગવાનના સોગંદ ખાઈને કહું છું કે, એ બાઈ ગાનારી છે. જો હું જુઠું બોલતો હોઉં તો છ કલાકમાં મારું મોત થાય.” રામજીએ મહાનંદાને કહ્યું.

“ પણ અમને તો અક્ષયે તેને પોતાની ‘બહેન’ તરીકે કહી છે !”

“ ઓહો ” પ્રભાની વાતમાં અધવચ્ચ ટાપશી પૂરતાં અનંત બોલી ઉઠ્યો: “ અક્ષયનો આમાં હાથ છે ? અક્ષયને તો એકેય સગી બહેન નથી !”

"એમ ?" પ્રભા બોલી: "હું એ જાણતી નહોતી. જો જાણતી હોત તો તરત ત્યાં ને ત્યાં જ મહાનંદાને કહેત. પણ એના નાટકનો ત્રીજો અંક જાણવા જેવો છે. મહાનંદા આગળ રામજીએ જ્યારે એ બાઇ સંબંધી સાચી હકીકત કહી અને સાક્ષીઓ લાવી આપવા કહ્યું ત્યારે મહાનંદાએ તેને સૂચવ્યું કે—'તું વિહંગપુરમાં એનું ઘર જાણે છે?' રામજીએ હા પાડી અને કહ્યું: 'જો તમારી ઇચ્છા હોય તો મને વિહંગપુર લઇ જાઓ અને ત્યાં હું તમને સાતસોને સત્તર પુરાવા મેળવી આપું કે આ બાઇ ગાવ-નાચવાનો ધંધો કરવાવાળી જ છે.'

મહાનંદા તેની સાથે વિહંગપુર જવા તૈયાર થઇ. તેણે આટા મીલમાં શોભારામભાઇને ટેલીફોનથી ખબર આપી. શોભારામભાઇએ વળતો ઉત્તર આપ્યો કે, "એવું કાંઇ કરવાની જરૂર નથી. જે લોકો તમારી પાસે આવ્યાં હોય તેઓની પરવા ન કરશો. તેઓ જે કાંઇ કહેતાં હોય તે તેમની જોખમદારીથી કહેતાં હશે. એમને કાવે તે કૃત્ય કરવા દો. બદનક્ષી કરવા માટે પાછળથી એમના પર કેસ ચલાવીશું."

મહાનંદાને આ જવાબથી સંતોષ વળ્યો નહિ. તે રામજી સહિત વિહંગપુર જવા તૈયાર થઇ. તે જવાની તૈયારી કરતી હતી તે વખત તેણે ફોટો ટેબલ પર મૂકયો હતો. મેં તેની ઉપર લખ્યું: "શ્રી શોભારામભાઇને ભેટ." અને તે ત્યાં જ રાખી મૂકયો. રામજી અને એ શ્રીમતી વિહંગપુર ગયાં છે. દરમ્યાન, બાલા બહેન માટે તમારે અને ખાસ કરીને એમના ભાઇ મિ. અશોકે દુઃખદાયક સમાચાર જાણવા તૈયાર રહેવું."

"એટલે ? બાલાને તમે મળી આવ્યાં ?" અશોકે પૂછયું.

"હા. એક ગંદી ઓરડીમાં ગંદી ગોદડી પર એમને સુવાડવામાં આવેલાં છે ! એમનું શરીર પીળું પડી ગયું છે. તાવ ધીકે છે.

તેઓ બેત્રણ દિવસથી કશો જ ખોરાક લઈ શકયાં નથી. મને ભય છે કે એમને કમળો થયો છે."

"તો બાલાને ત્યાંથી ખસેડવી જોઈએ. ચાલ અનંત, આપણે એને કસાઈવાડેથી છોડાવીને જનરલ હૉસ્પિટલમાં મૂકી આવીએ" અશોકે અનંતને કહ્યું.

"પણ બાલાબહેનની હઠીલાઈથી ત્રાહિ તોબા!" પ્રભાએ કહ્યું: "મેં એમને સૂચના કરી કે, મારે ત્યાં ચાલો; તમને દવા અને સારવારની જરૂર છે. પણ એ તો કહે છે કે, આ જ મારું સ્વર્ગ છે. મારે સાસરું મૂકીને મારે બીજે કયાંયે જવું નહિ એવી મારી પ્રતિજ્ઞા છે!"

"મૂર્ખ છોકરી! એ જમાનો હવે વહી ગયો છે કે, જ્યારે કઠોર પતિદેવોની ગુલામીમાં પત્નીઓ પડી રહેતી." અશોકે કહ્યું: "એની આવી હઠીલાઈથી જ એની તબિયત બગડી હોવી જોઈએ. એનાં સાસરિયાંએ એની દવા નહિ કરી હોય; તંદુરસ્તી બગડે એવા સ્થળે નાંખી મૂકી હશે અને એમાં રહેવું એ પોતાનો 'સ્ત્રી-ધર્મ' છે એમ ગણીને એ ત્યાં પડી રહી હશે!"

"આ વસ્તુસ્થિતિ નહિ નિભાવી લેવાય." અનંતે કહ્યું: "એમને તરતજબાત એ સ્થળેથી ખસેડીને આપણે હૉસ્પિટલમાં લઈ જઈએ."

"એના ભાઈ તરીકે મારી આ ફરજ છે." અશોક બોલ્યો: "સિવાય, મારી માતા અને મારા પિતાને તાર કરીને આપણે અહીં બોલાવીએ. બાલાએ માનવું જ જોઈશે. એની તબિયત હાથે કરીને એ બગાડે, એ આત્મહત્યા બરોબર છે."

તારનો મુસદ્દો ઘડવામાં આવ્યો: કાન્તને તાર કરવા મોકલવામાં આવ્યો અને બાલાને લેવા, અશોક અનંત અને પ્રભા મોટરમાં બેસીને ગયાં.

રાત્રિ પડી ચૂકી હતી. જ્યારે તેઓ શોભારામને ઘેર પહોંચ્યાં ત્યારે કમલાશંકર ઘેર આવ્યો હતો. તે એક ઓરડામાં સૂઇ રહેલો હતો. શોભારામ ઘેર આવ્યા નહતા. તેમજ મહાનંદા વગેરે રિઢગ-પુરથી પાછાં ફર્યાં નહતાં. ઘરમાં નોકરો અને રસોઇઆઓ હતા.

અનંત અને અશોક સાથે પ્રભા બાલાની ઓરડીમાં ગઇ. તે ઓરડીમાં અંધારૂં હતું. દીવો પણ કરેલો નહતો. એક નોકર આ ત્રણેને જોઈને એક દીવો લઈ આવ્યો. બાલા એક ગંધાતી ગોદડી પર આંખો મીંચીને પડી રહી હતી. "બહેન, ઓ બહેન!" ગદ્ ગદ્ કંઠે અશોકે તેના બિછાના પાસે બેસીને ધીમેથી હાંક મારી.

"કોણ? ભાઇ?" બાલા જાગૃત થઇને બોલી. ભાઈના બન્ને હાથ વાત્સલ્યભાવે ઝાલીને બ્હેન રડી પડી.

"બહેન, હું તને કસાઇવાડેથી છોડાવવા આવ્યો છું." અશોકે કહ્યું.

બાલાએ નહિ જવાની હઠ કરી. અશોકે કહ્યું: "જો તું નહીં માને તો હું અહીં રાતદિવસ તારી પાસે નિરાહાર બેસી રહીશ. તું જો આત્મઘાતને પંથે જવા માગતી હશે તો હું પણ તારી સાથે આવીશ."

"ભાઇ, પણ મારે માટે તું દુ:ખી થઈશ?" બાલાએ ગળ-ગળા સ્વરે કહ્યું.

"તારા સિવાય મારૂં કોણ છે, બહેન? તું, માતા અને પિતા, એ ત્રણને માટે જો હું કષ્ટ સહન કરવા તૈયાર ન થાઉં તો મારો અવતાર નિરર્થક સમજવો."

"વીરા, તારી પ્રીત માટે હું તારી આભારી છું પણ..."

"વળી પણ? કુલીનશાહીના આકર્ષણે માબાપે તને અહીં

નાંખી ! આર્યધર્મની આજ્ઞા અનુસાર તું અહીં કષ્ટ સહન કરતી રહી ! પણ એ કુલીનશાહી કેવી નીકળી ? નથી તારી અહીં કોઈ દરકાર કરનાર ! નથી કોઈ તારી ચિંતા કરનાર ? આ તે કુલીનશાઈ કે કસાઈવાડો ? અહીંથી તો હું તને લઈજ જઈશ અને નહીં આવે તો નિરાહાર બેસી રહીશ."

ભાઈ જ્વાલામુખી મંડળનો સભ્ય હતો. કહે તેમ કર્યા વિના રહે નહીં એવી પ્રકૃતિનો હતો એટલે બાલાને હઠ છોડવી પડી. અનંતની મદદથી તેણે બાલાને મોટરમાં સુવાડી. અનંતે આ વખતે એક નોકરના હાથમાં રૂા ૧ મૂકીને કહ્યું : " તમારી મહેનતનો આ બદલો કમલાશંકર ભાઈનાં બીજાં વહુ ક્યાં છે વારૂ ?"

" એ તો બહાર ફરવા ગયાં છે. "

" એકલાં જ કે ? "

" ના. એમની સાથે એમના ભાઈ અક્ષયકુમાર છે."

અનંતે એને વિશેષ કાંઈ પૂછયું નહીં અને પ્રભા અને અશોકની સાથે તે મોટરમાં બેસી ગયો. એ વખતે મહાનંદાની નાની પુત્રી ઊર્મિ બૂમો પાડતી ઘર બહાર દોડી આવી: " મને લઈ જાઓ, બાલા ભાભી, મને લઈ જાઓ." પ્રભાએ તેને ઉચકી લીધી અને પોતાની સાથે રાખી. હોસ્પિટલમાં જ્યારે બાલાને દાખલ કરવામાં આવી અને ડાકટરે તેની હાલત તપાસી ત્યારે અભિપ્રાય આપ્યો કે, કેસ કાંઈ એવો ગંભીર નથી કે ગભરાવાની જરૂર હોય. ખોરાક લેવાયો નથી. શરીરને શ્રમ ઘણો અપાયલો છે અને માનસિક ચિંતા વિશેષ છે તેનું આ પરિણામ છે. થોડાકજ દિવસમાં સારવારને અંગે સારૂં થઈ જશે.




# SOCIAL SERVICES.

**THE SOCIAL CIRCLE CLUB. Ladis and Gentlemen desirous of interesting pen or personal friendship or partnership for any social contacts, exchange of views or hobbies are invited to join the club. Any nationality from 16 to 70. The club also tries ro secure services for unemployed members.**

**FOR PARTICULARS WRITE TO:**

THE MANAGING SECRETARY

WITH TWO ANNAS POSTAGE STAMPS.

**P. O. NO. 42. AHMEDABAD.**

## પ્રકરણ ૩૧

## નાશભાગ !

પ્રાતઃકાલ થયો. ઇંદિરા અને વજેરામ આવી પહોંચ્યાં. તેઓએ હોસ્પિટલમાં બાલાની મુલાકાત લીધી. મા–દીકરીએ એક બીજાની કોટે વળગીને ખૂબ વખત સુધી અશ્રુધારા વહાવી. એક પણ શબ્દ વિનાના ક્ષણો સુધીના સતત ચાલેલા આ પવિત્ર વાત્સલ્યપૂર્ણ દશ્યે, સૌની આંખમાં ઝળઝળીઆં આણ્યાં.

એ પ્રભાતનો સૂર્ય હસતો હસતો ઉગ્યો હતો.—જાણે અનેક-પત્નીત્વના કુરિવાજ ને પોષનારાઓને મ્હાત કરીને તે હસતો હોય તેમ.

એ કુરિવાજના પક્ષપાતીઓની રાત્રે શી વલે થઈ હતી એની હકીકત પ્રોફેસરને ત્યાં પાછા ફર્યા બાદ અનંત વગેરેએ નોકર રામજીના મુખથી સાંભળી.

રાતના લગભગ એક વાગે મહાનંદા અને રામજી વિહંગપુરથી વટપુર પાછાં ફર્યાં હતાં. સ્ટેશનેથી બાફતી ગાડી કરાવીને મહાનંદા પોતાને ઘેર ગઈ હતી અને રામજીને સાથે લઈ ગઈ હતી. શોભારામ તે વખતે જાગતા હતા. કમલાશંકરની જુગારના અડ્ડામાં થયેલી ફજેતીનો ફોટોગ્રાફ તેમણે જોયો હતો. તેઓ કમળાશંકરને કેવી રીતે સુધારવો એ બાબતમાં વિસામણમાં પડેલા હતા. ત્યાં મહાનંદાએ આવીને સૂચના કરી: “હવે આપણાથી આ શહેરમાં નહીં રહેવાય. કમળ સાથે આપણે દૂર દેશાવર જતાં રહેવું પડશે કે જ્યાં, આપણને કોઈ ઓળખતું ન હોય, કારણ કે, કમળ જેને પરણી લાવ્યો છે તે આપણી જ્ઞાતિની નથી પણ એક ગાનારી છે.”

શોભારામભાઈ ચોંકી ઉઠયા. મહાનંદાએ આગળ ચલાવ્યું: “જે અક્ષયે તેને પોતાની બહેન કહી હતી તે જુઠો હતો. અક્ષયને

બહેન જ નથી. એણે એ ગાનારી સાથે કાંઈક પ્રપંચ કરીને કમળ સાથે પરણાવી દીધો. અક્ષયે આપણું નાક કાપ્યું છે. એ સ્ત્રીને આપણે ધક્કા મારીને ઘર બહાર કાઢી મૂકવી જોઈએ."

"પણ તે છે ક્યાં? સાંજની તે અહીંથી અક્ષયની સાથે ફરવા ગઈ છે પણ હજી સુધી પાછી ફરી નથી!" શોભારામે કહ્યું.

"બસ ત્યારે! શેઠ સાહેબ, એ અને એનો સાથીદાર પોતાનું પોલ પકડાયાથી ન્હાસી છૂટયાં! હવે આપને હાથ તે આવશે નહીં!" રામજીએ કહ્યું: "પણ આપે ઘરમાંની માલમતા તપાસી? બાઈ અને ભાઈ હાથ મારીને ચાલ્યાં ગયાં ન હોય!"

શોભારામને એ ખ્યાલ આવ્યો નહતો. તેમણે તિજોરી તપાસી. તે બંધ તો હતી પરંતુ પડકુંચાથી તેમાંની વસ્તુઓ કાઢી લેવામાં આવેલી જણાઈ. શેરોનાં કેટલાંક કાગળીઆં સિવાય દરદાગીના અને ચલણી નોટો તેમાંથી ગુમ થયાં હતાં!

તિજોરીની ચાવી મહાનંદા પાસે રહેતી હતી. મહાનંદાએ પોતાનું ચાવીઓનું ઝુમખું તપાસ્યું. એમાંથી તિજોરીની ચાવીજ ગુમ થયેલી હતી! નક્કી, માયા નામધારિણી એ ગાનારીએ તે ચોરી લીધી હશે અને પછી તક સાધીને તિજોરીમાંથી તેણે બધું સફાચટ કર્યું હશે!

"આપણી પહેલી ચોરી જેમાં આપણે બાલાને જવાબદાર ઠરાવતાં હતાં તેમાં પણ અક્ષયનોજ હાથ હોવો જોઈએ" શોભારામ બોલ્યા.

"હવે એ બધા તર્કવિતર્કમાં કે હાય અફસોસમાં વખત ગુમાવવો ઠીક નથી. મળસ્કામાં આપણે અહીંથી ચાલ્યા જઈએ. નોકરોને રજા આપી દો—"

"અને બાલા?"

"મીલ થોડાક દહાડા બંધ રહેશે. સેક્રેટરીને અત્યારે ને અત્યારે બોલાવીને બધી સૂચના આપી દો. હવે અહીં રહેવું મને તો આગમાં ઊભા રહેવા બરાબર લાગે છે!" શેઠ સાહેબે કમલાશંકર ઉપર બળાપો કાઢ્યો.

રામજીએ એ વખતે કહ્યું: "આપ નાહક એમને દોષ દ્યો છો. દોષ તો આપનોજ છે, સરકાર, કે, **આપે એમને કુચ્છંદે ચઢવા દીધા**—મારા પ્રોફેસર શેઠ કહે છે તે પ્રમાણે **એમને આપે ભણાવ્યા નહીં એનું જ આ પરિણામ!** સિવાય **તમારા ઘરની લક્ષ્મીને તમે દુભવી છે.** એનું પાપ પણ તમને નડે છે. કમલાશંકર-ભાઈની પહેલી સ્ત્રી ઉપર તમે આ બીજી સ્ત્રી લાવ્યા એથી પહેલી સ્ત્રીની આંતરડી કેટલી બધી કકળતી હશે? એનું પરિણામ, તે આપની બેઈજ્જતી! માઠું ન લગાડશો, સાહેબ, પણ તમારા ઘરની એ લક્ષ્મીને મનાવો, એની આંતરડી ઠારો. ઈશ્વર તમારા ઉપર જરૂર મહેરબાન થશે."

મહાનંદાને ગળે આ વાત ઉતરી. બાલાના કલ્લાગરા સ્વભાવની અને સખ્ત કામકાજ કરવાની ટેવની કદર દિલમાંથી તો તે કરતી હતી. તે બાલાની ઓરડીમાં ગઈ, ત્યાં તેને ન જોઈ. નોકરોને તેણે પૂછપરછ કરી. નોકરોએ ખબર આપી કે—તેનો ભાઈ, એક બીજો જુવાન અને પ્રોફેસરની દીકરી તેને હોસ્પિટલમાં લઈ ગયાં છે.

"ઊર્મિ ક્યાં ગઈ?" તેણે પૂછ્યું. પ્રોફેસરની દીકરી તેને પણ લઈ ગઈ છે એવો જવાબ મળ્યો.

"હવે શું કરવું?" મહાનંદા મુંઝાઈને બોલી: "સહવાર પડશે અને ચોમેરથી આપણી નિંદા થશે. ઢાંકપિછોડો કરીશું તે યે કેટલા દિવસ નભશે? ચાલો, આપણે જતાં રહીએ."

શોભારામ શેઠને એ વિચાર રુચ્યો. તેમણે મીલના સેક્રેટરીને રાતોરાત બોલાવ્યો અને મીલ સંબંધી જરૂરી સૂચના આપી દીધી.

અને તેને વિદાય કર્યાં બાદ મહાનંદાએ રામજીને કહ્યું: "પ્રભાકરને કહે જે કે–મારી ઉર્મિને સંભાળે, એ છોકરી બાલાની પક્ષપાતી છે. બાલાવિના એને ગોઠતું નથી. બસ એ પ્રભા અને બાલા પાસે રહે. મને એટલી ચિંતા ઓછી. પ્રોફેસર સાહેબને મારા તરફથી કહે જે કે–**મેં આપની સાથે કપટ કર્યું તેનું ફળ મને હવે મળી ચૂક્યું.** મારા પર કુદરતનો માર પડ્યો છે. હવે મારે અહીં રહેવું નથી કે કોઈ ઓળખીતાને મોઢું બતાવવું નથી. હું કોઈ ખાતરી આપું તો તેની પતીજ પડશે નહીં પણ કહેતી જાઉં છું કે–બાલાને જ્યારે સારૂં થશે ત્યારે મારી કુળલક્ષ્મી તરીકે સ્વીકારીશ. અને આ જન્મમાં કોઈ કાળે કમલને માટે બીજી સ્ત્રી નહીં લાવું."

રામજીએ કહ્યું: "ભગવદ્ગીતા હાથમાં લઈને તમે ત્રણે જણ મારા દેખતાં સોગંદ લ્યો કે, 'એક પર બીજીના રિવાજને નહિ પોષીએ.' તોજ હું પ્રોફેસર સાહેબને સંદેશો કહીશ; નહિ તો, સીધેસીધ્ધ પોલીસચોકીએ જઈને તમને પકડવાનું વારંટ કઢાવીશ."

અને રામજી સમક્ષ તેઓએ પ્રતિજ્ઞા લીધી. કમળાશંકર પાસે રામજીએ વધુ પ્રતિજ્ઞાઓ લેવરાવી: "કદી દારૂ નહિ પીઉં; જુગાર નહિ રમું; અનાચારના ધામમાં નહિ જાઉં અને અભ્યાસ તરફ લક્ષ આપીશ."

રામજીએ તે પછી એ ત્રણેને આ શહેર છોડીને જવા દીધાં હતાં.

"તેઓને તેં જવા દીધાં, એ મને ના રૂચ્યું." અનંતે કહ્યું: "શોભારામ અને મહાનંદા પાસે જાહેરમાં પ્રતિજ્ઞાઓ લેવડાવવી જોઈતી હતી કે, એક પર બીજીના રિવાજને નહિ પોષીએ. કમલાશંકરને જુગાર રમવાના ગુન્હા માટે અદાલત મારફત સજા કરાવવી જોઈતી હતી."

પ્રોફેસરે કહ્યું: "એમ નહીં થવાથી કશું બગડ્યું નથી. પોતાની સ્થિતિ ઈજ્જતઆબરૂ વિનાની બની ગઈ એ બૂરામાં

ખૂરું પરિણામ તેઓએ અનુભવ્યું; એથી આ શહેર છોડીને તેઓને ન્હાસી જવું પડ્યું. અનેક પત્નીત્વના કુરિવાજને દૂર કરવા માગનારાઓની આમાં કાંઈ ઓછી ફતેહ થઈ નથી."

"આમાં ફતેહ થયેલી હું નથી જોતો." અનંતે કહ્યું: "જાહેર જનતા કાંઈ એવી કોમળ હૃદયની નથી કે, આ એક દાખલાથી સાર ગ્રહણ કરે. 'અમારે શું' એવી કઠોર અને બેપરવાઈ ભરેલી વસ્તુસ્થિતિ ચોમેર પ્રવર્તે છે. શોભારામની પરિસ્થિતિ જેવી સૌની થતી ક્યાં દેખાય છે? અનેક શહેરોમાં તમે દિન ઉગ્યે 'એક પર બીજી' કર્યાના કંઈને કંઈ સમાચારો વાંચો છો. પોતાના પર આફત આવ્યા વિના લોક ધડો લેતા નથી અને એકાક આ રિવાજને પોષ્યા જાય છે. સુશિક્ષિત અને યુનિવર્સિટીની કેળવણી લેનારાં તેમજ સૌથી ઉંચી જ્ઞાતિનાંઓમાં પણ આવા કૈંક બનાવો બનતા દેખાય છે. તેઓ પોતાના પગ તળે, બાળા જેવી મૂંગી સહિષ્ણુ નારીઓને છુંદીને, એમના છૂપા નિસાસાની દરકાર નહીં કરીને સુખચેનથી મ્હાલતાં દેખાય છે. આવાંઓને ઠેકાણે લાવવા માટે ન્યાયાસન સમક્ષ ઉભાં કરીને સજા કરાવીએ નહીં ત્યાં સુધી મને તો જંપ વળશે નહીં."

અશોકે કહ્યું: "આ દાખલામાં આપણી ફતેહ નથી થઇ એવા તારા અભિપ્રાય સહિત હું સહમત થતો નથી. નોકર જેવા એક અભણ માણસ આગળ ભગવદ્‌ગીતા લઈને ખાનદાન અને આબરૂદાર ગણાતાં શોભારામ આદિને પ્રતિજ્ઞા લેવી પડી એ પૂરી ફત્તેહ છે. મહાનંદાએ બાલાને પુનઃ સ્વીકારવા અને કમલાશંકરે અનીતિ તજી દેવા કબૂલ્યું એ તેમના ફરજીઆત હૃદયપલ્ટાનું પરિણામ છે."

કવિએ કહ્યું: "અને આ પરિણામ પછી, અનંત, આપણે અને આપણા મંડળે આ દાખલાને જોરશોરથી "બ્રૉડકાસ્ટ"

કરવાનો છે. પ્રત્યેક જ્ઞાતિસમૂહ પાસે જઇને આપણે અનેક પત્નીત્વનો રિવાજ સદંતર બંધ કરવા ઠરાવો કરાવીશું. છાપાંમાં આ રિવાજ સામે લખાણો લખીશું. જાહેર લખાણ–ભાષણો કરીશું. પ્રદર્શનો ભરીને અશોક દ્વારા વ્યંગ ચિત્રો દોરવીને જનતાને અનેક પત્નીત્વના ગેરલાભ દર્શાવીશું."

વિશ્વનાથે કહ્યું: "બેશક, જ્વાલામુખી મંડળ માટે આ દાખલો આવા વિશાળ કાર્યક્રમ પૂરા પાડે છે."

પ્રભાએ કહ્યું: "મને એક તાત્કાલિક માર્ગ સુઝે છે. શોભારામભાઈનો દાખલો એમની જ્ઞાતિ સમક્ષ મૂકવા માટે જ્ઞાતિની સભા આવતી કાલે મેળવો અને એમાં સ્પષ્ટ સત્ય રજુ કરીને જ્ઞાતિ પાસે ઠરાવ કરાવો કે, બહુપત્નીત્વનો રિવાજ હવેથી સદંતર બંધ કરવામાં આવે છે."

પ્રોફેસર બોલ્યો: "અનંતનાં કાર્યોને વેગ આપવા માટે તેં બહુ સારો વિચાર રજુ કર્યો, પુત્રી! શોભારામને લજ્જાસ્પદ બનાવવામાં તેં તારો જબરો પ્રભાવ પાડયો છે."

"નહીં. મિ. અનંતનો એ પ્રભાવ ગણાય." પ્રભાએ કહ્યું:

"મને મિ. અનંતની અદીઠ પ્રેરણાથી જ હિમ્મત ભર્યું પગલું લેવાનો વિચાર સુઝયો. સત્યને શોધવા આપણે શું કરવું એ ઊર્મિ મને મિ. અનંતનાં આજ સુધીનાં તમામ કાર્યોમાંથી મળી." અને આમ કહીને તે અનિમિષ નયને અનંત તરફ જોઈ રહેતી, સ્વગત બોલી: "અનંતની પ્રભાએ જ આ પરિણામ આણ્યું છે."

અનંતે કવિ તરફ જોયું અને પૂછ્યું: "કોની પ્રેરણા કવિ?"

"આત્માની." કવિ બોલ્યો: "એક વ્યક્તિનો અંતરાત્મા જ્યારે એને પ્રેરે છે કે, હિંમત રાખીને સત્યને રાહે કામ લે ત્યારે

એનું તેજ વ્યક્તિ પર પ્રભાવ પાડી શકે છે. એ તેજ જ્યારે બહાર નીકળે છે ત્યારે એના વડે અનેક વ્યક્તિઓ પર પ્રભાવ પડે છે અને અનેરાં કામ થાય છે."

"મને તમે યશ આપ્યો તેનો મારો આ જવાબ." અનંતે પ્રભાને કહ્યું: "મારો પ્રેરક આ મારો કવિમિત્ર છે."

"મારો પ્રેરક ચિત્રકાર અશોક છે." કવિએ કહ્યું.

"અને મારો પ્રેરક અનંત છે." અશોકે કહ્યું.

"અનંત 'જ્વાલામુખી' છે. એ જ્વાલામુખી મંડળનો અગ્રણી છે. જ્વાલામુખી મંડળની જ્વાલાઓ એટલે આત્માનાં તેજ" વિશ્વનાથે કહ્યું.

"અર્થાત્ આત્માનાં તેજ એટલે અનંતની પ્રભા" પ્રભા મનોગત બોલી.

અનંતે તેના મિત્રોને કહ્યું: "આપણા આત્મા એક છે. આપણે તેનાં તેજ વડે કાર્ય કરીએ છીએ. આત્માનાં એ તેજ સદૈવ ચોમેર નાંખવાનું, કુરૂઢિઓને બાળી નાંખવાનું અને જગતને પ્રકાશિત બનાવવાનું બળ પ્રભુ આપણને આપે એ જ મારી પ્રાર્થના છે."

## પ્રકરણ ૩૨

## પ્રગતિને પંથે

બીજે દિન વટપુરની જ્ઞાતિને એકત્ર કરવામાં આવી. એમાં અનંતે સાફ સાફ શબ્દોમાં શોભારામના કલંકની વાત કહી દાખી. એણે કમલાશંકરનો ફોટો જ્ઞાતિજનોને બતાવ્યો. એણે

અક્ષય અને ગાનારી ગુમ થયાની હકીકત કહીને ગાનારી વસ્તુતઃ કોણ છે એ હકીકત દર્શાવી અને બાલાની સ્થિતિનો ચિતાર હૃદયંગમ શબ્દોમાં આપીને જ્ઞાતિજનોને કહ્યું: "આપના તરફથી આજરોજ એવો ઠરાવ થવાની જરૂર છે કે, **હવે પછી કોઇએ જ્ઞાતિમાં એક હયાત પત્ની ઉપર બીજી પત્ની કરવી નહીં.** કોઈપણ દેશમાં તમે આવી પ્રથા નહીં જુઓ. પાશ્ચાત્ય પદ્ધતિએ થતાં 'સિવિલમેરેજ'માં પ્રથમ શરત એ હોય છે કે, પરણનાર વરની એક પણ સ્ત્રી હયાત ન હોય; કિંવા પરણનારીનો કોઈ પતિ હયાત ન હોય. જીવિત સગિતની હયાતીમાં દરકોઈ સ્ત્રી કે પુરુષનું બીજું લગ્ન જ્યારે પાશ્ચાત્ય દેશો નિંદી રહ્યા છે અને કાયદાથી અટકાવી રહ્યા છે ત્યારે આપણે આર્યસંતાનો તરિકે પોતાને ઓળખાવનારાઓ. એ રિવાજને બેધડક અમલમાં મૂકતાં શરમાતા નથી! આ પ્રથાથી આપણું સ્ત્રી જાતિની દુભવણી કરવામાં, તેને પતિથી નાફરમાન બનાવવામાં, તેને સ્વચ્છંદે ચઢી જવામાં અને અનેક પ્રકારના ગુન્હાઓને ઉત્તેજન આપવામાં મદદગાર થઇએ છીએ. એ પ્રથા બે રીતે બંધ થાય:–પ્રથમ તો પ્રત્યેક જ્ઞાતિ, એ રિવાજની સદંતર બંધી કરે. અને બીજી રીત, સરકારના કાયદા કાનુન મારફત એ રિવાજનો બિલ્કુલ પ્રતિબંધ થાય. પહેલી રીત કરતાં બીજી રીત વધારે સફળ બનશે. જ્ઞાતિ પાસે ફક્ત જ્ઞાતિબહાર મૂકવાની સત્તા હોવાથી અને એ સત્તા અજમાવવા જતાં તેમાં બહુ તડ પડીને કુસંપ વધવાનો સંભવ હોવાથી જ્ઞાતિએ સરકાર પાસે એવી સત્તાની માગણી કરવી જોઇએ કે અનેક પત્નીત્વની બંધીનો જ્ઞાતિનો ઠરાવ જે કોઈ તરફથી ઉલ્લંઘવામાં આવે તેની સામે કાયદાની અદાલત પેંઠે કેસ ચલાવવાની સત્તા જ્ઞાતિને આપવી અને તેના તરફથી જેને ગુન્હેગાર ગણવામાં આવે તેને, જ્યુરીના જેવો અભિપ્રાય ગણી લઇને ન્યાયાધીશ તરફથી કેદની સજા ફરમાવવી. અર્થાત્ જ્યુરી જેવો અધિકાર જ્ઞાતિઓને મળવો

જોઇએ. અને એ અધિકાર મેળવતા પહેલાં જ્ઞાતિઓએ પોતાની અંદરથી સડો સાફ કરી દેવા માટે અનેક પત્નીત્વનો રિવાજ બંધ કરવામાં આવે છે, એવો ઠરાવ કરી દેવો જોઇએ."

અનંતનું આ વકતૃત્વ અસરકારક નીવડયું. જ્ઞાતિજનોએ સર્વાનુમતે ઠરાવ્યું કે હવે પછી જ્ઞાતિમાં કોઇથી એક હયાત પત્ની ઉપર બીજી પત્ની સાથે લગ્ન નહીં કરી શકાય. જે તેમ કરશે તે જ્ઞાતિનો ગુન્હેગાર ઠરશે અને જ્ઞાતિ તેને યોગ્ય લાગશે તેવી સખ્ત સજા કરશે.

આ ઠરાવ પસાર કરવામાં આવ્યો અને સરકાર તરફથી ધારો પસાર કરવાની જરૂરીઆત માટે રાજ્યના દિવાનને અરજી મોકલવામાં આવી.

વટપુરની જ્ઞાતિનો આ એક મહત્વનો ઠરાવ હતો અને એ ઠરાવને આધારે બીજાં ગામો અને શહેરોની જ્ઞાતિઓમાં ઠરાવ કરાવવા માટે અનંત વગેરેને માટે પ્રચારનું વિશાળ ક્ષેત્ર પડયું હતું.

વિશ્વનાથે આ ઠરાવના જોર પર અંબાપુરમાં પણ જ્ઞાતિ પાસે ઠરાવ કરાવવા બીડું ઝડપ્યું.

અમ્બા પુરની જ્ઞાતિએ ચુંટણીની પધ્ધતિથી પ્રમુખ આદિ કારોબારી અધિકારીઓ અને તેનું મંડળ નીમ્યું હતું વિશ્વનાથની પસંદગી કારોબારીના સભ્ય તરીકે થઇ હતી. તેણે અંબાપુર આવીને જ્ઞાતિને પોતાનાં ધારાધોરણો એક આદર્શ જ્ઞાતિ તરીકે ઘડી કાઢવા જણાવ્યું. કારોબારી મંડળ એકત્ર થયું અને જ્ઞાતિમાં એક પણ કુરિવાજ રહે નહીં એ હેતુ લક્ષમાં રાખી તેણે નીચે મુજબ નિયમો ઘડયાઃ—

૧. મરણ પાછળ રોવાકુટવાનો રિવાજ સદંતર બંધ કરવો. એને બદલે કોઇ ધાર્મિક કથા જેવી કે, ગરૂડપુરાણ અથવા શીવ-પુરાણ કહેવરાવવાં.

૨. મરણ પાછળ જ્ઞાતિભોજન બંધ કરવાં. આર્ય ધર્મ ભાવના પ્રમાણે બ્રહ્મભોજનની જરૂર જણાય તો, સગાંવહાલાં અને ત્રણથી પાંચની સંખ્યામાં થોડાક વિદ્વાન સુપાત્ર બ્રાહ્મણોને ઘરમેળે ભોજન કરાવવું.

૩. સીમન્તોન્નયન જેવા સંસ્કાર પાછળ જ્ઞાતિભોજન કરવું નહીં.

૪. લગ્નની પ્રથામાં ઘણા બહોળા સુધારાની જરૂર છે. આથી ઠરાવવામાં આવે છે કે, ઘણાજ વિચારપૂર્વક લગ્ન કરવા પ્રત્યેક માબાપે કાળજી રાખવી. (અ) કોઇપણ જાતના રોગવાળાને પરણાવવાની શાસ્ત્ર ના પાડે છે આથી તેવાને કન્યા દેવી નહીં. (બ) કુલીનશાહીના મોહમાં નહીં અંજાતાં વરનાં વિદ્યા, વય, ગુણ અને ચારિત્ર પર લક્ષ આપીને તેની પસંદગી કરવી. (ક) ૪૦થી વધુ ઉંમરનો કોઇ વર પસંદ કરવો નહિં. (ડ) ૧૪ વરસથી નાની વયની કન્યાનું લગ્ન કરવું નહી અને વરની ઉંમર ૧૮ થી ઓછી નજ હોવી જોઇએ. આ મુદ્દામાં એક વાત લક્ષમાં રાખવી કે, વિદ્યાર્થી અવસ્થામાં કન્યા કે વરનાં લગ્ન થાય નહીં તો ઘણું ઠીક. (ઇ) કન્યા વિક્રય, વર વિક્રય, આદિ કુરિવાજો દૂર કરવાની ખાસ જરૂર છે. ઓછામાં ઓછા રૂા. ૫૦૦ અને વધુમાં વધુ રૂા. ૧૦૦૦થી એક પણ પાઇ કોઇપણ કન્યાના માબાપે લેવી નહીં અને એ લેવાયેલાં નાણાંનો ઉપયોગ માબાપે સ્વપ્ને પણ પોતાના અંગત કામમાં કરવો નહીં અને નાણાં કન્યાને નામે વ્યાજે મૂકી દેવાં. (ફ) કોઇ કન્યા પક્ષ વર પક્ષને નાણાં આપીને કન્યાને પરણાવે, એવું પણ ન થવું જોઇએ. અમુક વર પસંદ થાય તો તેનાં આટલાં નાણાં આપો તોજ લગ્ન કરીએ આવો આગ્રહ વરપક્ષે કરવો નહીં. (જ) જ્ઞાતિનાં બાળકોને ભણાવવા માટે ખાસ પ્રબંધ કરવાની જરૂર છે. આથી એક મોટું ફંડ સ્થાપીને તેમાંથી શિષ્યવૃતિઓ આપીને તેઓને ભણવામાં ઉત્તેજન આપવું. જ્ઞાતિમાં અભણ સ્ત્રીઓની

સંખ્યા વધારે જોવામાં આવે છે; આથી સ્ત્રીઓને ઉદ્યોગો શીખવાડનારી એક શાળા સ્થાપવી અને એમાં વિવિધ ઘરગથ્થુ ઉદ્યોગોની તાલીમ આપવી. (ઝ) બ્રાહ્મણોની ખાસ ભાષા સંસ્કૃત છે. એ ભાષામાં છોકરા–છોકરીઓને નિષ્ણાત બનાવવા માટે પણ ખાસ વ્યવસ્થા કરવી. જ્ઞાતિનો ઉદ્દેશ સહકારિતાનો છે. કુસંપ કે વિચ્છેદનાં બીજ રોપવા માટે જ્ઞાતિઓ સ્થપાઈ નથી; આથી જ્ઞાતિમાં કદાપિ ગોળ કે તડ પાડવાં નહીં અને એથી ઉલ્ટું, જ્યારે પણ કોઈ માબાપને એમ લાગે કે પોતાની કન્યા વધુ સંસ્કારી અને જ્ઞાનવતી બની છે અને અન્ય કોઈ બ્રાહ્મણ વર્ણમાં તેને માટે સુયોગ્ય વર મળે છે તો તેની સાથે લગ્ન કરવાની પહેલ તે કરે તો તેમાં જ્ઞાતિને વાંધો લેવા જેવું હોવું ન જોઈએ. પૂર્વકાળમાં કેવળ ચાર વર્ણો હતી. પેટા જ્ઞાતિઓ ન હતી. ધીમે ધીમે આચાર વિચારોની અસ્ખલિતતાને યોગે વિચ્છેદ વધ્યા અને પેટા–જ્ઞાતિ રૂપી શાખાઓ વધી ગઈ. એકજ વટવૃક્ષની એ શાખાઓ સુમેળથી સંધાઈ જાય અને બ્રાહ્મણ એ વર્ણોનો ગુરૂ છે, એવો આદર્શ પાર પડે તેવા સર્વ યત્નો કરવામાં અંબાપુરના પ્રત્યેક જ્ઞાતિજને કમ્મર કસવી જોઈએ.

જ્ઞાતિના આ મુખ્ય ધારાધોરણો સિવાય જ્યારે જ્યારે જરૂરીઆત જણાશે ત્યારે કારોબારી બીજા નીયમો ઠરાવશે.

જ્ઞાતિમાં શિક્ષણવૃદ્ધિભંડોળની તત્કાળ સ્થાપના કરવામાં આવી. એમાં પ્રેસિડેન્ટે પોતાના તરફથી રૂા. ૧૦૦૦ બક્ષીસ આપતાં વાઈસ પ્રેસિડેન્ટ ઓઘડશંકરે રૂા. ૨૦૦૦ ભર્યા. વિશ્વનાથે પણ રૂા. ૧૦૦૦ ભર્યા: બીજાઓએ પણ એમાં યથાશક્તિ ભરતાં તેજ ક્ષણે રૂા. ૬૦૦૦નું ભંડોળ થઈ ગયું.

આ બધું, શરૂઆત તરીકે, ગૌરવ લેવા જોગ કાર્ય હતું.

## પ્રકરણ ૩૩ અધઃપતનને માર્ગે !

આંબાપુરમાં જે વખતે જ્ઞાતિગંગાનો ઝઘડો અંદર અંદર શમી જઈને સલાહસંપ થઈ ગયાં; અને વટપુરમાં જે વખતે દ્વિપત્નીનિષેધક ઠરાવ પસાર થઈ ચૂકયો તે વખતે એ જ જ્ઞાતિના બીજા એક ગામમાં એક નજીવી તકરારે અંદર અંદર વિચ્છેદ કરાવ્યો.

એ ગામ હતું કવિ કાન્તનું વતન કનકપુર. જ્ઞાતિભોજનનો પ્રસંગ હતો એક સીમન્તનો. વરો કરનારે તો ખૂબ નાણાં ખર્ચીને ભાતભાતની વાનીઓ બનાવી હતી અને જ્ઞાતિમાં પોતાને કેમ સારો જશ મળે, એવી વાંચ્છના રાખી હતી. પણ એના લલાટમાં યશ ન હતો. જમણવારમાં તકરાર આ રીતે જાગી.

એક જણ રસોઈમાંથી શાક લેવા ગયો. રસોઈ પર ઊભેલો માણસ તે વખતે પોતાના એક સ્નેહીને શાકના બે પડીઆ ભરીને લેવા દેતો હતો. પણ જે બીજો માણસ લેવા ગયો તેને એણે અટકાવ્યો.

"એને લેવા દે છે અને મને નહીં?" જેને અટકાવ્યો હતો તેણે પૂછ્યું.

"તું બહુ વખત લઈ ગયો."

"હું પહેલીજ વાર આવ્યો છું."

"તો પણ નહીં. પંગતમાં બેસી રહે. પીરસણીઆઓ આપી જશે."

"પણ તેમની તકલીફ બચાવવા હું લઈ જઉં એમાં શું ખોટું છે? બીજાઓ લઈ જાય છે અને મને જ શા માટે ના પાડે છે?

" તે કાંઈ તારા બાપનું અહીં દાટ્યું છે ?"

" આડી અવળી જીભ ના ચલાવ. મારા બાપ સુધી ના જા."

" અરે, બાપ શું તારા દાદા સુધી યે જઈશ ! અહીં કાંઈ તમારો લોકોનો ગરાસ દાટયો નથી કે બસ ફાવે તેમ લૂંટ પાડવા આવ્યા !"

અને એ સાંભળીને શાક લેવા આવનારનો મિજાજ ગયો. એણે એને ધોલ લગાવી દીધી. પેલાએ એક કડછો ઉઠાવીને તેને માર્યો. મારામારી જામી, બેઉ બાજુનાં સગાંઓ વચ્ચે પડયાં અને એ મારામારી એટલી બધી જામી કે, ત્યાં લોહીની છોળો ઉછળી રહી.

શાક લેવા આવનારના કુટુંબીઓએ આને પરિણામે નાત છોડી જઈને જાહેર કર્યું કે **અમે બીજું તડ સ્થાપીશું.**

અને એ શાકની તકરાર અદાલતે ન ગઈ પણ એમાંથી જુદો ગોળ સ્થાપવા માટે પંદર સત્તર કુટુંબોનો એક જમેલો એકઠો મળ્યો.

"ગડબડશંકરે ન્યાતિની રસોઈ ઉપર ઉભા રહીને શાક વાસ્તે અમથારામ સાથે તકરાર કરી અને અમથારામને કડછો માર્યો, આથી એની સામે પગલાં લેવા માટે આપણે અહીં મળ્યા છીએ." પ્રશ્ન મૂકાયો.

"ગડબડશંકર હમેશાં ચાહે તેને ત્યાં રસોઈ પર ઉભા રહીને દાદાગીરી કરવામાં જ હોશિયારી માને છે. દરેક ન્યાતમાં એ રસોઈ પર ઉભો રહીને વ્યવસ્થા કરવામાં પોતાને કાબેલ માને છે." એક વિરોધીએ કહ્યું.

"પણ એની વ્યવસ્થામાં કાબેલીઅત હોય છે." તેની તરફેણના એક જણે કહ્યું. એટલે એ બે વચ્ચે વિવાદ ચાલ્યો.

"કબૂલ; પણ એ વ્યવસ્થા કેવી? મામા માશીનાંને શાક આપવું અને બીજાઓને નહીં?"

"પણ લાડુ પીરસવામાં તો મેં ઘણીવાર એને જમનારાઓને ખૂબ આગ્રહ જોયો છે."

"રામભાઈ, આશ્ચર્યની વાત એજ છે ને? લાડુ માટે આગ્રહ કરાય છે, પણ શાક જેવી નજીવી વસ્તુ માટે હાથ સંકોચવામાં આવે છે! સગાં ન હોય એવાંને રીત ઉપરાંત નથી અપાતું. સગાંને પુષ્કળ અપાય છે અને તકરાર કરીને કડછા વાપરવામાં આવે છે."

"આ તો બેહૂદું કહેવાય. લાડુ તો મહાપ્રસાદ કહેવાય. એમાં ના નહીં અને શાક જેવી નજીવી વાની માટે આ તુફાન!"

"એ અવ્યવસ્થા જ આપણે નહીં સાંખીએ. કહો, શું કરવું છે? મારો તો એ અભિપ્રાય છે કે, આપણે જુદો ગોળ બાંધવો."

"બેશક. ગડબડશંકર અને એનાં સગાંમાંથી કોઈને પણ એમાં ન લેવાં."

અને યાદી કરવામાં આવી. એકંદરે પંદર કુટુંબોએ એમાં નામો નોંધાવ્યાં. અને તેઓએ બીજે દિવસે ન્યાત કરવી એમ ઠર્યું.

એ ન્યાતમાં પંદર જણાના ગોળના આશરે સવાસો માથાં જમ્યાં. ગોળે આ સિવાય બીજાઓને જમવા નોતર્યાં નહીં; દરેકને એક એક લહાણું આપ્યું અને તેમણે પોતાના કડક ધારાધોરણમાં એ બાબતનો શમાવેશ કર્યો કેઃ [૧] આ પંદર જણનું તડ એકબીજા વચ્ચેજ લ્હાણાં કરે; એમના ગોળ સિવાય બીજાને લ્હાણાં ન કરે. [૨] ભોજનવ્યવહાર આ ગોળની અંદરજ થાય. બીજાઓને નોતરે નહીં. (૩) કન્યાવહેવાર કેવળ આ ગોળની અંદરજ થવો જોઈએ. જેઓ ગોળ બહાર લગ્ન કરશે તેઓનો બહિષ્કાર કરવામાં આવશે.

## પ્રકરણ ૩૪

## ઉપસંહાર

જનકપુરના 'ગોળ'ની હકીકત કવિ કાન્તનો પિતા કે જે એ ગોળમાં ન હતો તેણે કવિને લખી જણાવી.

એ પત્રમાં તેના પિતાએ લખ્યું હતું : "હું આ વિચ્છેદ નાપસંદ કરું છું. આજનો યુગ सहना ववन्तु सहनौ भुनक्तु એ આદર્શથી કાર્યો કરવાનો છે. પેટા—જ્ઞાતિઓ સંધાઈ જાય એવા માર્ગ લેવાની જે વખતે જરૂર છે તે વખતે શાક જેવી વસ્તુને ખાતર પડેલું આ તડ પોતાના વર્તુલમાં ગડબડશંકર આદિનો સમાવેશ નહીં કરીને અધઃપતનને પંથે જ વિચરી કહ્યું છે. હિંદુ જાતિમાં આજે અનેક શાખાઓ છે. એ શાખાઓમાં મૂળ કેવળ આવી નજીવી તકરારો અને ઈર્ષ્યા અદેખાઈ વડે જ નંખાયાં જણાય છે. જ્ઞાતિઓએ કુસંપથી વધારેલી આવી શાખાઓમાં ઘણીવાર અભેદ્ય મુસ્કેલીઓ પણ આવે છે. જે ગોળ સ્થપાયો છે તેમાં કમનસિબી એ જોવામાં આવે છે કે, તેમાંના ઘણાઓ એટલા બધા નજીકના સગા છે કે, કન્યાઓની આપલે કરવામાં ગોત્રનો તેમને બાધ નડશે. સગોત્રનાં લગ્ન થાય નહીં એ શાસ્ત્રીય અને વૈદ્યકીય બાધ અત્યારે તો વેરની ધૂનમાં તેમણે લક્ષમાં લીધો નથી પણ જ્યારે કોઈને ત્યાં પ્રસંગ ઉપસ્થિત થશે ત્યારે આ કૂપમંડૂક વર્તુલના સભ્યો જરૂર મુંઝાઈ પડવાના છે."

सहना ववन्तु એ ઉપનિષદ—સૂત્ર કવિને ખાસ આકર્ષી રહ્યું. એણે નિશ્ચય કર્યો કે, આ ગોળ મિટાવવા માટે કોશિષ કરવી, અનંત આદિને તેણે આ પત્ર વંચાવ્યો અને અભિપ્રાય માગ્યો.

"આ વિચ્છેદ બેશક દુઃખદાયક છે" અનંતે કહ્યું : "અને જ્યારે તમામ જ્ઞાતિઓની ઉન્નતિનો એક સાથે વિચાર કરીએ છીએ

ત્યારે એક ફાટેલી ચાદરમાં એક થીંગડું સાંધવા જતાં બીજે ચીરાડો પડે અને બીજે સાંધતાં ત્રીજે પડે, એવી આ વસ્તુસ્થિતિ થઈ છે! આવા વિચ્છેદ થાય નહીં તે માટે કાંઈક એક સમાન અને એક પ્રકારે જ સર્વને લાગુ પડે એવું અસરકારક ઔષધ હોવું જોઈએ."

આ વખતે પ્રોફેસર એક નવી જ બાબતની વાત લઈને આવી પહોંચ્યા અને તે, મિત્રોની મુશ્કેલીનો સુંદર નિકાલ લાવનારી થઈ પડી.

વટપુરની જ્ઞાતિએ દ્વિપત્નીનિષેધક ઠરાવ કરીને રાજ્ય પર તેની જે નકલ મોકલી હતી તેના જવાબમાં દિવાને તત્કાળ એક યાદી પ્રકટ કરી હતી અને એ યાદી વર્ત્તમાનપત્રોમાં પ્રગટ કરાવવા ઉપરાંત વટપુરની તમામ જ્ઞાતિઓને અને સુશિક્ષિત પુરૂષોને મોકલી આપી હતી. પ્રોફેસર પર એની એક નકલ આવી હતી. એમાં જણાવેલું હતું કે: રાજ્યે સામાજિક અનિષ્ટો દૂર કરવા માટે કાયદાઓ ઘડવાનો નિર્ણય કર્યો છે. એવા કાયદાઓમાં ખાસ કરીને અત્યારે પાંચ કાયદા હશે: (૧) જ્ઞાતિત્રાસનિવારણ કાયદો, (૨) કન્યાવિક્રયનિષેધ કાયદો, (૩) વરવિક્રય કાયદો, (૪) મરણોત્તર સમૂહભોજન પ્રતિબંધક કાયદો અને (૫) અનેકપત્નીત્વ નિષેધક કાયદો.

આ કાયદાઓના ખરડાઓ ઘડીને જનસમાજને એક માસમાં અભિપ્રાય આપવા માટે પ્રકટ કરવામાં આવશે. પ્રત્યેક જ્ઞાતિ તેમાં સાથ આપે; તે કાયદાઓ પસાર કરવામાં સહાય કરે અને રાજ્યની સામાજિક પ્રગતિમાં ફાળો આપે એ આવશ્યક છે.

અને તે કહ્યું: "બસ, હું જે અસરકારક અને સર્વને લાગુ પડે એવું ઔષધ માગું છું તે આ જ છે."

કવિ બોલ્યોઃ સહના વવ-તુ સૂત્ર પાર પડે એવોજ આ ઉપાય છે.''

અશોકે કહ્યુંઃ "હવે મારી બહેન જેવીઓને દુઃખી થવાનું નહીં રહે. કાન્તા જેવીઓને આત્મહત્યા કરવાનું કારણ નહીં રહે."

પ્રોફેસરે કહ્યુંઃ "રાજ્યની સરકારોએ અનિષ્ટો દૂર કરવામાં આવી જ સહાય દેવી જોઇએ. હવે મિત્રો, તમારે માટે મારા એક પ્રિય વિષયમાં કાર્ય કરવાનું બાકી રહે છે અને તે જ્ઞાનની પરબો માંડવાનું કાર્ય છે. સમાજ નિરક્ષરતાને કારણે ઘોર નિદ્રામાં છે. હિંદની સમગ્ર વસ્તીમાં ફક્ત ૧૧ ટકા શિક્ષિત છે. બાકીના ૮૯ ટકાને શિક્ષણ આપવાનો પ્રબંધ થાય ત્યારેજ હિંદની અજ્ઞાનની બેડીઓ તુટશે; તમે યુવકોએ અને વિદ્યાર્થીઓએ આ માટે શું કરવું રહ્યું? તમારી અંગત બાબત હું પ્રથમ લઉં. તમે હવે જલ્દીથી વિહંગપુર જઈને તમારા મેટ્રીકના અભ્યાસને આગળ વધારો. તમે લગભગ એક મહિનો શાળામાંથી ગેરહાજર રહ્યા છો. એ ગેરહાજરીનો ખંગ વાળવા માટે રાત્રે પણ જાગીને તમે વાંચો, વાંચો ને વાંચો. એ પછી જ્યારે રજાઓ પડે ત્યારે તમારે 'ઘર ઘર શાળા'ના પ્રયત્ન માટે કમર કસવી જોઇશે. દેશમાં એકપણ અશિક્ષિત રહેવું જોઈએ નહીં. બાળકો માટે તો શાળાઓ સ્થપાય પણ પ્રૌઢ ઉમ્મરનાંઓ માટે શું કરવું? તેઓને માટે દિવસમાં ફુરસદના અમુક કલાકના વર્ગો ખોલવા. જેઓથી બની શકે તેઓ સૌથી પ્રથમ તો પોતાન કુટુંબમાં એક જણ એકને ભણાવે એમ વ્યવસ્થા કરે; પણ જ્ય એવી વસ્તુસ્થિતિ ન હોય ત્યાં વર્ગો દ્વારા શિક્ષણ અપાય. આવ શિક્ષણ માટે મહેનતાણું આપવું અશક્ય છે. એટલે રજાઓમાં સ્વયં સેવક યુવકોએ અને વિદ્યાર્થીઓએ કાંઈપણ આર્થિક બદલા વિન કાર્ય કરવું જોઈએ.

"તમારા દાખલામાં એક સુસ્થિતિ છે. અનંતના પિતાએ શિક્ષણપ્રચાર માટે એક મોટી રકમ આપવા જણાવ્યું છે. ે

એને લગતી એવી યોજના ઘડવા ધારી છે કે, તમારા ' જ્વાલા મુખી મંડળ ' ના ૧૦૦ સભ્યો, ૫૦ જુદાં જુદાં ગામોમાં બબ્બેના જૂથમાં જાય; રજાઓના એક દોઢ માસ દરમ્યાન તેઓને માટે ભોજનાદિનો પ્રબંધ અનંતના પિતાના ફંડમાંથી કરી આપવામાં આવે; ભણનારાંઓ માટે પુસ્તકો અને શિક્ષણનાં સાધન પણ તેમાંથી અપાય અને વિદ્યાર્થીઓ મફત શિક્ષણ આપવાનું કાર્ય કરે."

" ઘણો ઉત્તમ પ્રબંધ છે " અનંત કહ્યું: " અમે એ યોજના વધાવી લઇએ છીએ "

પ્રોફેસરે કહ્યું: " અને આ કાર્ય કેવળ પુરુષોનું ન હોવાથી તેમજ કેવળ પુરુષોને જ કેળવવા અને સમાજની બીજી પાંખ રૂ' સ્ત્રીઓને નહીં કેળવવી, એવી દિવાલ આ કાર્યમાં ચણી લેવાની ન હોવાથી મારી પુત્રી પ્રભા દ્વારા હું વિદ્યાર્થીનીઓની એક મંડળીની સ્થાપના કરાવીશ. તે મંડળી પણ તમારી પેઠે જુદાં જુદાં ૫૦ ગામોમાં બબ્બેની ટોળીમાં જઈને જ્ઞાનપ્રચારનાં કાર્ય કરશે. સ્ત્રી જાતિ સ્ત્રી જાતિને જ જ્ઞાન–ચક્ષુ આપશે. નિરક્ષરતા દૂર કરવા સાથે સામાજીક કુરૂઢિઓ દૂર કરવાના પ્રચારકાર્યને પણ તમારે વિસરવાનું નથી; એટલે ગામોમાં તમારા વસવાટ દરમ્યાન તમારે સ્ત્રીઓએ અને પુરુષોએ આ બાબતમાં પણ જનતાને કેળવવી. એમાં મદદ રૂપ અન્ય સાધનો પણ હોય. ચિત્ર–પ્રદર્શનો, ભાષણો, લેખો અને નાટકો. આ દિશામાં વર્તમાનપત્રોની સહાય ઘણી ઉપયોગી થઈ પડે. તેઓ ચિત્રો છાપે, ભાષણો, અને લેખો છાપે, નાટિકાઓ પણ છાપીને પ્રસારે અને કુરૂઢિઓનો વિનાશ અનેક વાર્તા–કથાઓ રચાવીને કરે. જેઓથી બની શકે તેઓ નાટિકાઓ ભજવાવે. **सहना ववतु सहनौ भुनक्तु** એ સિદ્ધાંત અનુસાર ઉન્નતિને પંથે એક સાથે ઉડવા માટે, ઉપયોગમાં આવી શકે તેવા પ્રત્યેક સાધન તરફ આપણું લક્ષ જવું જોઇએ અને એ ભૂલવું ન જોઇએ કે, कलि कुल

ગુરૂ રવિન્દ્રનાથ ટાગોર કહે છે, તેમ આપણો અંતીમ આદર્શ આ છે:—

**જ્યાંહે ચિત્ત વિમુક્ત તો ભય થકી, રહે માન ને કીર્તિ જ્યાં**
**દેવાતાં જહિં જ્ઞાન સર્વ જનને, કે દામ લીધા વિના**
**જ્યાં સંસાર લવે વિભાગ ન પડે, નાની દિવાલો થકી**
**સત્યાગાર વિષેથી નિઃસરતી જ્યાં, વાગ્ધાર મીઠી ભલી**
**કે અશ્રાંત પ્રયત્નથી વળી થતાં, કાર્યો સદા પૂર્ણ જ્યાં**
**જ્યાંહે નિર્મળ બુદ્ધિવ્હેણુ ન વહે, આડાસુકા રાનમાં**
**દોડે જ્યાં મન તો વિશાળ શુભ સૌ આચાર, વિચારમાં**
**એ સ્વાતંત્ર્ય-સુસ્વર્ગમાં જનક તું, દોરી જજે દેશને**

"અહો! આ કાવ્ય પ્રમાણે તો હજી આપણે ઘણાં ઘણાં કાર્ય કરવાનાં બાકી છે." અનંત બોલ્યો.

કવિએ કહ્યું: "તારા નામ પ્રમાણે એ કાર્યો પણ અનંત છે. એમાં એક વ્યક્તિ નહીં, અનેક વ્યક્તિઓના યત્નની જરૂર છે. એમાં એક દિવસ, એક માસ કે એક વર્ષ નહીં; અનેક યુગ સુધીના યત્ન જોઈશે. મારા જેવાનું એક કાવ્ય નહીં, અશોકનું એક ચિત્ર નહીં, છાપાંમાંનો તારો એક લેખ નહીં કે જ્ઞાતિજનો આગળનું તારૂં એક ભાષણ નહીં પણ એવાં અનેક પ્રચારલક્ષી લેખનચિત્રકામની અને સાધનોની જરૂર પડશે."

પ્રોફેસર બોલ્યો: "અને એ સર્વ કાર્ય તમે હવે પછી સબળ સ્વરૂપે કરી શકો તે માટે જ મેં તમને તત્કાળમાં તમારા અભ્યાસ માટે આગ્રહ કર્યો છે. ભણો; ખંતથી ભણો; ફુરસદના સમયમાં બીજાને ભણાવો અને પછી દેશના અંતિમ આદર્શ માટે ઝૂઝો અને તમારા આત્માનાં તેજ પ્રસારો. જેટલે અંશે તમારો તેજઃપુંજ વિશેષ તેટલે અંશે તમારી જય—સાધના."

આ પ્રેરણાદાયી આશીર્વાદનું ગૂંજન કરતી મિત્ર–ત્રિપુટી પ્રોફેસરની તાત્કાલિક સૂચના પ્રમાણે પોતાના મેટ્રીકના અભ્યાસ તરફ લક્ષ આપવા વિહંગપુર જવા ઉપડી ગઈ.

* * * *

મેટ્રીકની પરીક્ષા થઈ ગયા પછી અનંતે અને તેના મિત્રોએ રજાઓમાં જ્ઞાનસત્ર ઉઘાડયાં. જ્વાળામુખી મંડળના સભાસદોએ એક બાજુ ચોમેર ગામડાંઓમાં પ્રચારકાર્ય શરૂ કર્યું અને બીજી બાજુ પ્રભાએ સ્ત્રીવર્ગમાં એ પ્રવૃત્તિ આદરી. પ્રભાના કાર્યમાં ભળનારી માત્ર યુવતીઓ જ નહીં પણ મોટી ઉંમરની સ્ત્રીઓ યે હતી.

બાલાની તબિયત સુધરી ગઈ. નાનકડી ઉર્મિ તેની પાસે જ રહેતી. પોતાની માતા ઇંદિરા સહિત બાલાએ જ્ઞાનની પરબોનાં નીર સીંજનને પાવામાં ભાગ લેવા માંડયો.

વિશ્વનાથની તબિયત ગામડાઓમાં રહેવાથી આરોગ્યભવન જેવી જ સુધરતી ચાલી. તે પણ આ કાર્યમાં ભળ્યો અને અંબાપુરની તેની જ્ઞાતિમાંથી પણ જ્ઞાનદાતાઓની મદદ તેને મળી.

જીવરામનો લકવો મટયો નહતો પણ પથારીમાં પડયો પડયો પણ તે હવે પોતાની કન્યાઓનાં જીવન વેડરી નહીં નાંખવા નિશ્ચય કરી રહ્યો. જે રૂ. ત્રણહજાર તેની પત્નીએ લીધેલા તે શાહુકારને ત્યાંથી લાવીને તેણે વિશ્વનાથને પાછા સોંપી દીધા. જ્ઞાનદાન પામતી પોતાની પુત્રીઓને નિરખીને કમળા એ દિનની વાટ જોઈ રહી કે, કયારે એ સંસ્કારવતીઓ કોઈ સારા સંસ્કારસ્વામીઓને પામે.

અનંતના પિતાને જ્યારે જ્ઞાનદાનના તમામ સમાચાર મળ્યા ત્યારે તે ઘણો ખુશી થયો. તેણે જયાને કલકત્તાથી મોકલી અને તે પણ જ્ઞાનપ્રચારના કાર્યમાં ભળી.

રજાઓ પૂરી થઇ. આંકડા એકઠા કરવામાં આવ્યા. સંતોષજનક કાર્ય થયાનું પરિણામ આવ્યું હતું – જો કે અનંત હતું – હજી સવિશેષ કરવાનું અવશેષ હતું.

મેટ્રિકની પરીક્ષા થઈ. મિત્રો પાસ થયા. પ્રભા પાસ થઇ અને કલકત્તાના પરિણામ પ્રમાણે જયા પણ પાસ થઈ.

વટપુર રાજ્યે પાંચ સામાજિક કાયદાઓ પસાર કર્યાં અને તેનો અમલ શરૂ થયો.

એ કાયદામાંના જ્ઞાતિત્રાસનિવારણ કાયદાને પરિણામે, કવિના વતન કનકપુરમાં જે ગોળ સ્થપાયો હતો તેનો મૃત્યુ-ઘંટ વાગ્યો; જે ગડબડશંકરને અંગે ગોળ પડયા હતા તેણે ગોળ પાડનારાઓને નોટિસ આપી કે, તમે તમારા કડક નિયમો નાબુદ નહીં કરો અને અમારી સાથે નહીં ભળી જાઓ તો હું જ્ઞાતિત્રાસ નિવારણ કાયદાને અન્વયે અદાલતનો આશ્રય લઈશ. પરિણામે તેઓને માનવું પડયું. તડ સંધાઇ ગયાં. જ્ઞાતિ એક થઈ. કાયદાઓ વિના સમાજ માનતો નથી, આ સત્ય એમાંથી તરી રહ્યું.

શોભારામ અને તેનું કુટુંબ કયાં ગયું છે તે માલુમ પડયું નહીં. બાલા આશા રાખે છે કે, તેઓ સમય વહેતાં પાછાં ફરશે અને ત્યારે સુખસૂર્યનાં સુવર્ણકિરણો પોતાના જીવન પર પ્રસરી રહેશે. અક્ષય-અચ્છનનો પણ કયાંયે પત્તો લાગ્યો નથી.

સામાજીક કાયદાઓ પસાર થાય તો પણ માણસોમાં દિલચોરી ન હોય અને તેના પાલન માટે ખેલદિલી હોય તો જ સુસ્થિતિ પ્રાપ્ત થાય આવી ખેલદિલી ઉત્પન્ન કરવાનું કાર્ય હજી અનંત આદિને શિર રહ્યું છે.

કવિએ રચેલું નીચેનું કાવ્ય મિત્રો પોતાના સૂત્ર તરીકે અવારનવાર લલકારતા રહીને સમાજનો સડો સાફ કરવા કોશિષ કરે છે:—

**ઘર ઘર જ્ઞાન ભરો, નારી નર,**
**ઘર ઘર જ્ઞાન ભરો**

**વિદ્યાના સંસર્ગથી જનમન નિર્મળ નિત્ય કરો**
**કુરૂઢિ અને અજ્ઞાન રાક્ષસો ભસ્મીભૂત કરો—નારીનર૦**

બનો સાક્ષરો દુર્ગુણ બાળી, સદ્‌ગુણ અંગ ધરો
સમાજવેદી પર દેવાતાં બલિદાનો બંધ કરો—નારીનર૦

કુસંપ કેરી પશુતા ઈર્ષા વેર વિનાશ કરો
બાવળિયાં ઝાંડું બળીઝળીને, સદા સાફ કરો—નારીનર૦
એક હોય આદર્શ આપણો, એક થઈ વિચરો
એક રાષ્ટ્ર, આત્માનાં તેજે. ભારત ભવ્ય કરો—નારીનર૦



# જે. એન. ત્રીવેદીની

# સાયન્ટીફીક તપખીર




અમારી છીંકણીનો હરહંમેશ ઉપયોગ કરનારા કહે છે કે **જે. એન. ત્રીવેદીની છીંકણીથી** અમને અનેરો આનંદ મળે છે—મગજને તેર અને તાજગી આપે છે. નાકને સુવાસીત રાખે છે.

**અમારૂં પ્રમાણપત્ર**

**અમારી છીંકણી વર્ષોથી પ્રખ્યાત છે.**
**આ માટે બે મત છે જ નહીં.**

**: કોઈપણ જાતની છીંકણી ખરીદતાં પહેલાં :**

અમારી છીંકણી ચોકખી બનાવટની અને વિશ્વાસપાત્ર વસ્તુ છે અને તેથી જ આજ સંખ્યાબંધ માણસો તેનો રાતદિવસ ઉપયોગ કરે છે. ગુજરાત—કાઠિયાવાડ કચ્છ અને આખી મુંબઈ પ્રેસીડેન્સીમાં તેમજ સિંધ અને બરમા જેવા દૂરના સ્થળોએ પણ કદરદાન ગૃહસ્થો અમારી જ છીંકણી વાપરે છે.

## એ. એન. ત્રિવેદી બ્રધર્સ છીંકણીવાળા

**માંડવીની પોળ, : ફ. નં. ૨૧૯૦ : અમદાવાદ**

**આપ અમારે ત્યાં પધારી અને ગમે તે કવોલીટીની છીંકણી માગો. તાજી અને સુવાસિત છીંકણી આપની અનેક ફરીઆદોને દૂર કરી દિલને ખુશ ખુશ કરશે.**

દરેક પેકેટ પર અમારૂં **ત્રિશુલનું** નિશાન તપાસી લેવા વિનંતિ છે

